


पुस्तक १४ ] संवत् १९७२ पौष-माघ कृष्णपक्ष १४. [ अंक ३-४

॥ ॐ श्रीः ॥

## पद्यसंग्रह.

### आरंभमां अहितकर जणाता प्रसंगो हितने ज अर्थे छे एवुं भान कराववा श्रीइष्टसत्ताप्रति अभ्यर्थना.

પદ ૧. ( મારા પ્રાણજીવનઆધાર, એ લય. )

હો પ્રભુ ! કરુણાપારાવાર, હો પ્રભુ ! સારતણા પણ સાર,
પ્રકાશને નાખજો રે;
પ્રકાશને નાખજો રે ( ૨. ), દુઃખ ભય કાપજો રે;—

આપ દયાઘન પ્રાણીમાત્રનું, હિત કરો છો નિત્ય,
તે ન્યાયે કરતા જ હશો પ્રભુ !, મારૂં નિશદિન હિત.
તે જોવાનાં નેત્રો મુજને આપજો રે;—

ભય દુઃખ જ્યવ મુજપર આવે, ત્યારે હું અકળાઉં,
શા હિતઅર્થે તે આવ્યું હશે, વિણસમજે ગભરાઉં,
ી સ્થિતિથી લાવે ઝટ, દૂર સ્થાપજો રે;—

સર્વ સમયમાં હિતવિના નવ, અન્ય કરો છો આપ
શ્રદ્ધા દૃઢ એવી પ્રકટાવી, કરો નિશ્ચિંત અમાપ,

ભય દુઃખ હરતા મુજ અંતરમાં વ્યાપજો રે;—
નમી નમી કરગરી પ્રભુ કહું છું, એટલું કરજો આ
સર્વ સમયમાં મુજ સંગી રહી, હરજો સઉ સંતાપ
શરણાગતને ક્ષણ ક્ષણ પ્રભુ ! સંભાળજો રે;—



## તત્ત્વજ્ઞાનથી ભયાદિ નિવૃત્ત કરવા હિતવચન.

( લેખક—શ્રીમાન્ ઉપેન્દ્રાચાર્યજી. )

પદ ૨. ( સ્વરૂપને ના લહ્યું રે; એ લય. )

વહાલાં ! શીદ સેવીએ રે, આ ભયને પરિતાપ.
ભયાદિને હણવાનાં જે, નથી સાધન પામ્યા રે,
જેનાં ચિત્ત સતત સાધનમાં નથી વિરામ્યાં રે;
તેવાને ભય ઉપજે, વળી પ્રકટે પરિતાપ,
પણ જેને તે પ્રાપ્ત છે, તેને શા સંતાપ; વહાલાં

અજ્ઞાને પરિતાપ થતાં ને ભય ભ્રાંતિથી રી,
જ્ઞાન પ્રકટનાં સમૂલ અળપાતા શાંતિથી રી;
જાગ્રત્ રાખ્યું જેમણે હૃદયે સંતત જ્ઞાન,
ત્રિકાળ પણ તેને નહિ, થાવું ભયનું ભાન. વહાલાં.

જે અજ્ઞાને તાપ ઉપજે મોહ તે જાણો રી,
તત્ત્વજ્ઞાનથી લય તેનો નિઃશેષ જ આણો રી;
પછી નિર્ભય થઇ વિચરો સકલ વિશ્વની માંહ્ય,
કાં જે પામ્યા જ્ઞાન જે, નડે ન તેને કાંય; વહાલાં.

તત્ત્વજ્ઞાન તો કહે છે મિથ્યા છે ભય તાપો રી,
નિજ વિચારથી તેમાં સત્યપણું નવ સ્થાપો રી;
નિર્ભય સત્યસ્વરૂપથી, સાંધો સઘ સગાઇ,
તત્ત્વજ્ઞાનની તુલ્ય આ, વિશ્વે અન્ય ન કાંઇ; વહાલાં.

## प्रातःस्मरण.

( લેખક—દલપતરામ નાથજી માસ્તર-અરદ. )

પદ ૩. ( પ્રભાત—ઝુલણાછંદ. )

આજ ચિદ્દસાગરે, ચિદ્દસરિતારૂપે,
પ્રેમમય વેગથી હું ભળું છું;
લવણની પુતલી, જળવિષે ડૂબતાં,
જલસ્વરૂપે થવા ઓગળું છું.— ૧
વિશ્વવિરાટ્માં, નૃહરિસામ્રાટ્માં,
અણુછતો એકરૂપ હું બનું છું;
દશ્ય અદર્શ્ય સર્વ સ્થળે હું અહો !
ગાન પ્રિયતમતણાં સાંભળું છું.— ૨
સ્થૂલમાં, સૂક્ષ્મમાં, તત્ત્વના ગર્ભમાં,
ભર્ગ પ્રભુનું સદા હું લહું છું;
પ્રકૃતિમાત્રમાં વિહરતા નાથને,
મુજ નયનથી સદા નિરખું છું.— ૩
કોઇ કાલે પ્રભુથી નથી ભિન્ન આ-
વિશ્વ હું વિશ્વનું મધ્યબિંદુ;
સર્વ પ્રભુમય ગણી, પૂર્ણ પ્રભુમય બની,
મસ્ત આ જગતમાં હું ફરું છું. ૪



## व्यावहारिक उन्नतिने लीधे उन्मत्त थयेला मनुष्यने प्रबोध.

( લેખક—શ્રીમાન્ ઉપેન્દ્રાચાર્યજી. )

પદ ૪. ( કાયા કેસે રોઇ રામા. એ લય. )

તારૂં આ ધમંડી !—મનનું, ત્યજી દે ગુમાન.
આ લૌકિક ઐશ્વર્યની પ્રાપ્તિથી અભિમાન તું બાંધી,-
ફરે પરંતુ જાણે ન ખાતો, સુંઢને ગાંગડે ગાંધી;
પર ભવનો પંથી તું લાવ્યો, ધનનો છો ઢગ મોટો,
પણ દૈવી સંપત્તિનો નથી, તારી કને દોરી લોટો;
ચાર ઠીકરી રળી ખાય, તેથી ધનાઢ્ય તું જાણે,
પણ સ્વાર્થી પરમાર્થી તો નથી, કદી સુકનાર તારે નાણે;

મિલ ચલાવી માટે જાણે, કશી ન તારે ઉણી,
પણ પરમાર્થતણી તારે ત્યાં, એકે નથી રૂની પુણી; મનતું.
સરખે સરખા ચાર આવી કહે, 'તમે કુશળ વ્યાપારી,'
તારો હાથ તો પચીસ વખતે, ફરશે મુછોપર તારી; મનતું.
વ્યવહારની ઉન્નતિથી મોટો, તું પોતાને માને,
પરમાર્થનું સાધન ભૂલીને, ફરે છે તું મિથ્યા અભિમાને. મનતું.
નથી તારે દરકાર જાણવા, પ્રભુ કોણ મંદિરમાં છે,
ધાયો ધાયો પૂછવા જાતો, કલેક્ટરનો મુકામ ક્યાં છે. મનતું.
જુએ ન પ્રભુએ શાસ્ત્રવિષે પાલનવિધિ શો કીધો છે,
સવાર થતાં જોવા મચી પડતો, હુકમ કમીશનરનો શો છે; મનતું.
નથી જોવું સુઝતું તુજને, કીર્તન ગ્રંથે, કે પાઠે,
ડોળા ફચરતો તું મોટા, ગવર્મેંટ ગૅઝેટ જોવામાટે; મનતું.
જાણું તને આ શબ્દ લાગશે, જેવું કડવું ગલકું,
તો વળી મુજ નિંદા [illegible]રી થોડી, કરજે તું તારું દિલ હલકું! મનતું.
પણ સાચું આ વચન કહું છું. ધર પરમાર્થે પ્રીતિ;
પરમાર્થ જીવન ગાળ્યા વિણ, થશે ન પ્રભુની પ્રતીતિ; મનતું.
પરમાર્થનું જીવન ગાળ્યાથી, ઉન્નતિ થાશે સાચી,
ઉપેન્દ્ર સદ્‌ગુરુકરુણા થાતાં, રહીશ તું મહાપદે રાચી; મનતું.



## પ્રાપ્ત સ્થિતિમાં રહીને સ્વપ્રયત્નથી પ્રકાશિત થવા સાધકને સુબોધ.

(લેખક—શ્રીમાન્ ઉપેન્દ્રાચાર્યજી.)

પદ ૫. (પ્રીતમ ન્હોય પ્રીતની રીત, એ લય.)

વિભાજિત થાજે તું વીર!
અપ્રાપ્યસરખી વસ્તુ મેળવવાની વાટ તું જોતો,—
હાથ જોડીને બેશી રહીને, સમય ન મિથ્યા ખોતો;—
અનાયાસ અતુલિત બળ મળશે, એવી બાંધ ન આશા,
પહોળું મહોડું કર્યાવિના કો, મ્હોંમાં ન મૂકે પતાસાં;—
વિદ્યુતસરખા પ્રકાશવાળો, થવા મથીશ ન ભાઈ!
તારાસરખો પ્રકાશ કાં જે, છે નહિ તારા માંહિ;—
થોડું અંધાર હણ તું નાનો પણ દીપક થઈને,
પ્રકાશ પાડ તું તારો જ્યાં હો ત્યાંનો ત્યાં તું રહીને;—

જગમાં સૂર્યતણો ખપ છે, તેમ ખપ છે ઝીણા દીવાનો,
ક્ષુદ્ર કાર્ય પણ ઉત્તમ રીતે કરતાં યશ થાવાનો;—
(તને) કોઇ ન કહેશે પ્રકાશવાને દૂરના દેશે જઇને,
માટે પ્રકાશ પાડ તું તારો, જ્યાં હો ત્યાં જ રહીને;—
જે સ્થિતિમાંહિ તું ગોઠવાયો, પ્રભુએ મૂક્યો જેમાં,
ભલે હોય તે તુચ્છ તોય પણ, પ્રકાશ પાડ તું તેમાં;—
અધમાધમ ને ઘોર તિમિરમય, સ્થિતિમાં હોય મૂકાયો,
ત્યાં પણ તારો પ્રકાશ પાડ તો, ખરો તું માડીજાયો;—
પ્રાપ્ત હોય જે બળ તે વાપરી, પછી આગળ વધતો તું;
તો તો સહજે નિશ્ચય થઇશ જ, રવિરૂપ ઝગઝગતો તું;—



## आत्मबलान्वित पुरुषनां उद्‌गार.

(લેખક—શ્રીમાન્ ઉપેન્દ્રાચાર્યજી.)

પદ ૬. (થાતું તું ચિંતન કરૂં, એ લય.)

એકલડો હું ઉભો રહું, કદી આ વિશ્વની માંહ્ય,
નિરાધાર સંબંધિહીન, તો એ તેથી શું થાય ?
હું અડગ ને અવિચલપણે, ઉભો રહીશ મુજ સ્થાનકે,
હું કરી સતત શુભની પ્રતીક્ષા, જીવન ગાળું સદા સુખે;
ત્યજવો ઘટિત હોયે ભલે, ત્યજી દે સુખેથી તે મને,
થઉં એકલો પણ આત્મબલથી, છું બારે હું અનેકને.
જે મુજપર આવી પડે, બની એકલડો હું જ,
જોઇશ, સહીશ અને વળી, ટાળીશ તે પણ હું જ.
નહિ કોઇને હું કહીશ કે બબડીશ નહિ કોઇ આગળે,
મુજ કષ્ટની હું પાડું બુમ ન, જે કદી કોઇ સાંભળે;
ઉપજાવ્યું છે મેં તો હવે તે સર્વે જાતે સહીશ હું,
જે હાનિ ભોગવવી પડે તે બધી ભોગવી લઇશ હું;
જગ છો ને મુજને ત્યજે, તેથી ન પણ મુઝાઇશ,
જે કંઇ લાભ મને મળે, તે જગને હું દઇશ.

ઉત્તર—૧ સત્, ૨ ચિત્, ૩ આનંદ, ૪ બ્રહ્મ, ૫ સ્વયંપ્રકાશ, ૬ કૂટસ્થ, ૭ સાક્ષી, ૮ દ્રષ્ટા, ૯ ઉપદ્રષ્ટા, ૧૦ એક, ઇત્યાદિ આત્માનાં વિધેય વિશેષણ છે.

૩ પ્રશ્ન—સત્ આત્મા કેવો છે ?

ઉત્તર—જેની જ્ઞાનથી અથવા બીજા કોઇથી પણ નિવૃત્તિ થાય નહિ તે સત્ છે. પોતાના જ્ઞાનથી અથવા બીજી કોઇ વસ્તુથી પણ આત્માની નિવૃત્તિ થતી નથી, જેથી આત્મા સત્ છે.

૪ પ્રશ્ન—ચિત્ આત્મા કેવો છે.

ઉત્તર—અલુપ્તપ્રકાશ તે ચિત્ છે. આત્મા પોતે અલુપ્તપ્રકાશ છે, જેથી આત્મા ચિત્ છે.

૫ પ્રશ્ન—આનંદ આત્મા કેવો છે ?

ઉત્તર—પરમ અર્થાત્ સહુથી અધિક પ્રીતિનો જે વિષય તે આનંદ છે. આત્મામાં પોતામાં સર્વની પરમપ્રીતિ છે, જેથી આત્મા આનંદરૂપ છે.

૬ પ્રશ્ન—બ્રહ્મરૂપ આત્મા કેવો છે ?

ઉત્તર—આત્મા સત્ચિત્આનંદરૂપ શ્રુતિ, યુક્તિ તથા અનુભવથી સિદ્ધ છે, અને બ્રહ્મને પણ શાસ્ત્રમાં સતચિતઆનંદરૂપ કહ્યો છે, જેથી આત્મા બ્રહ્મરૂપ છે. અથવા તો બ્રહ્મ નામ વ્યાપકનું છે. જેનો દેશથી અંત આવતો નથી તે વ્યાપક છે. જો આત્મા બ્રહ્મથી ભિન્ન હોય તો દેશથી તે અંતવાળો થાય છે. તથા જેનો દેશથી અંત થાય છે તેનો કાલથી પણ અંત થાય છે, એ નિયમ છે. અને જેનો દેશકાલથી અંત હોય છે તે અનિત્ય કહેવાય છે. જેથી આત્મા અનિત્ય થાય છે. તેથી આત્મા બ્રહ્મથી ભિન્ન નથી.

તેમ જ આત્માથી ભિન્ન જો બ્રહ્મ ઠરે તો બ્રહ્મ અનાત્મા ઠરે છે, અને અનાત્મા ઘટાદિક છે તે જડ છે. જેથી આત્માથી ભિન્ન બ્રહ્મ જડ થઇ જાય છે, જે વાર્તા શ્રુતિથી વિરુદ્ધ છે. જેથી આત્માથી ભિન્ન બ્રહ્મ નથી, તથા બ્રહ્મરૂપ આત્મા છે.

૭ પ્રશ્ન—સ્વયંપ્રકાશ આત્મા કેવો છે ?

ઉત્તર—દીપકની પેઠે પોતાના પ્રકાશવામાં જે બીજાની અપેક્ષા કરતો નથી, તથા જે પોતે જ સર્વનો પ્રકાશક છે, તેને સ્વયંપ્રકાશ કહેવામાં આવે છે. અને આત્મા તેવો જ સ્વયંપ્રકાશ છે. અથવા તો જે સદા અપરોક્ષરૂપ છે અને જે કોઈ જ્ઞાનનો વિષય થતો નથી તે સ્વયંપ્રકાશ છે. આત્મા પોતે સર્વદા અપરોક્ષરૂપ છે, તથા પ્રકાશરૂપ હોવાથી કોઇપણ જ્ઞાનનો વિષય નથી, જેથી આત્મા સ્વયંપ્રકાશ છે.

૮ પ્રશ્ન—કૂટસ્થ આત્મા કેવો છે.

ઉત્તર—કૂટ નામ લુહારની એરણનું છે. તે એરણની પેઠે જે નિર્વિકાર—અચલ રૂપથી સ્થિતિ કરે છે તેને કૂટસ્થ કહેવામાં આવે છે. લુહાર જ્યારે લોઢું ઘડે છે ત્યારે એરણ જેમની તેમ રહે છે, તેમ મનરૂપ લુહાર વ્યવહારરૂપ અનેક ઘાટ ઘડે છે, તોપણ આત્મા જેમનો તેમ રહે છે. અર્થાત્ તે અચલ અને અક્રિય રહે છે, જેથી આત્મા કૂટસ્થ છે.

૯ પ્રશ્ન—સાક્ષી આત્મા કેવો છે ?

ઉત્તર—લોકવ્યવહારમાં જે ઉદાસીન અર્થાત્ રાગદ્વેષરહિત હોય તથા સમીપવર્તી હોય અને ચેતન હોય તેને સાક્ષી કહેવામાં આવે છે, તે પ્રમાણે આત્મા દેહાદિકથી ઉદાસીન છે, સમીપવર્તી છે તથા ચેતન અર્થાત્ અજડપ્રકાશ છે, જેથી આત્મા સાક્ષી છે.

અથવા અંતઃકરણરૂપ ઉપાધિવાળું ચેતન સાક્ષી કહેવાય છે; અથવા તો અંતઃકરણ અથવા અંતઃકરણની વૃત્તિઓમાં વર્તમાન ચેતનમાત્ર સાક્ષી કહેવાય છે. આત્મા આ પ્રકારનો છે અને તેથી તે સાક્ષી છે.

૧૦ પ્રશ્ન—દ્રષ્ટા આત્મા કેવો છે ?

ઉત્તર—જે જોનાર છે તેને દ્રષ્ટા કહેવામાં આવે છે. આત્મા પોતે સર્વ દૃશ્યનો જાણનાર છે જેથી આત્મા દ્રષ્ટા છે.

૧૧ પ્રશ્ન—ઉપદ્રષ્ટા આત્મા કેવો છે ?

ઉત્તર—જેમ યજ્ઞશાળામાં યજ્ઞક્રિયા કરનાર ૧૫ ઋત્વિજ હોય છે, સોળમો યજમાન હોય છે તથા સત્તરમી યજમાનની પત્ની હોય છે, અને અઢારમો ઉપદ્રષ્ટા અર્થાત્ પાસે બેસીને જોનાર હોય છે, જે કંઇ પણ કાર્ય કરતો નથી; તેમ સ્થૂલદેહરૂપ યજ્ઞશાળામાં પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય તથા પાંચ પ્રાણ એ ૧૫ ઋત્વિજ છે, મનરૂપ સોળમો યજમાન છે, અને બુદ્ધિરૂપી સત્તરમી યજમાન-પત્ની છે; આ સર્વ પોતપોતાના વિષયને ગ્રહણ કરવારૂપ ભોગમય યજ્ઞકાર્ય કરે છે, અને એ સર્વની પાસે રહીને તેમની ક્રિયામાત્રને જાણનાર આત્મા અઢારમો ઉપદ્રષ્ટા છે.

૧૨ પ્રશ્ન—એક આત્મા કેવો છે ?

ઉત્તર—આત્માનો સજાતીય અર્થાત્ જાતીવાળો બીજો કોઇ આત્મા નથી, જેથી આત્મા એક છે.

આ પ્રમાણે આત્માનાં વિધેય વિશેષણ છે.

૧૩ પ્રશ્ન—આત્માનાં નિષેધ્ય વિશેષણ કયાં ક્યાં છે ?

ઉત્તર—૧ અનંત, ૨ અખંડ, ૩ અસંગ, ૪ અદ્વિતીય, ૫ અજન્મા, ૬ નિર્વિકાર, ૭ નિરાકાર, ૮ અવ્યક્ત, ૯ અવ્યય, ૧૦ અક્ષર ઇત્યાદિ આત્માનાં નિષેધ્ય વિશેષણું છે.

૧૪ પ્રશ્ન—અનંત આત્મા કેવો છે ?

ઉત્તર—આત્મા વ્યાપક છે, તેથી આત્માનો દેશથી અંત નથી; તથા આત્મા નિત્ય છે જેથી આત્માનો કાલથી અંત નથી. તેમ જ આત્મા અધિષ્ઠાન હોવાથી સર્વના સ્વરૂપભૂત છે, જેથી આત્માનો વસ્તુથી અંત નથી, અને તેથી આત્માનો દેશ, કાલ અને વસ્તુથી અંત નથી અર્થાત્ પરિચ્છેદ નથી. અર્થાત્ આત્મા દેશ, કાલ અને વસ્તુથી અપરિચ્છિન્ન છે અને તેથી તે અનંત છે.

૧૫ પ્રશ્ન—અખંડ આત્મા કેવો છે ?

ઉત્તર—જીવ ઇશ્વરનો ભેદ, જીવોનો પરસ્પર ભેદ, જીવ અને જડનો ભેદ, જડઇશ્વરનો ભેદ અને જડ જડનો ભેદ એ પાંચ ભેદ છે. તેનાથી આત્મા રહિત છે; અથવા તો સજાતીય, વિજાતીય, અને સ્વગત, એ ત્રણ પ્રકારના ભેદથી આત્મા રહિત છે. જેથી આત્મા અખંડ છે.

પ્રપંચના વિશેષણ અસત્, જડ, દુઃખ તથા અંત, ખંડ, સંગ આદિની દૃષ્ટિથી સત્ ચિત આનંદ આદિક તથા અનંત આદિક કહેવાય છે.

આ પ્રમાણે આત્માનાં વિશેષણ પરસ્પર ભિન્ન નથી, પરંતુ અભિન્ન છે.

---

## પ્રકરણ ૯.



### સચ્ચિત્ આનંદનું વિશેષ વર્ણન.

૧ પ્રશ્ન—સત્ શું છે?

ઉત્તર—ત્રણે કાલમાં જે અબાધિત હોય તે સત્ છે.

૨ પ્રશ્ન—ચિત્ શું છે?

ઉત્તર—ત્રણે કાલમાં જે સર્વને જાણે છે તે ચિત્ છે.

૩ પ્રશ્ન— આનંદ શું છે?

ઉત્તર—ત્રણે કાલમાં જે પરમ પ્રીતિનો વિષય હોય તે આનંદ છે.

૪ પ્રશ્ન—હું સત્ છું, એ કેવી રીતે જાણવું?

ઉત્તર—હું ત્રણે કાલમાં છું, જેથી હું સત્ છું.

૫ પ્રશ્ન—ત્રણે કાલમાં હું છું જેથી હું સત્ છું, એ કેવી રીતે જાણવું?

ઉત્તર—જાગ્રત્‌માં હું છું, સ્વપ્નમાં હું છું, સુષુપ્તિમાં હું છું; તેમ જ પ્રાતઃકાલમાં હું છું, મધ્યાન્હકાલમાં હું છું તથા સાયંકાલમાં પણ હું છું. તે જ પ્રમાણે દિવસ વિષે હું છું. રાત્રિવિષે પણ હું છું, તથા પક્ષવિષે પણ હું છું, તેમ જ માસવિષે પણ હું છું, ઋતુવિષે પણ હું છું તથા વર્ષવિષે પણ હું છું. તેવી જ રીતે બાલ્યાવસ્થાવિષે પણ હું છું, યૌવન અવસ્થાવિષે પણ હું છું, તથા વૃદ્ધઅવસ્થાવિષે પણ હું છું. તેમ જ પૂર્વદેહવિષે પણ હું છું, વર્તમાન દેહવિષે પણ હું છું, તથા ભાવી દેહવિષે પણ હું છું. (આ ઠેકાણે હું 'હતો' તથા 'હઇશ,' એ પ્રમાણે ભૂત તથા ભવિષ્યકાલના સંબંધમાં કહેવા કરતાં 'છું,' એ પ્રમાણે કહ્યું છે તે ભૂતભવિષ્યકાલની કલ્પનામાત્ર અર્થાત્ મિથ્યાત્વને સૂચવે છે. આત્માના સદાદિરૂપતાવિષે શ્રુતિઆદિક અનેક પ્રમાણનો સદ્ભાવ છે તથા તેના કોઇ કાલમાં અસત્તાદિક વિષે પ્રમાણનો અભાવ છે, જેથી સર્વકાલમાં આત્મા સચ્ચિદાનંદરૂપ સિદ્ધ છે, એમ જાણવું.) તેમ જ યુગવિષે પણ હું છું, મનુવિષે પણ હું છું, તથા કલ્પવિષે પણ હું છું, તથા ભૂતકાલમાં પણ હું છું, વર્તમાનકાલમાં પણ હું છું તથા ભવિષ્યત્ કાલવિષે પણ હું છું.

આ પ્રમાણે ત્રણે કાલમાં હું છું, જેથી હું સત્ છું, એમ જાણવું.

૬ પ્રશ્ન—મારાથી ભિન્ન નામરૂપ વસ્તુસહિત ત્રણ કાલને કોણ જાણે છે?

ઉત્તર—મારાથી ભિન્ન નામરૂપ વસ્તુસહિત ત્રણ કાલ અસત્ છે, એમ જાણવું.

૭ પ્રશ્ન—સત્ તથા અસત્નો નિર્ણય કેવી રીતે થાય છે?

ઉત્તર—સત્ તથા અસત્ વસ્તુનો નિર્ણય અન્વય વ્યતિરૂપ યુક્તિથી થાય છે.

૮ પ્રશ્ન—સત્ અસત્નો નિર્ણય કરવામાં અન્વયવ્યતિરેકયુક્તિ કેવી રીતે ઘટાવવી?

ઉત્તર—( અન્વય )—જે હું જાગ્રત્માં છું, તે જ હું સ્વપ્નમાં છું. જેથી હું સત્ છું.

( વ્યતિરેક )—જાગ્રત્ મારામાં નથી જેથી તે જાગ્રત્ અસત્ છે.

અ૦—જે હું સ્વપ્નવિષે છું, તે જ હું સુષુપ્તિવિષે છું, જેથી હું સત્ છું.

વ્ય૦—સ્વપ્ન મારામાં નથી, જેથી સ્વપ્ન અસત્ છે.

અ૦—જે હું સુષુપ્તિવિષે છું, તે જ હું પ્રાતઃકાલવિષે છું, જેથી હું સત્ છું.

વ્ય૦—સુષુપ્તિ મારામાં નથી, જેથી સુષુપ્તિ અસત્ છે.

અ૦—જે હું પ્રાતઃકાલમાં છું, તે જ હું મધ્યાન્હકાલમાં છું, જેથી હું સત્ છું.

વ્ય૦—પ્રાતઃકાલ મારામાં નથી, જેથી પ્રાતઃકાલ અસત્ છે.

અ૦—જે હું મધ્યાન્હકાલમાં છું, તે જ હું સાયંકાલમાં છું, જેથી હું સત છું.

વ્ય૦—મધ્યાન્હકાલ મારામાં નથી, જેથી મધ્યાન્હકાલ અસત્ છે.

અ૦—જે હું સાયંકાલમાં છું, તે જ હું દિવસના ભાગમાં પણ છું, જેથી હું સત્ છું.

વ્ય૦—સાયંકાલ મારામાં નથી, જેથી સાયંકાલ અસત્ છે.

અ૦—જે હું દિવસમાં છું, તે જ હું રાત્રિમાં છું, જેથી હું સત્ છું.

વ્ય૦—દિવસ મારામાં નથી જેથી દિવસ અસત્ છે.

અ૦—જે હું રાત્રિવિષે છું તે જ હું પક્ષવિષે પણ છું, જેથી હું સત્ છું.

વ્ય૦—રાત્રિ મારામાં નથી, જેથી તે અસત્ છે.

અ૦—જે હું પક્ષમાં છું, તે જ હું માસમાં છું, જેથી હું સત છું.

વ્ય૦—પક્ષ મારામાં નથી, જેથી પક્ષ અસત્ છે.

અ૦—જે હું માસમાં છું તે જ હું ઋતુમાં પણ છું, જેથી હું સત્ છું.

વ્ય૦—માસ મારાવિષે નથી, જેથી માસ અસત્ છે.

અ૦—જે હું ઋતુમાં છું તે જ હું વર્ષમાં છું, જેથી હું સત્ છું.

વ્ય૦—ઋતુ મારામાં નથી, જેથી ઋતુ અસત્ છે.

અ૦—જે હું વર્ષમાં છું, તે જ હું બાલ્યાવસ્થામાં છું, જેથી હું સત્ છું.

વ્ય૦—વર્ષ મારામાં નથી, જેથી વર્ષ અસત્ છે.

અ૦—જે હું બાલ્યાવસ્થામાં છું, તે જ હું યુવાવસ્થામાં છું, જેથી હું સત્ છું.

વ્ય૦—બાલ્યાવસ્થા મારામાં નથી, જેથી બાલ્યાવસ્થા અસત્ છે.

અ૦—જે હું યુવાવસ્થામાં છું, તે જ હું વૃદ્ધાવસ્થામાં છું, જેથી હું સત્ છું.

વ્ય૦—યુવાવસ્થા મારામાં નથી, જેથી યુવાવસ્થા અસત્ છે.

અ૦—જે હું વૃદ્ધાવસ્થામાં છું તે જ હું પૂર્વદેહમાં છું, જેથી હું સત્ છું.

વ્ય૦—વૃદ્ધાવસ્થા મારામાં નથી, જેથી વૃદ્ધાવસ્થા અસત્ છે.

અ૦—જે હું પૂર્વ દેહવિષે છું, તે જ હું વર્તમાન દેહવિષે છું, જેથી હું સત્ છું.
વ્ય૦—પૂર્વ દેહ મારામાં નથી, જેથી પૂર્વ દેહ અસત્ છે.
અ૦—જે હું આ દેહમાં છું, તે જ હું ભાવી દેહમાં છું, જેથી હું સત્ છું.
વ્ય૦—આ દેહ મારામાં નથી, જેથી આ ( વર્તમાન ) દેહ અસત્ છે.
અ૦—જે હું ભાવી દેહમાં છું, તે જ હું યુગવિષે છું. જેથી હું સત્ છું.
વ્ય૦—ભાવીદેહ મારામાં નથી, જેથી ભાવી દેહ અસત્ છે.
અ૦—જે હું યુગમાં છું, તે જ હું મનુવિષે છું, જેથી હું સત્ છું.
વ્ય૦—યુગ મારામાં નથી, જેથી યુગ અસત્ છે.
અ૦—જે હું મનુવિષે છું, તે જ હું કલ્પવિષે છું, જેથી હું સત્ છું.
વ્ય૦—મનુ મારામાં નથી, જેથી મનુ અસત્ છે.
અ૦—જે હું કલ્પવિષે છું, તે જ હું ભૂતકાળવિષે છું, જેથી હું સત્ છું.
વ્ય૦—કલ્પ મારામાં નથી, જેથી કલ્પ અસત્ છે.
અ૦—જે હું ભૂતકાલમાં છું, તે જ હું ભવિષ્યત્કાલમાં છું, જેથી હું સત્ છું.
વ્ય૦—ભૂતકાલ મારામાં નથી, જેથી ભૂતકાલ અસત્ છે.
અ૦—જે હું ભવિષ્યત્કાલમાં છું, તે જ હું વર્તમાન કાલવિષે છું, જેથી હું સત્ છું.
વ્ય૦—ભવિષ્યત્કાલ મારામાં નથી, જેથી ભવિષ્યત્કાલ અસત્ છે.
અ૦—જે હું વર્તમાનકાલમાં છું, તે જ હું સર્વ કાલમાં છું, જેથી હું સત્ છું.
વ્ય૦—વર્તમાનકાલ મારામાં નથી, જેથી વર્તમાનકાલ અસત્ છે.

આ પ્રમાણે સત્ અસત્ના નિર્ણયમાં અન્વયવ્યતિરેકરૂપી યુક્તિ ઘટાવવી.

વાંચવાની ખાતર જ વાંચી જવાથી વેદાંતવિચારનું રહસ્ય અંતરમાં સ્થિર થતું નથી. પરંતુ શાંતિથી એકાંતમાં બેસીને વેદાંતવિચારનું સ્થિરતાવડે મનન નિદિધ્યાસન કરવામાં આવે છે, તથા વ્યવહારમાં વિવિધ યુક્તિઓવડે તેને આચારમાં ઉતારવામાં આવે છે ત્યારે જ તેનું રહસ્ય વૃત્તિમાં સ્થિર થાય છે, અને ત્યારે જ તેનું અદ્ભુત ફળ પ્રકટે છે તથા તે અનુભવમાં આવે છે. 'હું બ્રહ્મ છું,' એ વિચાર અખંડ જાગ્રત્ રહેવો જોઇએ, અને એક પણ ક્ષણમાં તેનું વિસ્મરણ થવું ન જોઇએ. આ પ્રમાણે જ્યારે વૃત્તિ અખંડ સાવધાન રહે છે અને સર્વ સમયમાં પોતાના સ્વરૂપના જ વિચારમાં રમે છે ત્યારે બ્રહ્મજ્ઞાન પ્રકટે છે, અને ત્યારે જ ક્લેશમાત્રની નિવૃત્તિ થતાં પરમાનંદની પ્રાપ્તિ થાય છે. અને તેવી મહામનોહર અને પરમ સુખપ્રદ સ્થિતિનો અનુભવ કરવા અર્થે ઉપર જણાવ્યાપ્રમાણે એકાંતમાં બેસીને, શાંતિથી અને સ્થિરતાથી વેદાંતવિચારનું મનન કરવું, અને હું બ્રહ્મ છું, એ પ્રકારના વિચારના પટઉપર પટ વૃત્તિને આપ્યા જ કરવા.

( અપૂર્ણ. )

## तत्त्वविचार.

# सामर्थ्यविनानुं जीवन जीवन नथी.

વ્યવહારમાં અનેક મનુષ્યોને આપણે વિવિધ પ્રકારના ક્લેશોથી પીડાતા જોઈએ છીએ. કોઈને અન્નનું, કોઈને વસ્ત્રનું, કોઈને બીજું તો, કોઈને ત્રીજું, એ પ્રમાણે નાના પ્રકારનાં કષ્ટ મનુષ્યોને પડતાં જણાય છે. આ પ્રમાણે થવાનું કારણ લૌકિક સામર્થ્યનો અભાવ છે. જેમને ધન આદિ લૌકિક સામર્થ્ય પ્રાપ્ત છે તેમને આ પ્રકારનાં કષ્ટ પડતાં નથી; અને તેથી જેમને ઉપર જણાવ્યાં તેવાં કષ્ટ પડે છે તે લૌકિક સામર્થ્યને મેળવવાનો પ્રયત્ન કરે છે, અને તે દ્વારા પોતાનાં કષ્ટને દૂર કરવાને ઇચ્છે છે.

આ વિશ્વની સાથે સરખાવતાં એક મનુષ્યનો કંઇજ હિસાબ જેવામાં આવતો નથી. ક્યાં આ વિશ્વની વિશાલતા અને ક્યાં એક મનુષ્યની અલ્પતા! એક મનુષ્યતરીકે જ્યારે મનુષ્યનો વિચાર કરવામાં આવે છે ત્યારે તો એમ જ જણાય છે, કે બીચારું એક મનુષ્ય તે શું કરી શકે? અલ્પશક્તિવાળો મનુષ્ય શું દુષ્કાળ પડતો અટકાવી શકશે, કે તે શું મૂશળધારે વૃષ્ટિ થાય તો તેને અટકાવી શકશે? અલ્પશક્ત મનુષ્ય શું અસહ્ય ટાઢ પડે તો તેને અટકાવી શકશે, કે, અસહ્ય તાપ પડશે તેને અટકાવી શકશે? મનુષ્ય પ્લેગને અટકાવી શકશે, કે કોલેરાને અટકાવી શકશે? તે દૈવી પ્રકોપ થાય તેને અટકાવી શકશે, કે ધરતીકંપ થાય તેને અટકાવી શકશે? આ પ્રમાણે આવા ભયંકર, કે મહાઉત્પાત થાય તો તેને મનુષ્ય શું અટકાવી શકશે? આ સર્વ મહાઉત્પાતને રોકવાને મનુષ્યનું શું ગજું છે?

મનુષ્યને જ્યારે મનુષ્યની જ દૃષ્ટિથી જોવામાં આવે છે ત્યારે આ પ્રમાણે લાગે છે. પરંતુ જ્યારે મનુષ્યના વાસ્તવ મનુષ્યત્વપ્રતિ દૃષ્ટિ કરવામાં આવે છે ત્યારે આથી કોઈ વિલક્ષણ જ સ્થિતિ જણાય છે. મનુષ્યનું પ્રભવસ્થાન શું છે, જેને આપણે મનુષ્યસંજ્ઞા આપીને વ્યવહાર કરીએ છીએ, તેવા મનુષ્યની અંદર રહેલું તેના સર્વાધારભૂત કોઇએક તત્ત્વપ્રતિ જ્યારે દૃષ્ટિ કરીએ છીએ, ત્યારે આપણને કોઇ જૂદી જ વસ્તુનું ભાન થાય છે.

પાંચ સાડા પાંચ ફુટનું લાંબું, દોઢ બે ફુટ પહોળું શરીર, હાથ, પગ, કાન, નાક, દાંત, તથા એવા જ બીજા સ્થૂલ અવયવો, એ કંઇ ખરો મનુષ્ય નથી. ખરો મનુષ્ય જૂદો જ છે. મનુષ્યનો આત્મા એ જ તેનું ખરું સ્વરૂપ છે. અને તે આત્મા તે પરમાત્માનો જ અંશ છે, પરમાત્મ જ છે. પરમાત્મા સર્વશક્ત છે; અને તેમના અંશભૂત અથવા સ્વરૂપભૂત આત્મા પણ સર્વશક્ત છે. અર્થાત્ મનુષ્ય વસ્તુતઃ સર્વશક્ત છે, અને જેવો દીન તે આજે જણાય છે તેવો નથી. મનુષ્ય ત્યારે જ દીન જણાય છે, કે જ્યારે તેના વાસ્તવ સ્વરૂપપ્રતિ દૃષ્ટિ કરવામાં આવતી નથી તથા મનુષ્ય એટલામાટે જ દીન રહ્યો છે, કે તેણે પોતાના વાસ્તવ સ્વરૂપપ્રતિ દૃષ્ટિ કરી નથી. જો તેણે આ પોતાના સ્વરૂપપ્રતિ દૃષ્ટિ કરી હોત તો તે જેવો દીન, પરતંત્ર, અને દુઃખી આજે જણાય છે, તેવો દીન, દુઃખી અને પરતંત્ર તે ન જ જોવામાં આવત.

અ૦—જે હું પૂર્વ દેહવિષે છું, તે જ હું વર્તમાન દેહવિષે છું, જેથી હું સત્ છું.

વ્ય૦—પૂર્વ દેહ મારામાં નથી, જેથી પૂર્વ દેહ અસત્ છે.

અ૦—જે હું આ દેહમાં છું, તે જ હું ભાવી દેહમાં છું, જેથી હું સત્ છું.

વ્ય૦—આ દેહ મારામાં નથી, જેથી આ ( વર્તમાન ) દેહ અસત્ છે.

અ૦—જે હું ભાવી દેહમાં છું, તે જ હું યુગવિષે છું જેથી હું સત્ છું.

વ્ય૦—ભાવીદેહ મારામાં નથી, જેથી ભાવી દેહ અસત્ છે.

અ૦—જે હું યુગમાં છું, તે જ હું મનુવિષે છું, જેથી હું સત્ છું.

વ્ય૦—યુગ મારામાં નથી, જેથી યુગ અસત્ છે.

અ૦—જે હું મનુવિષે છું, તે જ હું કલ્પવિષે છું, જેથી હું સત્ છું.

વ્ય૦—મનુ મારામાં નથી, જેથી મનુ અસત્ છે.

અ૦—જે હું કલ્પવિષે છું, તે જ હું ભૂતકાળવિષે છું, જેથી હું સત્ છું.

વ્ય૦—કલ્પ મારામાં નથી, જેથી કલ્પ અસત્ છે.

અ૦—જે હું ભૂતકાલમાં છું, તે જ હું ભવિષ્યત્કાલમાં છું, જેથી હું સત્ છું.

વ્ય૦—ભૂતકાલ મારામાં નથી, જેથી ભૂતકાલ અસત્ છે.

અ૦—જે હું ભવિષ્યત્કાલમાં છું, તે જ હું વર્તમાન કાલવિષે છું, જેથી હું સત્ છું.

વ્ય૦—ભવિષ્યત્કાલ મારામાં નથી, જેથી ભવિષ્યત્કાલ અસત્ છે.

અ૦—જે હું વર્તમાનકાલમાં છું, તે જ હું સર્વ કાલમાં છું, જેથી હું સત્ છું.

વ્ય૦—વર્તમાનકાલ મારામાં નથી, જેથી વર્તમાનકાલ અસત્ છે.

આ પ્રમાણે સત્ અસત્ના નિર્ણયમાં અન્વયવ્યતિરેકરૂપી યુક્તિ ઘટાવવી.

વાંચવાની ખાતર જ વાંચી જવાથી વેદાંતવિચારનું રહસ્ય અંતરમાં સ્થિર થતું નથી. પરંતુ શાંતિથી એકાંતમાં બેસીને વેદાંતવિચારનું સ્થિરતાવડે મનન નિદિધ્યાસન કરવામાં આવે છે, તથા વ્યવહારમાં વિવિધ યુક્તિઓવડે તેને આચારમાં ઉતારવામાં આવે છે ત્યારે જ તેનું રહસ્ય વૃત્તિમાં સ્થિર થાય છે, અને ત્યારે જ તેનું અદ્ભુત ફળ પ્રકટ છે તથા તે અનુભવમાં આવે છે. 'હું બ્રહ્મ છું,' એ વિચાર અખંડ જાગ્રત્ રહેવો જોઇએ, અને એક પણ ક્ષણમાં તેનું વિસ્મરણ થવું ન જોઇએ. આ પ્રમાણે જ્યારે વૃત્તિ અખંડ સાવધાન રહે છે અને સર્વ સમયમાં પોતાના સ્વરૂપના જ વિચારમાં રમે છે ત્યારે બ્રહ્મજ્ઞાન પ્રકટે છે, અને ત્યારે જ ક્લેશમાત્રની નિવૃત્તિ થતાં પરમાનંદની પ્રાપ્તિ થાય છે. અને તેવી મહામનોહર અને પરમ સુખપ્રદ સ્થિતિનો અનુભવ કરવા અર્થે ઉપર જણાવ્યાપ્રમાણે એકાંતમાં બેસીને, શાંતિથી અને સ્થિરતાથી વેદાંતવિચારનું મનન કરવું, અને હું બ્રહ્મ છું, એ પ્રકારના વિચારના પટઉપર પટ વૃત્તિને આપ્યા જ કરવા.

( અપૂર્ણ. )

—❧—

## तत्वविचार.

# सामर्थ्यविनानुं जीवन जीवन नथी.

વ્યવહારમાં અનેક મનુષ્યોને આપણે વિવિધ પ્રકારના ક્લેશોથી પીડાતા જોઈએ છીએ. કોઈને અન્નનું, કોઈને વસ્ત્રનું, કોઈને બીજું તો, કોઈને ત્રીજું, એ પ્રમાણે નાના પ્રકારનાં કષ્ટ મનુષ્યોને પડતાં જણાય છે. આ પ્રમાણે થવાનું કારણ લૌકિક સામર્થ્યનો અભાવ છે. જેમને ધન આદિ લૌકિક સામર્થ્ય પ્રાપ્ત છે તેમને આ પ્રકારનાં કષ્ટ પડતાં નથી. અને તેથી જેમને ઉપર જણાવ્યાં તેવાં કષ્ટ પડે છે તે લૌકિક સામર્થ્યને મેળવવાનો પ્રયત્ન કરે છે, અને તે દ્વારા પોતાનાં કષ્ટને દૂર કરવાને ઇચ્છે છે.

આ વિશ્વની સાથે સરખાવતાં એક મનુષ્યનો કંઈજ હિસાબ જોવામાં આવતો નથી. ક્યાં આ વિશ્વની વિશાલતા અને ક્યાં એક મનુષ્યની અલ્પતા! એક મનુષ્યતરીકે જ્યારે મનુષ્યનો વિચાર કરવામાં આવે છે ત્યારે તો એમ જ જણાય છે, કે બીચારું એક મનુષ્ય તે શું કરી શકે? અલ્પશક્તિવાળો મનુષ્ય શું દુષ્કાળ પડતો અટકાવી શકશે, કે તે શું મૂશળધારે વૃષ્ટિ થાય તો તેને અટકાવી શકશે? અલ્પશક્ત મનુષ્ય શું અસહ્ય ટાઢ પડે તો તેને અટકાવી શકશે, કે, અસહ્ય તાપ પડશે તેને અટકાવી શકશે? મનુષ્ય પ્લેગને અટકાવી શકશે, કે કોલેરાને અટકાવી શકશે? તે દૈવી પ્રકોપ થાય તેને અટકાવી શકશે, કે ધરતીકંપ થાય તેને અટકાવી શકશે? આ પ્રમાણે આવા ભયંકર, કે મહાઉત્પાત થાય તો તેને મનુષ્ય શું અટકાવી શકશે? આ સર્વ મહાઉત્પાતને રોકવાને મનુષ્યનું શું ગજું છે?

મનુષ્યને જ્યારે મનુષ્યની જ દૃષ્ટિથી જોવામાં આવે છે ત્યારે આ પ્રમાણે લાગે છે. પરંતુ જ્યારે મનુષ્યના વાસ્તવ મનુષ્યત્વપ્રતિ દૃષ્ટિ કરવામાં આવે છે ત્યારે આથી કોઈ વિલક્ષણ જ સ્થિતિ જણાય છે. મનુષ્યનું પ્રભવસ્થાન શું છે, જેને આપણે મનુષ્યસંજ્ઞા આપીને વ્યવહાર કરીએ છીએ, તેવા મનુષ્યની અંદર રહેલું તેના સર્વાધારભૂત કોઈએક તત્ત્વપ્રતિ જ્યારે દૃષ્ટિ કરીએ છીએ, ત્યારે આપણને કોઈ જૂદી જ વસ્તુનું ભાન થાય છે.

પાંચ સાડા પાંચ ફુટનું લાંબુ, દોઢ બે ફુટ પહોળું શરીર, હાથ, પગ, કાન, નાક, દાંત, તથા એવા જ બીજા સ્થૂલ અવયવો, એ કંઈ ખરો મનુષ્ય નથી. ખરો મનુષ્ય જૂદો જ છે. મનુષ્યનો આત્મા એ જ તેનું ખરું સ્વરૂપ છે. અને તે આત્મા તે પરમાત્માનો જ અંશ છે, પરમાત્મ જ છે. પરમાત્મા સર્વશક્ત છે, અને તેમના અંશભૂત અથવા સ્વરૂપભૂત આત્મા પણ સર્વશક્ત છે. અર્થાત્ મનુષ્ય વસ્તુતઃ સર્વશક્ત છે, અને જેવો દીન તે આજે જણાય છે તેવો નથી. મનુષ્ય ત્યારે જ દીન જણાય છે, કે જ્યારે તેના વાસ્તવ સ્વરૂપપ્રતિ દૃષ્ટિ કરવામાં આવતી નથી તથા મનુષ્ય એટલામાટે જ દીન રહ્યો છે, કે તેણે પોતાના વાસ્તવ સ્વરૂપપ્રતિ દૃષ્ટિ કરી નથી. જો તેણે આ પોતાના સ્વરૂપપ્રતિ દૃષ્ટિ કરી હોત તો તે જેવો દીન, પરતંત્ર, અને દુઃખી આજે જણાય છે, તેવો દીન, દુઃખી અને પરતંત્ર તે ન જ જોવામાં આવત.

આ સર્વ કહીને જે કહેવાનું છે તે; એ છે, કે જો તમે જાગ્રત્ થઇ શકતા હો તો આ અલૌકિક સામર્થ્ય પ્રાપ્ત કરવાને જાગ્રત્ થાઓ. આ સામર્થ્ય તમને પ્રાપ્ત થતાં આ જગતનાં આધિ, વ્યાધિ તથા ઉપાધિનાં દુઃખમાત્ર શમે છે અને વાસ્તવ સુખશાંતિને પ્રાપ્ત કરી શકાય છે. વર્તમાન સામર્થ્યવિનાનું જીવન જીવન જ નથી. વર્તમાન જીવનમાં ખરૂં કહીએ તો સુખ જ ક્યાં છે? જે કંઇ સુખ છે, તે આપણે માની લીધેલું જ છે. બાકી દુઃખનો જ આપણે અનુભવ કરીએ છીએ. તેથી આ સર્વ દુઃખથી છુટવાની જો તમને વૃત્તિ થતી હોય તો આજે અમે તમને એક એવી દિશા દર્શાવીએ છીએ, કે તે દિશામાં માર્ગ કાપતાં તમ તમારાં દુઃખમાત્રને સહજ દૂર કરી શકશો.

આપણા વર્તમાન જીવનપ્રતિ તો, દૃષ્ટિ કરો, કે તે કેટલું સામર્થ્યરહિત અને દુઃખપ્રધાન છે! મનુષ્યોને આજે નિર્વાહને માટે જ કેટલાં ફાંફાં મારવાં પડે છે અને કેટલો પરિશ્રમ કરવો પડે છે, છતાં પૂરૂં અન્ન તથા જાડાં વસ્ત્ર પણ મળતાં નથી. મનુષ્યો આજે કેટલા કેટલા વ્યાધિથી પીડાય છે અને તેમને દૂર કરવાનું સામર્થ્ય તેમનામાં ક્યાં જોવામાં આવે છે! નથી તો મનુષ્યોને આજે પોતાના જીવનઉપર સ્વામીત્વ, કે જેથી તે પોતાના આયુષ્યને યથેચ્છ ટકાવી શકે, કે પોતાનાં બાળક, સ્ત્રી, માતાપિતા, કે અન્ય નિકટનાં સંબંધીને મૃત્યુને પામતાં અટકાવી શકે. આ વિના મનુષ્યનાં બીજાં આધિ અને ઉપાધિનાં દુઃખોનો તો પાર જ નથી. સ્વલ્પમાં કહીએ તો વર્તમાન મનુષ્યનું જીવન અનેક દુઃખોથી જ ભરેલું જોવામાં આવે છે. અને આ દુઃખોમાંથી નીકળવાનો એક જ માર્ગ છે, કે તેણે આધ્યાત્મિક માર્ગમાં વળવું. જ્યાંસુધી મનુષ્ય આ દિશામાં નહિ ગતિ કરે ત્યાંસુધી તેનાં દુઃખો દૂર થનાર નથી, તેને સાચું સામર્થ્ય પ્રાપ્ત થનાર નથી, તથા તેને અપૂર્વ સુખશાંતિ મળનાર નથી. સિંહની સ્થિતિમાંથી પાછા હઠી હઠીને આપણી પ્રજા આજે શિયાળની સ્થિતિમાં આવી છે કે જે સ્થિતિમાં તેને વિવિધ પ્રકારના ભય અને દુઃખનો જ અનુભવ કરવાનો છે.

જાગો; જાગ્રત્ થાઓ. તમારા આત્મસ્વરૂપમાં જાગ્રત્ થાઓ. તમે શિયાળ નથી પણ વનરાજ છો, એ વાર્તાને તમારા અંતઃકરણમાં સુદૃઢ કરો, અને તે પદને ઝટિતિ પ્રાપ્ત થઇને સિંહાસન ઉપર બેસીને અહં બ્રહ્માસ્મિ એ વેદવાક્યને ગગનભેદી સ્વરથી ઉચ્ચારો.

જેને આપણે અલૌકિક સામર્થ્ય કહીએ છીએ તેને પ્રાપ્ત થવાના ત્રણ રાજમાર્ગ આપણા શાસ્ત્રકારોએ નક્કી કરેલા છે. તે ત્રણ તે ભક્તિ, યોગ અને જ્ઞાન છે. આ ત્રણેમાંથી તમારો જેને માટે અધિકાર હોય તેનો વિચાર કરીને તેને નક્કી કરો, અને તે માર્ગે વળવા માંડો. નામના જ ભક્ત, યોગી, કે જ્ઞાની તમારે કહેવરાવવાનું નથી, તથા થવાનું નથી, એ લક્ષમાં રાખશો, પણ તમારે સાચા ભક્ત, સાચા યોગી તથા સાચા જ્ઞાની થવાનું છે; તમારા સ્થૂલ સૂક્ષ્મ શરીરના અણુ અણું હચમચી જાય, એવી આ માર્ગમાં વધવાની જ્વલંત ઇચ્છા કરો તથા એવો પ્રયત્ન કરો, કે જેથી તમને સાચું જ્ઞાન અને સાચું સામર્થ્ય આ દેહમાં જ પ્રાપ્ત થઇ રહે. જે કંઇ કરો તો વર્તમાન દેહમાં જ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી કરજો; જન્માંતરમાં તે પ્રાપ્ત થશે એવી ઇચ્છાથી કરશો નહિ ઉગ્ર અને ઉગ્રતર પ્રયત્નથી તમારી ઈપ્સતાર્થને વર્તમાન દેહમાં જ સિદ્ધ કરો, અને સાચા અલૌકિક સામર્થ્યને પ્રાપ્ત કરીને દીનતા અને વિવિધ દુઃખોને દળીને શાંતિશિખરે જઇને ઠરો, એટલું જ નહિ પરંતુ આ તમારા ઇતર બંધુઓ પણ તે શિખરપ્રતિ ગતિ કરે, એવો ઉત્સાહ પ્રેમથી તેમનામાં જાગ્રત્ ..., અને તમારા આ લોકમાં થએલા આગમનને સિદ્ધ કરો.



साहित्य.

# नलनुं निरुपम दूतकार्य.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૭૨ થી. )

આ વાર્તાલાપથી વિકલ થઇ નલે કહ્યું, " જ્યારે ત્રિભુવનવન્દનીય દેવો તમારાપર આટલો ગાઢ પ્રેમ પ્રકટ કરે છે ત્યારે તમે તેમનાથી વિમુખ થઇ રહ્યાં છો ! તમારી આ વાત મારા સમજવામાં આવતી નથી. મને તમારી વાતો બહુ આશ્ચર્યપૂર્ણ લાગે છે. જ્યારે લક્ષ્મી કોઇના ગૃહમાં પ્રવેશ કરવા જાય ત્યારે ઘરધણી પોતાના ગૃહનાં દ્વાર બંધ કરી દે, એવી વાત તમે કરો છો. આ સમયનો તમારો વ્યવહાર તેવો જ છે. સુરેન્દ્રનો તમારાપર આટલો અનુરાગ છે, એમ જાણી હું તમને પરમ સૌભાગ્યવતી સમજું છું અને મારા હૃદયથી તમારો આદર કરું છું, પરંતુ તમે આ સૌભાગ્યવર્ધક કાર્યથી પરાઙ્મુખ થઇ રહ્યાં છો ! હે ચંદ્રમુખિ ! આ વાત બહુ આશ્ચર્યની છે. મૃત્યુલોકમાં જન્મેલી મર્ત્ય સ્ત્રી અમરત્વ પામેલા દેવોને ચાહતી નથી, એ વાત તદન નવીન જ છે અને તે તમારાં જ મુખથી સાંભળું છું. આ તમારો માત્ર દુરાગ્રહ જ છે. દુઃખની વાત તો એ છે, કે સર્વ રીતે તમારું જ હિત ચહાનારા તમારા પિતા તમારા આ દુરાગ્રહદોષને દૂર કરતા નથી. તમે પોતે જ સમજુ છો તેમ જ વિદુષી પણ કહેવાઓ છો. તો શું મહેન્દ્રને છોડી નલની પ્રાપ્તિની અભિલાષા રાખતાં તમને શરમ પણ આવતી નથી ? સમસ્ત દેવોના અધીશ્વરથી શું તમે આ કોઇ નરેશ્વરને અધિક સારો સમજો છો ? તેનો આટલો બધો સત્કાર શામાટે ? ખરેખર આ વાતને ભાવિની પ્રબલતા જ કહેવી જોઇએ. જુઓને, આટલા વિસ્તૃત મુખને છોડીને શ્વાસોચ્છ્વાસ નાસિકાના સંકીર્ણ રસ્તેથી આવવા જવાનો શ્રમ ઉઠાવી રહ્યો છે. જો આને ભાવિ વાત ન કહીએ તો બીજું શું ? મોટા મોટા ઋષિમુનિઓ બીજા જન્મમાં સુરલોકની પ્રાપ્તિ થાય તે માટે પોતાના શરીરને તપરૂપી અગ્નિમાં હોમી રહ્યા છે તે જ સુરલોક તમને પોતાને આ જ જન્મમાં પોતાને ત્યાં લેઇ જવાને ઉતાવળો થઇ રહ્યો છે, પરંતુ તમે તેની એક પણ વાત સાંભળતાં નથી. ખરેખર તમારી મૂઢતાની સીમા નથી. "

" નલની પ્રાપ્તિ ન થાય તો પ્રાણનો ત્યાગ કરવો, એવું જે તમારું પણ છે, એ પણ તમારી મૂર્ખતાનું સૂચક છે. જો તમે ફાંસો ખાઇ મરી જશો તોપણ તમારા પ્રાણને દેહ તજ્યા પછી કેટલોક સમય અવશ્ય અંતરિક્ષમાં ભ્રમણ કરવું પડશે, અને અંતરિક્ષમાં વસનારા જીવસમુદાયનો અધિપતિ કોણ છે તે તમે જાણો છો ? આ જ ઇન્દ્ર તે જીવસમુદાયનો સ્વામી છે, તે તમને ત્યાં જોઇને શું છોડી દેશે ? ખરેખર ! આ દશામાં તમારે તેના થવું જ પડશે. વળી જો તમે અગ્નિમાં બળી આ શરીરનો ત્યાગ કરશો તો એમ જાણજો, કે લાંબો સમય અનેક પ્રાર્થનાઓ કરવા છતાં પણ આ સમયે તમે અગ્નિને દુર્લભ છો તે તમે પોતે પોતાની ઇચ્છાથી અગ્નિમાં પડવાથી અગ્નિને પ્રાપ્ત થશો. નલ ન મળે અને

તમે પ્રાણોત્સર્ગને માટે જલમાં પડતું મૂકો તો પછી વરુણના સૌભાગ્યનું શું કહેવું ! તમારા બહિર્ગત પ્રાણને પોતાના હૃદયમાં ધારણ કરી વરુણ કૃતકૃત્ય થશે. આ પરિણામોથી બચવાના ઇરાદે જો તમે બીજા કોઇ ઉપાયનું અવલંબન કરશો તો તેથી પણ તમારી રક્ષા થઇ શકશે નહિ. કારણ કે મૃત્યુ પછી નિઃસન્દેહ તમારે ધર્મરાજના અતિથિ થવું પડશે. તમારા જેવા પ્રિયતમ અતિથિને પોતાની મેળે જ આવેલો જોઇ ધર્મરાજ પણ પોતાનું ભાગ્ય અપરિમિત સમજશે."

"તમારી વાતો સાંભળી મને સંદેહ થાય છે કે ઇંદ્રાદિ દેવોવિષે તમે જે નિષેધસૂચક વાક્યો કહ્યાં તે કંઇ સ્વીકારસૂચક તો નથી ? તમારી વક્રોક્તિઓ મારા અભિલષિત ઇપ્સિતાર્થને તો પુષ્ટિ નથી આપતી ? તમારા વચનમાં વક્રતા હોવી સ્વાભાવિક છે. કારણ, કે જો વ્યંજનવૃત્તિથી અલંકૃત વક્ર વચનો વિદગ્ધા બાલાઓનો મુખથી નહિ નીકળે તો કોના મુખથી નીકળશે ?

ચતુર સ્ત્રીયોનું મુખ જ આવી ધ્વનિ-પ્રધાન ઉક્તિયોની ખાણ છે.

હે દમયંતિ ! તમારી આ વિદ્વત્તાપૂર્ણ વાણીના રસપ્રવાહમાં નિમજ્જિત થયેલો હું ક્યાંસુધી ચક્કર ખાયા કરું. તમે કયા દેવને કૃતાર્થ કરવા ચાહો છો એ વાત સંકોચને દૂર કરીને તમે સ્પષ્ટ શબ્દોમાં કહેતાં નથી ? મારી દૃષ્ટિમાં તો સહસ્ર નેત્ર ઇંદ્રશિવાય બીજો કોઇ યોગ્ય વર નથી. અગ્નિદેવ ક્ષત્રિય-ગોત્રના હોવાથી કદિ તમે તેનાપર અનુરક્ત હો તો તે દેવને વરવું પણ ઉચિત છે. હું જાણું છું કે તમે ઘણાં ધર્મશીલ છો તેથી તમે જો તમારા હૃદયમાં ધર્મરાજને સ્થાન આપ્યું હોય તો તે વાતને પણ હું અનુમોદન આપું છું. યોગ્યથી યોગ્યનો સંગમ થવો જ જોઇએ. કમલના પુષ્પજેવાં કોમલ ગાત્ર હોવાથી જો તમો નિખિલ કોમળ પદાર્થોના અધિપતિ વરુણને ચ્હાતો હો તો તે તમારું પાણિગ્રહણ કેમ નાહ કરે ? આ જ કારણથી નિશા ચંદ્રને વરી છે. ઇન્દ્રલોકનો ત્યાગ કરી લક્ષ્મીપતિ ભગવાન્ જે રમણીય સમુદ્રમાં અહર્નિશ વિહાર કરે છે ત્યાં તમે પણ જલાધિપતિ વરુણસાથે આનંદથી વિહાર કરી શકશો."

જો કે દમયંતીના દેવઉપરના અનુરાગસંબંધી નલના શબ્દો મિથ્યા હતા. એટલું જ નહિ પણ દમયંતીને તે શબ્દો કંટક સમાન ખુંચતા હતા તોપણ તે નલની યુક્તિઓ એક આદરણીય વસ્તુ સમજતી હતી તેથી એક હાથ ઉપર એક કાનને ઢાંકી મસ્તક ટેકવી બીજા કાનથી માત્ર નલની યુક્તિઓ સાંભળતી હતી. બીજા હાથથી બીજા કર્ણને ઢાંકી દેઇ દેવપરના તેના અનુરાગની વાત સાંભળી ન સાંભળી કરી દીધી.

લાંબા સમયસુધી દમયંતી મસ્તક નીચું રાખી વિચારમાં નિમગ્ન રહી. ત્યારપછી લાંબો ઉચ્છ્વાસ લેઇ આ પ્રમાણે તે કરુણ વચનો બોલીઃ—

"મારા તથા દેવતાઓ સંબંધી તમે જે વાતો કહી તે વાતોએ જુણી તેજદાર અણીદાર સોયોની ગરજ સારી છે. આ મારા પાપી કર્ણોને તે વાતોએ છેદી નાંખ્યા છે. ફક્ત મારો પ્રાણ કાઢવાનું બાકી રહ્યું છે. યમરાજના તો તમે દૂત જ છો તો પછી તમે બીજું શું કરવાના હતા ! મારાપર દેવોના અનુરાગસંબંધી જે મિથ્યારોપ મૂક્યો તેથી મને અસહ્ય વેદના થાય છે. આ કારણેથી આ સમયે કંઇ પણ કહેવાને હું અસમર્થ છું."

ત્યારબાદ દમયંતીની પ્રેરણાથી તેની સખી કહેવા લાગી કે, " મારી સખી આ સમયે તેની એક જીહ્વાથી લજ્જાદેવીની આરાધના કરે છે. હું તેની બીજી જીહ્વા છું માટે હું જે કહું છું તે મારી સખી જ કહે છે એમ સમજજો. "

" કાલે જ સ્વયંવર થવાનો છે. અને નિષધપતિ નલના કંઠમાં વરમાલા અર્પવા મેં નિશ્ચય કર્યો છે. મારા આ કાર્યમાં આજનો દિવસ વિઘ્ન નાંખી રહ્યો છે. કારણકે આવતી કાલ પહેલાં મારા પ્રાણ નીકળી જવા ચાહે છે. તેથી એક દિવસનો વિલંબ પણ અસહ્ય થઇ પડ્યો છે. આજે આપ અહીં જ રહી જવા દયા કરો. આપના દર્શનથી આજનો એક દિવસ હું કઠિનતાથી પણ વિતાવી શકીશ. કારણ તે હંસે મારા પ્રાણાધારનું જે ચિત્ર મને ચિત્રી બતાવ્યું હતું તે ચિત્રમાં અને આપનામાં સમાનતાનો અંશ વિશેષ છે. એમાં તમને પણ ફાયદો છે. તમારાં નેત્રો તમારા મુખની શોભા જોવાને અસમર્થ છે. બ્રહ્માએ તે મુખની શોભા જોવામાં તે નેત્રોને વંચિત રાખ્યાં છે. આપનું મુખ આપની આંખોથી જોઇ શકાતું નથી. જો આપ એક દિવસ રહી જાઓ તો આવતી કાલે જ આપ આપની મુખ–શોભાને નલના મુખમણ્ડલપર જોઇ આપની આંખો આપનો જન્મ સફલ કરશે. હું બે હાથ જોડી કહું છું, કે હવે દેવતાઓને માટે માંગણી કરી મને વધારે દુઃખી ન કરો. હવે ફરીથી આપના મુખથી એ શબ્દ કાઢશો નહિ. જુઓ મારાં નેત્રોમાંથી બન્ને તરફ અશ્રુધારા ચાલી રહી છે."

પ્રિયતમા દમયંતીના આ અમૃતમય શબ્દો સાંભળી નલને પોતાને માટે ધિક્કાર છૂટ્યો. દમયંતીએ તો ફક્ત તેને યમરાજનો દૂત જ કહ્યો હતો. પણ નલ તો પોતાને મહા નિષ્ઠુર યમ જ સમજ્યો. દમયંતીનાં ગદ્ગદ વચનો સાંભળી નલનું હૃદય ચીરાઇ ગયું. આટલું થવા છતાં પણ ધર્મથી વિમુખ થવું નલને ઉચિત ન લાગ્યું. ધીમે ધીમે ઉંડો શ્વાસ લેઇ નલે કહેવાનો આરંભ કર્યો.

"સુરેશ્વર ઇન્દ્રના ઘરમાં જ કલ્પવૃક્ષ છે. તે વૃક્ષપર ઇન્દ્રનું સર્વ પ્રકારે સ્વામિત્વ છે. જો ઇન્દ્ર કલ્પવૃક્ષની યાચના કરે કે "મને દમયંતી લાવી આપો" તો તમે ઇન્દ્રનાં હૃદયેશ્વરી થવામાંથી શી રીતે બચી શકશો ? કલ્પદ્રુમને કહેલી યાચના કદાપિ વ્યર્થ થતી નથી. તમને મેળવવાની ઇચ્છાથી અગ્નિ જો સર્વકામક યજ્ઞ કરે અને પોતાની જ આહ્વનીય મૂર્તિયોમાં હવિષ્ય હવન કરવાનો આરંભ કરે તો શું થાય ? આ પ્રમાણેનો વૈદિક વિધિ મિથ્યા થતો નથી: તમારે અગ્નિની પ્રાણેશ્વરી થવું જ પડે. દક્ષિણ દિશામાં ધર્મરાજનું અખંડ રાજ્ય છે. અને તે રાજ્યમાં અગસ્ત્યમુનિ રહે છે. જો ધર્મરાજ તેને એમ કહે કે "હું ધનધાન્યનો ષષ્ઠાંશ લેવા માંગતો નથી પણ મને દમયંતી લાવી આપો." તો તમારી શું દશા થશે ? વરુણના આશ્રમમાં યજ્ઞને માટે સેંકડો કામધેનુ ગાયો હોય છે તેમાંની એક ધેનુને એમ કહે કે "મને દમયંતી લાવી આપો" તો તે યાચના વ્યર્થ જતી નથી. પછી વરુણને હસ્તગત થતાં શું વાર લાગશે ? ક્ષણમાત્ર એમ માનો કે આમાંનું કંઇ થવાનું નથી. નલની સાથે તમારો પાણિગ્રહણસંસ્કાર થતાં પહેલાં જો યમરાજ તમારા કે નલના કોઇ કુટુમ્બીના પ્રાણ હરી લે અને સૂતક પડે તો શું થાય ! સાક્ષીકરણ સમયે અગ્નિ પ્રજ્વલિત ન થાય તો ! કન્યાદાનસમયે વરુણ જલની ધારા રોકી દે તો ! ઇન્દ્રાણીના સાન્નિધ્યસિવાય સ્વયંવર વિધિ

હતો. મારા પિતા વ્યાખ્યાન કરતા હતા, પરંતુ મને ખબર ન હતી, કે તે શું બોલતા હતા. હું તો જૂદા જ વિચારમાં મગ્ન હતી. કેવી રીતે તે મનમોહક યુવકસાથે હું વાર્તા કરૂં, એ જ વિચારમાં હું તો નિમગ્ન હતી. મારી તો આ કારણને લીધે આવી સ્થિતિ હતી, પણ બીજા અનેક મનુષ્યોની પણ આવી જ સ્થિતિ હતી. તેમાંથી ઘણા મનુષ્યો આડીઅવળી વાતો કરતા હતા; અને જે વાતો કરતા ન હતા, તે મારી પેઠે પોતાને અનુકૂલ વિચારમાં નિમગ્ન રહેતા હતા. સમાજનું કાર્ય પૂરૂં થતાં બહાર નીકળ્યા પછી, આવા કોઇ મનુષ્યને પૂછવામાં આવે, કે આજનું વ્યાખ્યાન શું હતું, તો તે ગભરાઇ ઉઠતા હતા. કોઇ શાસ્ત્રી પુરાણી કથા કરતા હોય છે ત્યારે કંઇ મનુષ્યો સુષુપ્તિરૂપી સમાધિમાં પ્રવેશ કરીને જ્ઞાનમાં ગળી જાય છે, તેમ આ સમાજમાં પણ થતું હતું. જો, કે મનુષ્યો સુષુપ્તિમાં પ્રવેશતાં નહતાં એટલુંજ બાકી તેમને સમાજમાં શું ચાલે છે, તેનું કંઇ જ ભાન નહતું. આનું કારણ એ હતું, કે આ સમાજમાં જે મનુષ્યો ભળ્યાં હતાં, તેમાંથી ઘણાં તો દેખાદેખ, કે તેમાં ભળેલા મોટા મનુષ્યોને ખુશી કરવામાટે કે એવી જ બીજી લાલચથી ભળ્યાં હતાં. સમાજમાં દર રવિવારે આવવા ઉપરાંત તેમને બીજું કંઇ કર્તવ્ય ન હતું.

મારા પિતાજીનું વ્યાખ્યાન પૂરૂં થઇ ગયું, એટલે નિયમપ્રમાણે નિરાકાર પરમાત્માની આરતી થઇ, અને સભા વિસર્જન થઇ. મારા પિતાજી આજે તેમના એક મિત્ર સાથે બહાર જવાના હતા, તેથી હું ઘેર જવાને સ્વતંત્ર હતી. હું તરત જ સભાના સ્થાનમાંથી બહાર નીકળીને મારી ગાડીમાં જઇને બેસી ગઇ. પેલા યુવકે પોતાની ગાડીમાં બેસીને પોતે જ તેને હાંકવા માંડી. તેમની ગાડી હાંકવાની કુશલતા પણ ઘણી સારી જણાતી હતી. મેં મારા ગાડીવાનને તે ગાડીની પછવાડે મારી ગાડી ચાલવવાનું કહ્યું. અમારી બન્નેની ગાડીઓ વેગથી ચાલી, અને એલીસ બ્રીજ મૂકીને આગળ વધી. થોડેક દૂર ગયા પછી એક ભવ્ય બંગલામાં કમલાશંકરની ગાડીએ પ્રવેશ કર્યો. મેં તે બંગલાને જો કે આ વખતે સંધ્યાકાળ થઇ હતી, તોપણ ખાસ ધ્યાનપૂર્વક સ્મરણમાં રાખ્યો. પછીથી મારા ગાડીવાનને ઘર તરફ ગાડી હાંકવાનું કહ્યું; થોડી વારમાં ઘેર આવી પહોંચી. ઘેર આવીને મેં વિચાર કર્યો કે ચાલો એક કામ તો પૂર્ણ થયું.

આજે મને કંઇક અધિક સ્વસ્થતાનું ભાન થયું. જો, કે આટલાથી કંઇ મારૂં કાર્ય પૂર્ણ થયું નહતું તોપણ મને એમ લાગતું હતું, કે હવે મારૂં કાર્ય પૂર્ણ થવામાં વિલંબ થશે નહિ. હું વિચારવા લાગી, કે કેવી રીતે મારો મનોભાવ તેમના આગળ હું પ્રદર્શિત કરૂં. હું એક પ્રેમ-પત્રિકા તેમને લખી મોકલું એવો વિચાર મને આવ્યો. પણ વળી મને થયું, કે પ્રથમ તેમની સાથે થોડો પરિચય કરૂં-પછીથી પ્રેમ-પત્રિકા મોકલું, એ વધારે સારૂં છે. આ વિચાર મને વધારે સારો લાગ્યો.

બીજે જ દિવસે સાંજે ઉત્તમ પોષાક પહેરીને હું ગાડીમાં બેસીને તેમના બંગલા તરફ ફરવાને બહાને ગઇ. આ બંગલાની ચારે બાજુ નાનોસરખો રમણીય બાગ બનાવેલો હતો. બંગલો નાનો છતાં અત્યંત સુશોભિત હતો, અને વિલાયતનો જ એક બંગલો

હોય તેવો જણાતો હતો. બંગલાના દરવાજા આગળ ગાડી ઉભી રાખીને હું બંગલા તરફ ચાલવા લાગી. અપરિચિત વ્યક્તિને ઘેર મારા જેવી સ્ત્રીએ એકદમ જવું, તે મને આ ક્ષણે ઠીક ન લાગ્યું. તોપણ મારા પગ બંગલા તરફ મને લઇ જતા હતા, તેથી મારો આ વિચાર મનમાં જ શમી ગયો. બહારના ઓટલાઉપર પગથીયાં ચઢીને હું ઉભી, અને કોઇ નોકર ચાકરની વાટ જોવા લાગી. પણ આજુબાજુ દષ્ટિ કરતાં કોઇ નોકર ચાકર જણાયો નહિ ત્યારે મેં અંદર દષ્ટિ કરી તો એક ખુરશીઉપર એક પુરુષ અને તેની પાસેની એક ખુરશી ઉપર એક સ્ત્રી બેઠી હતી, અને તે વાતો કરતાં હતાં. મને જોઇને તરત જ તે સ્ત્રી ઉઠીને મારી પાસે આવી, અને આપને કોનું કામ છે, પધારો, એ પ્રમાણે વિનય વચન બોલીને મને અંદર લઇને એક ખુરશીઉપર બેસાડી. મેં કહ્યું, કમલાશંકરભાઇ ઘરમાં છે કે નહિ? મારે તેમને મળવું છે. પેલી સ્ત્રીએ અપ્રસન્નતાનો ભાવ જણાવી કહ્યું, તેઓ આજે જ મુંબઇ ગયા. આપને વ્યર્થ પરિશ્રમ પડયો.

મેં કહ્યું, તેઓ કારે પાછા પધારનાર છે ? પેલી સ્ત્રીએ કહ્યું, તત્કાલ તો તે પાછા નહિ આવે. કારણ, કે તે એમ. એ. ની પરીક્ષામાં બેસનાર છે, અને તેટલા જ માટે તે મુંબઇ ગયા છે. આપ બેસો હું તરત જ પાછી આવું છું. એમ કહીને તે સ્ત્રી અંદર ગઇ, અને બહુ જ થોડા વખતમાં ચાંદીના પાત્રમાં મારે માટે ચાહા લેઇ આવી. મેં તેનો સ્વીકાર કર્યો અને હું તે ચાહા અંતરની નિરાશા છતાં તેને છુંપાવીને પીવા લાગી. પેલી સ્ત્રીએ મને પૂછ્યું, આપને તેમની સાથે કયારનો પરિચય થયો છે ? મેં કહ્યું, હમણાનો જ નવો પરિચય છે. જો હું તેમનું મુંબઇ જવાનું જાણતી હોત તો કાલે જ આવીને મળી જાત. પેલી સ્ત્રીએ કહ્યું, જો આપ આપનું નામ આપો તો આજે જ અમે લખીશું, કે અમુક આપને મળવાને આવ્યાં હતાં. મેં કહ્યું. હું અહીંના પ્રસિદ્ધ વકીલ પ્રમોદરાયની પુત્રી છું, મેટ્રીકની પરીક્ષા મેં હમણા જ પાસ કરી છે. હવે હું એ વિચારમાં છું, કે મારે આગળ કયા વિષયનો અભ્યાસ કરવો. તમારે મારા સંબંધી તેમને કંઇ જ લખવાની જરૂર નથી, કારણ, કે તેમનો મારે હજી અધિક પરિચય નથી. અધિક પરિચયને માટે તો હું આજે આવી હતી, પણ ઇશ્વરેચ્છાથી તેમનો મેળાપ થઇ શકયો નથી. આટલું બોલી, મને હવે રજા છે, એમ કહીને હું ઉઠી. ઉઠતાંની સાથે મને પાનસોપારી તે સ્ત્રીએ આપ્યું, જે લઇને હું મારી ગાડીમાં બેસીને નિરાશ થઇને ખિન્ન ચિત્તે ઘેર આવી.

## આયુર્વેદ ધર્મશાસ્ત્રસાથે નિકટ સંબંધ ધરાવે છે શું ?

( લેખક—શામળદાસ નાનુભાઇ. )

પ્રાચીન મહર્ષિઓએ આયુર્વેદને પાંચમો વેદ ગણ્યો છે. ચતુર્વેદ મનુષ્યને જન્મ-મરણુની જાળથી છોડાવી મોક્ષની પ્રાપ્તિ કરાવે છે, જ્યારે આયુર્વેદ મનુષ્યને નીરોગ રાખી મોક્ષ મેળવવા માટે શરીર તથા મનને ઉધુક્ત રાખે છે; " शरीमाद्यं खलु धर्मसाधनम्, " " नायमात्मा बलहीनेन लभ्यः " એ ઉક્તિઓ મોક્ષને માટે નીરોગ શરીરની આવશ્યકતા પુરવાર કરે છે. આયુર્વેદનું જ્ઞાન પ્રાણીમાત્રને શરીરસંપત્તિને માટે આવશ્યક છે. ઐહિક અને આમુષ્મિક ઉભય પ્રેયસ્ તથા શ્રેયસ્ સાધવાને પહેલે દરજ્જે તેની જરૂર પડે છે. આયુર્વેદની આટલી મહત્તા સમજીને જ, લક્ષ્યમાં રાખીને જ આપણા પૂર્વજોએ તેની કેટલીક ક્રિયાઓ આચારગત કરી છે. આર્યાવર્તના આર્યોમાં પુણ્ય અને પાપની ભાવના બલવત્તર છે, જેને લઇને કેટલાક પ્રાચીન મતાનુયાયીઓ પરંપરાગત રૂઢીઓને ત્યજવામાં પ્રાયશ્ચિત સમજી બેઠા છે. તેનું ગમે તે હો. એ પ્રશ્ન સુધારાવાળા અને તેના પ્રતિપક્ષનો છે. તેનો ઉહાપોહ કરવો એ તેઓનુ કર્તવ્ય છે. એ ગહન વિષયમાં માથું મારવું એ આ ક્ષુદ્ર લેખકની બુદ્ધિશક્તિનું કામ નથી. પરંતુ દ્વિજ જ્ઞાતિએ કરવાનાં આહ્નિક કર્મ, તેમની જીંદગીના વિભાગો, તેમનો આહારવિહાર વગેરે કેટલીક બાબતમાં જે ધાર્મિક શ્રદ્ધા અધાપિપર્યંત ચાલુ છે, તેમાં આર્યાવર્તને તો લાભ જ છે. આ સર્વ વિષયો શરીરના આરોગ્યસાથે ઘણો જ નિકટ સંબંધ ધરાવે છે.

પરંપરાથી કેટલાંક વૃક્ષોને આપણે પુનિત ગણીએ છીએ તે તેના ગુણોને લઇને જ. "गुणाः पूजास्थानम् गुणिषु, " તુલસી અને પીપળાને આર્યો દેવતરીકે પૂજે છે અને પ્રત્યેક ધાર્મિક આર્ય પોતાના આંગણામાં તુલસીનાં વૃક્ષ ઉત્સાહથી ઉગાડે છે. તુલસીક્યારા વિનાનું ઘર સ્મશાન કહેવાય છે, તેનું ખરૂં કારણ તેના ગુણો છે. તુલસી હવાને સ્વચ્છ કરે છે અને સ્વચ્છ હવા એ આરોગ્યનું પ્રથમ સાધન છે. " तुलसी गंधमादाय यत्र गच्छति मारुतः दिशो दश पुनात्याशु भूतग्रामांश्चतुर्विधान् " અન્યત્ર તેના ગુણની પ્રશંસા કરતાં કહ્યું છે કે " तुलसी विपिनस्यापि समंतात्पावनं स्थलं क्रोप मात्रं भवत्येव......" વળી तुलसीकाननं चैवगृहे यस्यावतिष्ठते तद्गृहस्तीर्थभूतं हि नायांति यमकिंकराः " આની રીતે યમદૂતોના ભયથી–મરણ ભયથી ઉગારનાર તુલસીવિષે ધાર્મિક આર્યોની શ્રદ્ધા દૃઢ છે. આધુનિક વિદેશીય વૈદ્યોએ પ્રયોગદ્વારા સિદ્ધ કીધું છે કે તુલસીની ગંધમિશ્રિત હવા મેલેરિઆનો વિનાશ કરે છે. અને તેને માટે જ પ્રત્યેક ગૃહમાં તુલસીક્યારા રાખવાની આજ્ઞા ફરમાવનાર પ્રાચીન આર્યોનો મેલેરિઆથી બચવાનો આ ઉત્તમ માર્ગ સયુક્તિક અને હેતુ પુરઃસર છે એમ સર્વને જણાશે જ. દ્વિજ જ્ઞાતિએ કરવાનાં આહ્નિક કર્મ, તેમની જીંદગીના વિભાગો, તેમનો આહાર વગેરે કેટલીક બાબતમાં જે ધાર્મિક શ્રદ્ધા અધાપિપર્યંત ચાલુ છે તેમાં આર્યાવર્તને તો લાભ જ છે. ઉપર્યુક્ત ધાર્મિક કર્મોને અનુસરવાથી "એક પંથ દો કાજ"

થાય છે, શરીરનું આરોગ્ય સચવાય છે અને પારલૌકિક સુખ સધાય છે. દ્વિજ જાતિને કરવાનાં આહ્નિક કર્મો અને બીજાં કર્મો, કે જે ધાર્મિક વિષયોસાથે સુસંગત થયેલાં છે, તેમાં આપણને શું લાભ છે અને તે કેવી રીતે આયુર્વેદસાથે સંબંધ ધરાવે છે તે આપણે ક્રમશઃ જોઇશું.

પ્રથમ તો આપણાં પૂર્વજોએ બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠી પદ્માસન વાળી સ્વસ્થ ચિત્તે બેસી ઈશ્વરોપાસન કરવાની આજ્ઞા કરી છે. આમ કરવાથી પ્રાતઃકાળની મંદમંદ, શીતલ, સ્વચ્છ હવા મળે છે અને તેથી મગજ શાંત થાય છે. કામ કરવાને નવો ઉત્સાહ પ્રાપ્ત થાય છે, ફેફસાં મજબુત થાય છે અને કુદરતની શાંત અને ગંભીર રચનાથી બુદ્ધિ શક્તિ ખીલે છે, બલ અને આયુષ્ય વધે છે, આપણા કવિવર દલપતરામે પણ કહ્યું છે કે "બલ બુદ્ધિ બહુ ધન વધે સુખમાં રહે શરીર."

બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠયા પછી પ્રથમ મલોત્સર્ગ કરવાની આજ્ઞા છે. "आयुष्यमुषसि प्रोक्तं मलादीनां विसर्जनम्" ખાનપાનાદિ સર્વ વ્યવહાર શાંત થઈ ગયા પછી જઠર ખાદ્ય અન્નાદિનું પાચન કરી શેષ પદાર્થ આંતરડાં તરફ ધકેલે છે અને આ પદાર્થમાંથી આંતરડાં એ ખોરાક પચાવી નિઃસત્વ પદાર્થ પશ્ચિમદ્વારદ્વારા બહાર કહાડે છે. પ્રાતઃકાલે બુચ પેટે બાજરૂ જવાથી દસ્ત સાફ આવે છે અને મલમૂત્રના માર્ગો સ્વચ્છ થાય છે. જરા પછી અથવા અનિયમિત આ વ્યવહાર કરતારને દસ્ત ખુલાસાબંધ થતો નથી અને અન્ન યથાસ્થિત પાચન થયા શિવાય તેનો ઉત્સર્ગ થાય છે. મલોત્સર્ગ કેવે સ્થલે ન કરવો વિષે પણ આયુર્વેદની આજ્ઞા છે. દેવમંદિર, તડાગાદિ સ્થલે મલોત્સર્ગ કરવામાં પ્રાયશ્ચિત કારણ કે આવા સ્થલે જનસમાજનો અધિક અવરજવર-આવાગમન હોય છે. અને મલોત્સર્ગથી હવા બગડે છે તેથી જનસમાજને નુકસાન થાય છે, તેથી જ આયુર્વેદ ફરમાવે છે, કે "निर्हारो मलमूत्रोत्सर्गः अन्यच्च आहारनिर्हारविहारयोगाः सं सिद्धिर्विजने विधेयाः"

દન્તધાવનાદિ—દાતણની પસંદગી પણ બુદ્ધિપુરઃસર છે. વડ, લીંબડો, કર આદિનું દાતણ કરવાથી ફાયદો થાય છે. ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળાં મનુષ્યને ભિન્ન ભિ વૃક્ષનાં દાતણ હિતકર છે. તે વૈદ્યક ગ્રંથોમાં જોવાથી જણાશે. પરંતુ દાતણ કરવામાં કેટલાએક વૃક્ષોનો નિષેધ કર્યો છે તે વિશેષતઃ જાણવાયોગ્ય છે. તૃણરાજનાં દાતણ કરવા અપવિત્ર થવાય છે. "तृणराजसमुत्पन्नं यः कुर्याद् दन्तधावनम् नरश्चाण्डालयोनिः स्यायावद्गां न पश्यति" —જે તૃણરાજનાં દાતણ કરે છે તે પતિતપાવની ગંગાજીનાં દર્શન ન ત્યાંસુધી ચાંડાલ રહે છે. આ તૃણરાજમાં સાત વૃક્ષો છે તે પૈકી કેટલાંક વટવૃક્ષનાં છે બીજાં ખજૂર, નારિકેર છે. ખજૂર અને નારિકેર માદક છે. અને તેમાંથી એક જાત દારૂ બને છે તે સર્વ કોઈ જાણે છે. ખજૂર અને નારિકેરનું દાતણ નુકસાન કર્તા છે પછી તેનો સત્વ-દારૂ કેવો હાનિકર્તા હશે તે કલ્પનાથી સમજી શકાશે.

સ્નાન કરવામાં પણ વિધિ છે. તડાગાદિ સ્થળે સ્નાન કરવા જવાથી શરીરનું ચલનવલન થાય છે. વળી પુષ્કળ પાણીએ શરીરને ચોળીને સ્નાન કરાય છે. ઠંડા પાણીએ સ્નાન કે

વાથી શરીરમાં બળ વધે છે. સ્નાન કરવાથી શું ફાયદા છે તે સર્વ જાણે છે, તેથી તેનું વિસ્તૃત વિવેચન અનુચિત છે.

સંધ્યાદિ:—" अहरहः सन्ध्यामुपासीत " એ અને એવી બીજી ઉક્તિઓ સંધ્યાની આવશ્યકતા સૂચવે છે. સંધ્યાની કેટલીક ક્રિયાઓથી શરીરને આવશ્યક વ્યાયામ મળે છે. પ્રાણાયામથી સ્વચ્છ હવા મળે છે. દીર્ઘશ્વાસથી ફેફસાં મોટાં થાય છે અને રક્ત શુદ્ધ થવાનું કાર્ય સત્વર ચાલે છે. મારી મેધા મને ઠગતી ન હોય તો મેં કોઇએક માસિકમાં વાંચ્યું હતું કે દીર્ઘશ્વાસોચ્છ્વાસથી શરીરમાં રહેલાં ખરાબ રજકણો ઉચ્છ્વાસ સાથે બહાર નીકળે છે. દીર્ઘશ્વાસ લેવાથી તે નાભિપર્યંત જાય છે અને આંતરડામાં વળગી રહેલો કચરો બહાર લાવે છે. સૂર્યોપસ્થાનની ક્રિયા પણ હાથના ચલનવલનથી લોહી ફરવામાં અને ફેફસાં વિશાળ થવામાં સાહાય્ય કરે છે. દીપ, ધૂપ અને હોમ કરવાથી, તેના ધુમાડાથી હવામાં ઉડતાં જંતુઓનો વિનાશ થાય છે હમણાના ડૉક્ટરોએ સિદ્ધ કર્યું છે કે હવામાં કેટલાક રોગોનાં જંતુઓ નિરંતર ઉડયાંજ કરે છે અને તે જંતુઓ જનમંડળમાં રોગો ફેલાવે છે. આપણા પ્રાચીન વૈદો પણ આ વાત જાણતા જ હશે અને તેથી જ રોગની શરૂઆતમાં ગામ બહાર ઉજાણીએ જવાનો રિવાજ ચાલતો આવ્યો હશે. ધૂપ, દીપ અને હોમથી ઘરમાં ઉડતાં ઝેરી જંતુનો સહજ વિનાશ થાય છે.

આશ્રમ—આશ્રમ એ જીંદગીના વિભાગ છે. આ વિભાગો વયને અનુસરી તેને બંધ બેસતા પાડવામાં આવ્યા છે, અને તે ઉત્તરોત્તર જીંદગીને સાહાય્યક છે. પ્રથમાશ્રમ બ્રહ્મચર્ય એ જીંદગીનો પાયો છે. મોટો મહેલ અથવા કિલ્લો બાંધવાને અને તે દીર્ઘજીવી રાખવાને તેનો પાયો મજબૂત ને ઉંડો હોવાની જેટલી જરૂર છે તેટલી અથવા તે કરતાં વધારે આ શરીરરૂપી હવેલીનો પાયો મજબુત કરવાની અપેક્ષા છે. આ શરીરરૂપી હવેલીનો પાયો બ્રહ્મચર્ય છે, અને તેટલામાટે જ બ્રહ્મચર્યાશ્રમના નિયમ કઠિન પણ અંતે ફલપ્રદ છે. બ્રહ્મચર્યાશ્રમનાં નિયમમાં પ્રથમ તો જંગલમાં ગુરુને ત્યાં રહેવું અને તેમની સેવા કરવી, ભિક્ષાન્ન જમવું, અને કુંવારા રહેવું, સ્ત્રીસંબંધી વિચાર સરખા પણ કરવા નહિ. ગુરુસાથે જંગલમાં રહેવાથી શરીર સુદૃઢ થાય છે, તાજી હવા, સ્વચ્છ પાણી અને કુદરતી ખોરાક શરીરને મજબુત બનાવે છે. વળી જંગલમાં રહેવાથી કુદરતના રમ્ય અને ભયાનક પ્રસંગનું જ્ઞાન થાય છે. ભિક્ષાન્ન જમવાથી નિરભિમાન થવાય છે અને તેથી પ્રકૃતિ સાત્વિક ઘડાય છે. કુંવારા રહેવું એ ખાસ ધર્મ છે. શરીરનો રાજા વીર્ય છે. તેનું યોગ્ય વય સુધી યથાસ્થિત સંરક્ષણ થાય તો તેથી બુદ્ધિ, મન અને શરીર બહુ જ ખીલે છે. "शुक्रंतस्माद्विशेषेण रक्ष्यमारोग्यमिच्छता." એક વખત આર્યાવર્તમાં જ્યારે આશ્રમોનું પરિપાલન વિધિપુરઃસર થતું ત્યારે આ દેશની પ્રજા ઇતર દેશના લોકોને આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખતી. ભીષ્મ, ભીમ, હનુમાનજેવા વીરો, શંકર ને ગૌતમજેવા આચાર્યો, વાલ્મિકી અને વ્યાસજેવા ઋષિઓ, હરિશ્ચંદ્ર અને યુધિષ્ઠિરજેવા સત્યપ્રિય નૃપો, આ દેશમાં થઇ ગયા છે, તે બ્રહ્મચર્યને પ્રતાપે. અત્યારે આપણે બાર

વરસની બાળવયમાં બાળકોને વિવાહિત કરીએ છીએ. આવાં બાળલગ્નને લીધે અપરિપક્વ વીર્યથી જે સંતાનો થાય છે તે અલ્પાયુષી તથા સત્વહીન હોય છે. અત્યારે આર્યાવર્ત પરતંત્રતાની બેડીમાં જકડાયો છે. તે આ વીર્યસંરક્ષણના અભાવે. બાળલગ્નનો નિષેધ એ દેશોદયનું ઝળઝળું છે. બ્રહ્મચર્ય વિષે ઘણું લખાય તેવું છે પણ ચર્વિત ચર્વણ કરતાં તે કેટલું ઉપયોગી છે તે વિષે સમર્થ લેખક મણીલાલના શબ્દો ટાંકીશ. "શરીરમાં જેટલું બળ છે, મનનો અને બુદ્ધિનો જેટલો જેટલો મહિમા છે તે એ બે ઉપરાંત ધર્મ અને પુણ્ય ઉપર વૃત્તિ વળાવવારૂપ પ્રેમ અને શ્રદ્ધા તથા વેગ પેદા થાય છે તે બધું શાથી થાય છે? એવી એક જ વસ્તુ છે કે જે બધાં એક સમયે સાધી શકે છે. તે વસ્તુ બ્રહ્મચર્ય છે." મહાત્મા સ્વામી રામતીર્થ બ્રહ્મચર્ય વિષે બોલતાં કહે છે કે, ભીષ્મ કહે છે કે, "ત્રિકાળના સામ્રાજ્યનો ત્યાગ કરવો, સ્વર્ગનો અધિકાર છોડી દેવો, કિંબહુના એથી કોઇ ઉત્તમ ચીજ હોય તો તેનો પણ પરિત્યાગ કરવો, પરંતુ બ્રહ્મચર્યવ્રત કદી છોડી દેવું યોગ્ય નથી. કદાચ જમીન, પાણી, પવન, સૂર્ય, ચંદ્ર, અગ્નિ ને આકાશ પોતાનો સ્વભાવ છોડી દે, યદિ ઇંદ્ર પોતાનો વૈભવ અને યમરાજ પોતાનો ન્યાય છોડી દે તોપણ હું બ્રહ્મચર્યવ્રત કદી છોડીશ નહિ" આહા! કેટલી બ્રહ્મચર્યની મહત્તા! આ બ્રહ્મચર્યના પ્રતાપે જ ભીષ્મે યમકિંકરોને પાછા વાળ્યા હતા; અને છ માસપર્યંત બાણશય્યાપર શયન કર્યું હતું! "હનુમાનનું નામ લેવાથી અને ધ્યાન ધરવાથી લોકોમાં વીરત્વ અને હીંમત આવે છે. હનુમાનને મહાવીર કોણે બનાવ્યો? આ બ્રહ્મચર્યે જ. મેઘનાદને મારવાની કોઇને તાકાદ ન હતી. રામચંદ્રજીએ પણ પોતાની લીલાદ્વારા જણાવ્યું હતું કે હું પોતે પણ મેઘનાદને મારવા સમર્થ નથી. જેણે બાર વર્ષ સુધી અપવિત્ર વિચાર સરખા પણ કીધા નહિ હશે તે જ તેને મારી શકશે. આવો પુરૂષ કોણ હતો. લક્ષ્મણજી. જેણે પવિત્રતા અર્થાત્ બ્રહ્મચર્યનો ત્યાગ કીધો છે તેની જ દશા અધિક અવનત થઇ છે. જેનું અંતઃકરણ પવિત્ર નથી તેને કદી પણ જય મળ્યો નથી. પૃથ્વીરાજના મરણ પછી હિંદદેશ ગુલામગીરીમાં જકડાયો છે, એ વાત સૌ કોઇ જાણે છે. તે પૃથ્વીરાજ લખી ગયો છે કે "હું જ્યારે રણસંગ્રામમાં જવા નિકળ્યો ત્યારે મારી કમ્મર રાણીએ કસીને બાંધી હતી." નેપોલીઅન જેવો મહાન્ વીર પોતાના સર્વોત્તમ સર્વોચ્ચ સ્થાનેથી કડડડભુસ કરતો ગબડી પડયો તેનું શું કારણ? ઇતિહાસ સાક્ષી પુરે છે કે રણમાં જતાં અગાઉ તે પોતાનું ખુન પોતાની હાથે જ કરી ચુકયો હતો. સંગ્રામમાં જવાની આગલી રાત્રે તે બદકર્મના કુવામાં ગબડી પડયો હતો ચંદ્રપ્રભાજેવો કાન્તિમાન અને સૂર્યપ્રભાજેવો તેજસ્વી વીરયુવક અભિમન્યુ તે કુરક્ષેત્રની ભૂમિમાં રહેંસાઇ ગયો કે જ્યાં ભારતવર્ષના ક્ષત્રિયવીર પુરુષોનો સર્વથા નાશ થયો. આનું કારણ શું? રણમાં જવા અગાઉ તેણે પોતાનું બ્રહ્મચર્ય ખંડિત કીધું હતું ........છેવટ શિખામણ રૂપે કહે છે કે જે "મનુષ્યો પશુઓની માફક ખેપરવાથી પ્રજાની વૃદ્ધિ કરે છે એટલું જ નહિ પરંતુ તેનાથી આગળ વધીને વખત બે વખત મોજને માટે પોતાના વીર્યનો નાશ કરે છે, તેને ધિક્કાર છે". આવા ધિક્કારને પાત્ર ઘણા મનુષ્યો છે, કે જેઓ નિરંતર વૈદ્ય અને ડોક્ટરોને ત્યાં ધાતુક્ષયમાટે ફરિઆદો કરે છે અને દ્રવ્યવ્યય કરે છે. બ્રહ્મચર્યથી શરીર દૃઢ, સુવ્યવસ્થિત અને તેજસ્વી થાય છે, બુદ્ધિ વધે છે, અવિશ્રાંત પરિશ્રમ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે.

કોઇ વિદ્યા પ્રાપ્ત કરવામાટે બ્રહ્મચર્યની ખાસ આવશ્યકતા છે. જ્યારે ઇન્દ્ર તત્વજ્ઞાન મેળવવામાટે પ્રજાપતિ પાસે ગયા ત્યારે તેમને ૧૦૧ વર્ષપર્યંત બ્રહ્મચર્યપાલન કરાવ્યું અને તત્પશ્ચાત્ પ્રજાપતિએ આત્મજ્ઞાન આપ્યું હતું. પૂર્વે રજોદર્શન થયા પહેલાં કોઇ પણ પુરુષ પત્નીનો અભિયોગ કરતો નહિ. જે સ્વામી તે પૂર્વે પત્નીનો અભિયોગ કરે તેની કેવી દશા થાય છે ?

" ग्रामजोदर्शनात्पत्नीं नेयाद्गत्वापतत्यधः
व्यर्थीकारेण शुक्रस्य ब्रह्महत्यामवाप्नुयात्. "

કેટલું બ્રહ્મચર્યનું માહાત્મ્ય ! અધોગતિ થાય તે સ્વાભાવિક છે. કારણ કે ઈશ્વરસ્તવનને માટે દૃઢ મનોબળની ઘણી જ જરૂર છે. વિષયી પુરુષનું ચિત્ત સ્વલ્પ કાળ પણ સ્થિર રહેતું નથી. આથી તે કોઇપણ કામ સારી રીતે કરી શકતો નથી. એકાગ્રતાવિના કાર્યસિદ્ધિ કદાપિ થતી નથી જ. ઐહિક અને પારલૌકિક ઉભય સુખની પ્રાપ્તિને માટે એકાગ્ર ચિત્તની જરૂર છે.

" अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ "

વળી ભગવદ્ગીતામાં કામને નર્કનું દ્વાર ગણ્યું છે.

ઘણું કરી માણસ જ્યારે સવા મણ ખોરાક ખાય છે, ત્યારે તેનું બે તોલા વીર્ય બને છે, અને તેટલામાટે જ વીર્યને-શરીરનો રાજા કહ્યો છે. આયુર્વેદ આજ્ઞા કરે છે કે દીર્ઘાયુ ઇચ્છનાર મનુષ્યે એક માસે સ્ત્રીસંભોગ કરવો. આમ કરવાથી શરીરનો ધાતુ સમપ્રમાણમાં રહે છે. પરંતુ હીનભાગ્ય છે કે હીન્દનાં વિષયલોલુપ સંતાનો વીર્યનો મિથ્યા વ્યય કરવામાં જ પુરુષાર્થ માને છે. મૂર્ખ માનવોનું એ નિત્યકર્મ થઇ પડ્યું છે. એવા અધમ મનુષ્યોને આપણે એટલી જ શિખામણ આપીશું કે બે તોલા વીર્ય એક માસે ઉત્પન્ન થાય છે તેનો મિથ્યા વ્યય-દુરુપયોગ કરવાથી ઉડાઉ ગૃહસ્થ જેવી તેમની દયાજનક સ્થિતિ થશે. સર્વ કોઇ જાણે છે કે આવક જેટલું ખર્ચ હોય ત્યાંસુધી કોઇ પણ વ્યક્તિનો વ્યવહાર નીભે છે. પરંતુ આવક કરતાં જેનું ખર્ચ વધે તેને દેવાળું ફુંકવાનો દયાજનક પ્રસંગ સ્વહસ્તે વહોરવો પડે છે. આ પછીના આશ્રમો ક્રમશઃ આવા જ ધોરણે યોજાએલા છે. છેલ્લો આશ્રમ સંન્યસ્ત છે. સર્વ ઇન્દ્રિયો શિથિલ થઇ હોય, સંસારપ્રતિ વિરાગ થયો હોય ત્યારે તે યથાસ્થિત પાળી શકાય છે. બ્રહ્મચર્યાશ્રમાદિકથી સુદૃઢ થયેલું શરીર સંન્યસ્તાશ્રમમાં કર્મકાંડથી વિરક્ત થઇ, શરીરનો વ્યાપાર છોડી દઇ મનને પરમાત્માસાથે જોડે છે, તેમના પદને પામે છે, અને કૃતકૃત્ય થાય છે.



# आर्यावर्तनी प्राचीन धर्मभावनाओ.

( લેખક—દલપતરામ નાથજી ).

શ્લોકઃ

यः सरस्वतीरूपेण सर्वेषां साधु संस्थितः  
शब्दब्रह्मस्वरूपं तं नृसिंहं मे गुरुं भजे ॥

× × × ×

જે પ્રાચીન ધર્મભાવનાઓ આર્યવીરોને ગમનગામી કરતી હતી અને જેનાથી તે પ્રાચીન પૂર્વજો આપ્તકામ થઇ જીવનમુક્તપદે સ્થિત થતા હતા તે ભગવતી ધર્મભાવનાઓ સર્વને તન્મય બનાવી દો.

આર્યાવર્ત હાલ "હિંદુસ્તાન" એ નામથી સંબોધાય છે અને આર્યબાલકો "હિંદુ" સંજ્ઞાને ધારણ કરે છે. વળી 'न भूतो न भविष्यति' જેવાં કેટલાંક ગોળમટોળ માનવીઓ પણ આર્યતનુજ હોવાનું અભિમાન રાખી અમારી પુનિત સમાજમાં માથાં મારે છે. ગમે તેમ હો, પરંતુ અમારી પવિત્ર ધર્મભાવના તો અધિકારવિનાના કોઇને કદપે પણ વરી નથી અને વરશે પણ નહિ.

યુગના યુગ ચાલ્યા જશે ત્યાં લગી ભલે અમે મૂર્ખ રહીએ તોપણ અમારી મહતી ભાવનાઓ તો યુગાન્તરે પણ અમને જ જાગ્રત કરશે, અને અમને જ તે પોતાનું હાર્દ આપશે. અમને અમારી ધર્મભાવનાનું મહદ્ અભિમાન છે, અને તે યથાર્થ રીતે પ્રાપ્ત થતાં ક્ષણમાં જ અમને પૂર્ણ બનાવી દેશે. આર્યવીરો ! આજે અત્ર આપણી તે પ્રાચીન ધર્મભાવનાનો યથાર્થ વિચાર કરવા ધાર્યો છે. આપણા જીવનના વાસ્તવ હિતાર્થે તે પુણ્ય વિચારો આદરણીય છે ઘણા મહાપુરુષોએ અદ્યાપિ આપણી આ વિશુદ્ધ ભાવનાના વૃક્ષને પાળ્યું પોષ્યું છે, તેના મૃદુ, સુંદર પુષ્પ ફલોનો આસ્વાદ લીધો છે, તથા આપ્યો છે. આ વૃક્ષની છાયાનીચે પુનઃ હું આપને આ લેખથી આમંત્રું છું. પ્રિય સજ્જનો ! જરા તમારા કૂટ જીવનને ત્યજી દઇ સ્નેહભીના હૃદયે પધારશો તો આપણે ભેળા મળી અમૃતપાન કરીશું.

પ્રાચીન શબ્દથી હું કેટલા વર્ષ પૂર્વેની વાર્તા અત્ર લખું છું તે ચોકસ સંખ્યામાં અત્ર આપી શકું તેમ નથી; કેમકે તે સંખ્યા હાલ પણ વિવાદગ્રસ્ત છે, અને વિવાદનું આપણને કામ નથી. આપણે તો સત્યજ્ઞાનની જરૂર છે. અને તોપણ પ્રાચીન મહાપુરુષોએ અમર્યાદ એવા કાળને ચાર સંજ્ઞાઓથી માપી નાખ્યો છે તેમાંની પૂર્વ ત્રણ સંજ્ઞા જે સત્ય, ત્રેતા અને દ્વાપર એ નામથી ઓળખાય છે તે સમયની ધર્મભાવનાનો હું ચિતાર આપું છું.

પ્રાચીન ધર્મભાવનાનું હાલ અનવધિ રૂપાંતર થયું છે અને હાલ તે અંધ હસ્તિ ન્યાયના જેવું દર્શન દે છે. તેના સર્વાંગ વિખુટાં પડી ગયાં છે. આર્યાવર્તના હાલના સર્વે ધર્મો તે પ્રાચીન ધર્મભાવનાનાં જ અંગો છે. કોઇ તેના મસ્તકને તો કોઇ તેના ચરણને પૂજે છે. આર્યબંધુઓએ તે જીવનમયી દેવીના અજ્ઞાનવશાત્ ટુકડે ટુકડા કરી નાખી જેમતેમ તેને લુંટી લીધી છે. અરે આમ છતાં તેના ટુકડા પણ સજીવન છે. જો તેના ટુકડાને પણ કોઇ બુદ્ધિપૂર્વક વધાવી લે છે તો તે ... એ માત્ર એટલો જ છે કે તેના

ટુકડ નો પણ ધૃષ્ટતાથી જ્યાં ત્યાં અનાદર કરાય છે અને પરિણામે અમારા આર્યભાન્ધુઓ-નો પ્રતિક્ષણે અધઃપાત જ થતો જાય છે !

આધુનિક વ્યવહાર ભાવના અને ધર્મભાવના એકબીજાના આદર્શરૂપ છે.

હાલ અમુક કુટુંબોનો સમાહાર જ્ઞાતિ સંજ્ઞાથી ઓળખાય છે. પ્રત્યેક કુટુંબી લગ્ન મરણાદિક પ્રસંગોએ ઉત્સવ કરી પોતાના જ્ઞાતિ સમુદાયને ખાનપાનથી આનંદ કરાવે છે. અને આવાં ખરચો જેમ બુઢ્ઢાજી હાથે અધિક સમય કરાય તેમ. તે કુળવાન્ તથા કિર્તિમાન્ ગણાય છે. આધુનિક ધર્મભાવનાનું સ્વરૂપ પણ લગભગ આને મળતું જ છે. એક નેતા ગુરુ—ના આશ્રય નીચે અમુક વિચારોનો સ્વિકાર કરનાર મંડળ નિયંત્રિત થયું હોય છે. આવા પ્રત્યેક મંડળને ઓળખવાને જેમ અમુક જ્ઞાતિ કે અમુક મહાજનને ઓળખવાની શબ્દ યોજના નિયમિત થએલી હોય છે તેમ આ મંડળોને પણ અમુક સંપ્રદાય કે અમુક વર્ગ કે સમાજ એવા આભિધાનોથી સંબોધે છે આર્યાવર્તમાં આવાં કેટલાંએ મંડળો કામ કરે છે. પ્રત્યેક મંડળ અમુક અમુક સિદ્ધાંતોનું પ્રતિપાદન કરે છે, અને તેને અનુલક્ષીને પોતે અમુક મંડળના અનુયાયી છે તે જણાવવા ખાતર વ્યવહારમાં 'જય શ્રીકૃષ્ણ' 'જય હરિ', 'જય ગુરુ', 'જય જય', 'નમસ્તે', આદિ ખાસ ચોકસ શબ્દોનો પ્રયોગ કરે છે. આ સિવાય તેમના વિશેષ કર્તવ્યમાં તેઓ અન્ય સંપ્રદાયના સિદ્ધાંતોનો કટિબદ્ધ થઈ પરિહાર કરે છે. આ કર્તવ્યને તેઓ પોતાનું જીવન કર્તવ્ય માની લઇ તેની પાછળ પોતાની અમૂલ્ય જીંદગીનો વિલય કરે છે. જાણે પરમાત્માને ત્યાંથી પોતે આમ કરવાનો હક્ક લઇને ન આવ્યા હોય તેમ જ તેઓ માની બેઠા હોય છે. તેઓ મોટાં મોટાં ધર્મ પુસ્તકોના નામને આધારે એવી તો શબ્દજાળ ગુંથે છે કે બિચારાં શબ્દમુગ્ધ વિચારહીન પ્રાણીઓ તેનાં ભોગ થયાવિના રહેતાં નથી. અને જે તેમાં ફસાયાં તે કેવળ કિંકર્તવ્યમૂઢ બની જઇ પુનઃ 'બાવાજીનો ચાંદે ચાંદ' ગગડાવ્યે જાય છે.

યથાર્થ ધર્મભાવના પ્રચલિત ભાવનાથી કંઈક જુદી છે.

પ્રાચીન ધર્મભાવનાનું કેવળ એક જ સ્વરૂપ હતું, અને તે સર્વ ગ્રાહ્ય અને સર્વ માન્ય હતું. પ્રાચીન મહર્ષિવરોએ તેને દીર્ઘ જીવનના ભોગે સ્વાત્મમંથન કરી સિદ્ધ કર્યું હતું તથા અનેક ઉપાયે તેની સંરક્ષા કરી હતી. અને તેથી જ હાલ અનેક વિતંડા વાદીઓનાં વાગ્યુદ્ધો નિરંતર ચાલુ છતાંએ જાણીને તેવી સુરક્ષિત ગોપ્ય રહી છે.

વાચક બંધુ ! નિશ્ચય માનજે કે જે ઉપદેશ વાં લેખનમાં માત્ર અન્યની ભૂલો જ કથન કરાતી હોય, તે ઉપદેશ અને લેખન જ નકરી ભૂલ ભરેલાં છે, તથા મૃત્યુશરણ થતા મનુષ્યની અંતકાળની લવારીના જેવાં તે છે. સત્ય જ્ઞાન એ એવી વસ્તુ છે કે તેના વિવેચનમાં ક્યારેય કોઇની નિંદા આવતી જ નથી; સત્ય ધર્મ સ્વયંભુ છે. યથાર્થ મુમુક્ષુને જ તે પ્રાપ્ત થાય છે. તે કોઇપણ સંપ્રદાય કે સંસ્થાના વાડામાં કેદ થઇને પડયો રહેતો જ નથી. તે તો વિનમ્ર, ને ધર્મ જીજ્ઞાસુ મુમુક્ષુના આત્મામાં જ નિત્ય રહેલો છે. તેનો અધિકારી મનુષ્ય ગમે તે સંસ્થાવલંબી હોય તો એ તે તેના યથાર્થ રહસ્યને જાણીને અનુભવી શકે છે.

આથી એમ કંઇ સિદ્ધ થતું નથી કે કોઇપણ ઉપદેશક કે લેખક એક પણ નિષેધ

વાક્ય પ્રસંગવશાત્ બોલી કે લખી જ શકે નહિ. વસ્તુઅવસ્તુનો વિવેક સમજનારા તેને વસ્તુનો સ્વિકાર અને અવસ્તુનો પ્રતિકાર પ્રસંગે કરવો પડે છે. તાત્પર્ય એ છે, કે તેના વાક્‌પ્રહાર એવા મર્મભેદી ન હોવા જોઇએ કે શ્રોતાને સન્માર્ગથી પદચ્યુત કરી છેક અંધ જ બનાવી દે. પોતે જ માની લીધેલા સત્યનો જેને તેને સ્વીકાર કરાવવાની જેણે પ્રતિજ્ઞા લીધેલી છે તેનાથી યથાર્થ સત્ય સેંકડો ગાઉ દૂર જ રહે છે. પણ જે લોકોપકારક મહાત્મા ઔદાર્ય ભાવે પોતે અનુભવેલા યથાર્થ સત્ય તત્ત્વને શાન્તિથી રાગદ્વેષ રહિતપણે મુમુક્ષુ શ્રોતા આગળ ખુલ્લું કરે છે તેને જ ધન્ય છે. તે જ મનુષ્યનું સાચું કલ્યાણ કરી શકે છે.

આર્યાવર્તની પ્રાચીન ધર્મભાવનાઓ મહાન્ સત્યથી ભરપૂર હતી અને છે તે સર્વ-વ્યાપી હોઇ જીવોનું પાલન કરતી હોવાથી પુરાણોમાં વિષ્ણુરૂપે ઓળખાઇને પૂજાય છે. તે કેવળ કલ્યાણકારક તથા જીવત્વની નિત્ય સંહારક હતી અને પ્રકૃતિથી ઓતપ્રોત હોઇ સર્વત્ર ચિન્માત્ર અનુભવાતી હતી તેથી જ સત્યના ઉપાસકો તેને સ્વયંભુ શિવસ્વરૂપે ઉપાસતા હતા. અને તે સમગ્ર બ્રહ્માંડની સ્રષ્ટા હોવાથી આર્ય વીરોએ તેને જ બ્રહ્મા તરીકે જ્યાં ત્યાં ઓળખાવી છે. વિશ્વમાં તેની જ અગમ્ય, અગાધ બલવતી સત્તા કાર્ય કરતી હોવાથી તેને જ પરમાત્માની અભેદ દિવ્ય માયા–શક્તિ–રૂપે વર્ણવી છે. વેદોએ તેનું જ ગાન કર્યું છે. પુરાણો તેનાં જ રૂપકો છે. જ્યાં ત્યાં જ્યારે ત્યારે તેની જ ગાથા ગવાય છે, એ સુવિચાર-વાનને સ્પષ્ટ થયાવિના રહે તેમ નથી.

અત્ર સ્પષ્ટ કરવાની જરૂર છે કે, આ પરમ સ્તુત્ય ધર્મભાવનાને આ લેખમાં પ્રસંગ-વશાત્ ‘અમારી’ સંબોધન લગાડી લેખક પોતાના મિથ્યાભિમાનથી તેને દૂષિત કરતો નથી. ‘અમારી’ શબ્દ આર્યમાત્રનો બોધક છે. વ્યક્તિનો બોધક નથી. સમગ્ર વિશ્વમાં જ્યાં જ્યાં યથાર્થ ધર્મભાવના પ્રકાશ પામે ત્યાં ત્યાં અર્યત્વ પણ પ્રકાશ પામી શકે છે. અને આથી અમારી ગેય, ધ્યેય, ઉપાસ્ય ભગવતી ધર્મભાવના ઉપર તે સર્વનું જ સ્વામિત્વ હોઇ શકે છે. લેખકનું પૃથક્ અભિમાન તે સર્વમાં વિલય પામી જાય છે.

## પૂર્વવિભાગ—પ્રાચીન ધર્મભાવનાનાં પ્રચલિત વિચ્છિન્ન અંગો.

ધર્મભાવનાનું વિભક્ત થતું સ્વરૂપાન્તર.

ઉલ્લેખની ભૂમિકાતરીકે ઉપરનો પ્રારંભ લખીને પ્રાચીન ધર્મભાવનાના યથાર્થ સ્વરૂપને વર્ણવતા પૂર્વે તેનું સત્યસ્વરૂપ વાચક મહાશયોના લક્ષ્યમાં યથાર્થ આવે તદર્થે પ્રચલિત ધર્મભાવનાઓનું સ્વરૂપ આલેખવું ઉચિત ગણ્યું છે. કારણ કે આધુનિક ધર્મ સંસ્થાઓનું બંધારણ હાલ ગમેતેવા સ્વરૂપમાં દર્શન દે છે. પરંતુ તે પૂર્વભાવનાઓનું જ રૂપાન્તર છે. કાલચક્રના પરિભ્રમણ સાથે તેનામાં કદાચ, આકાશપાતાલનું સ્થિત્યંતર જણાય તે એ તે તેમાંથી જ આવેલું છે, એ તો નિર્વિવાદ જ છે. અને તેથી આ વિભાગમાં જે લખાશે તે અકાંડતાંડવ સરખું નિરર્થક નહિ ગણાય; કિન્તુ મુખ્ય ઉદ્દેશ્યનું જ પોષક થશે.

જ્યાંસુધી એક જ પરમાત્મતત્ત્વની યોગ ભક્તિ અને તત્ત્વજ્ઞાનદ્વારા આત્માથી અભેદ ભાવે ઉપાસના થતી હતી ત્યાંસુધી તો તે તત્ત્વ પૂર્ણ શુદ્ધરૂપે અનુભવાતું હતું,

લાગ્યું. આરંભમાં તો તે પરમાત્મતત્ત્વના સામર્થ્યસૂચક 'શિવ' 'વિષ્ણુ', 'અજ' એવા રહસ્ય પૂર્ણ સાંકેતિક શબ્દો પ્રચલિત થયા અને ધીમે ધીમે તે નામાતીત વસ્તુમાં આરોપાએલાં આ નામ દઢીભૂત થતાં. નામોને અનુરૂપ કલ્પનાઓ કરી તે રૂપાતીત તત્ત્વનાં રૂપ પણ કલ્પવામાં આવ્યાં, અને આ નામ તથા રૂપની કલ્પના કરવાનો હેતુ બુદ્ધિમાં ઉપાસકોને સરળતાથી પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય એટલો જ હતો.

પરતુ કાલક્રમે અવિદ્યા માયાનું બળ મનુષ્યોને મોહગ્રસ્ત કરવા લાગ્યું, પૂર્વોક્ત સંકલના સંપ્રદાયની બોધક થઇ ગઇ. શિવ અને વિષ્ણુની ભિન્ન ઉપાસનાઓ પ્રચલિત થઇ. બોદ્ધાઓએ સંકેતવશાત્ આરોપેલાં તે નામ અને રૂપોના રહસ્યનો લોપ થતો ચાલ્યો અને પ્રાયશઃ ઉભય એક બીજાનાં વિઘાતક જેવાં જણાવા લાગ્યાં. આમાં ઉપાસ્યતત્ત્વ કારણભૂત નથી પણ ઉપાસકોની બુદ્ધિમંદતા જ કારણભૂત થઇ છે. ઉપાસ્યતત્ત્વ તો શિવસ્વરૂપે ઉપાસો, કે વિષ્ણુસ્વરૂપે ઉપાસો પણ ઉભય એક જ સ્વરૂપ છે અને તે નિર્વિકારી તથા નિસ્પૃહ છે.

આ પ્રમાણે જ્ઞાનપૂર્વક થતી ભાવનાઓ વિવિધ કર્મોની ઉપસંગી બની. અને તે કર્મો પણ સમય જતાં નિકૃષ્ટ દશાને પામતાં ગયાં. જીવને એક ક્ષણમાં પરમાત્માનો સાક્ષાત્કાર કરાવી જીવનમુક્ત કરનાર તે અષ્ટાંગયોગ અને મૃતસંજીવની અમૃતવલ્લી જેવી નવધાભક્તિ ઢોંગી સ્વરૂપ ધારણ કરવા લાગ્યાં. અને તેનાં સેંકડો રૂપ બની ગયાં: તથા સઘળાં એક બીજાથી વિગ્રહ કરવા લાગ્યાં.

આમ અમારી પવિત્ર ધર્મભાવનાનાં છુટાં પડી ગએલાં અંગોને અમારા જ્ઞાનશૂન્ય આર્યબંધુઓ લૂંટવા ને પીંખવા લાગ્યા. હા ! અમારો ધર્મ લૂંટાતાં અમારૂં સર્વસ્વ ધૂળ મળી જવા બેઠું.

આ રીતે શૈવ અને વૈષ્ણવ સંપ્રદાય થઇને જ અટક્યું નથી. ધીમે ધીમે બીજાં અનેક મંડળો અસ્તિત્વમાં આવ્યાં. "બૌદ્ધ, શાક્ત, જૈન, વેદાન્ત, મૂર્તિપૂજક, મૂર્તિભંજક, યવનમિશ્ર આર્ય, ખ્રિસ્તિમિશ્ર આર્ય, બીજ ધર્મ, થિઓસોફિષ્ટ, પ્રાર્થના આદિ સમાજો અને વર્ગો" સ્થપાયા. અહોહો ! કેટલા કેટલા ગણાવું. કોઇ 'સનાતન' તો કોઇ 'પુરાતન' તો કોઇ 'અદ્યતન' કહેવાયાં. જેને જે શબ્દ હાથ લાગ્યો તે લઇ તેની પાછળ ધાયા, પણ ઘણુએ તે શબ્દોના મર્મ જાણવાની તસ્દી લીધી નહિ, કે આ સર્વ શબ્દો પૂર્વે એક જ તત્ત્વના પ્રબોધક અને એક જ ધર્મભાવનાનાં આભૂષણ જેવા હતા. અને તે સર્વદા એક રહીને જ સુશોભિત જણાતા હતા.

હવે આમ સંપ્રદાયભેદ થઇને જ અટક્યું નથી. કેટલીક સંસ્થાઓના આદ્ય નેતા શિવાય બાકીના અને કેટલીકના એક નેતાથી માંડીને સર્વ જ પોતાનો પુરુષાર્થ સિદ્ધ કરવાનું માંડી વાળીને, પોતે કોટે પથરો બાંધીને પોતાના સંગીઓને તારવા તથા અન્યના દાંત તોડી પાડવાના પ્રયત્નમાં મંડયા જ રહ્યા. ક્વચિત્ વિરલ મહાત્માઓ જ આ નિયમના

# सामाजिक विषयो.

## सहकारिता.

સહકારિતાનું બળ અદ્ભુત છે. કોઇ પણ કાર્ય એક જ વ્યક્તિ કરે તેના કરતાં જો તે કાર્ય એકથી અધિક વ્યક્તિ કરે તો તે કાર્ય સત્વર સિદ્ધ થાય છે, એટલું જ નહિ પણ તે કાર્ય ઉત્તમ પ્રકારે સિદ્ધ થાય છે.

વળી જે કાર્ય એક વ્યક્તિથી થઇ શકે તેમ હોતું નથી તે કાર્ય, અધિક વ્યક્તિઓ એકત્ર થઇને તેને કરવા માંડે છે તો તે સહજ થઇ શકે છે.

તેમાં પણ એક જ વિચારના મનુષ્યો જ્યારે કોઇ કાર્ય કરવાનું માથે લે છે ત્યારે તેમનામાં પરસ્પર પ્રવર્તતા પ્રેમને લીધે તે કાર્ય સત્વર સિદ્ધ થઇ શકે છે.

સ્વતંત્રપણે કાર્ય કરનાર મનુષ્ય સહજ વિઘ્ન આવતાં નિરુત્સાહને વશ થાય છે, અને આરંભેલા કાર્યને છોડી દે છે, જ્યારે તે અન્ય મનુષ્યોસાથે જોડાઇને કાર્ય કરતો હોય છે ત્યારે વિઘ્ન આવવા છતાં તે નિરાશા, કે નિરુત્સાહને વશ થતો નથી, પણ સર્વની સાથે રહીને ધૈર્યથી કાર્ય કરે છે, અને વિજયપર્યંત તેમાં સંલગ્ન રહી શકે છે.

સાથે રહીને કોઇપણ કાર્ય કરવાના અનેક લાભ છે. અને જ્યારે મોટાં કાર્ય કારવાનાં હોય છે ત્યારે તો અનેક મનુષ્યોએ સાથે રહીને જ તેમાં કાર્ય કરવાની જરૂર છે. કારણ, કે તેવાં કાર્યમાં દ્રવ્યની, શારીરબળની, બુદ્ધિબળની, અને એવાં બીજાં અનેક બળની જરૂર પડે છે. અને વિવિધ મનુષ્યો સાથે રહીને જ્યારે કોઇ કાર્ય કરે છે ત્યારે, કોઇની પાસેથી દ્રવ્યની સાહાય્ય મળે છે, કોઇની પાસેથી શારીરિક બળની સાહાય્ય મળે છે, કોઇની પાસેથી બુદ્ધિની સાહાય્ય મળે છે, તો કોઇની પાસેથી ઇતર વસ્તુની સાહાય્ય મળે છે, જેથી તે કાર્ય સહજ સિદ્ધ થઇ રહે છે. એક મનુષ્યપાસે સર્વ સામગ્રી હોતી નથી, અને તેથી તેનાથી મોટાં કાર્ય યોગ્ય સમયમાં થઇ શકતાં નથી. અથવા થઇ શકે છે તો તેમાં અસાધારણ બુદ્ધિબળ, ધૈર્યબળ, આદિની જરૂર પડે છે. પરંતુ આ જગતમાં સર્વ મનુષ્યો કંઇ અસાધારણ બુદ્ધિબળ આદિને પ્રાપ્ત હોતા નથી. જેથી તેમનાથી મોટાં કાર્ય થઇ શકતાં નથી. પરંતુ આવા અનેક મનુષ્યો એકત્ર થાય છે, તો તે ધારેલું મહાન્ કાર્ય પણ સિદ્ધ કરી શકે છે.

સાથે રહીને કામ કરનાર મનુષ્યો આ જગતમાં શું નથી કરી શકતાં, અને શું શું કરી શકે છે, તે ગણાવવું કઠિન જ છે. તાત્પર્ય, કે તે સર્વ કરી શકે છે.

આપણા દેશમાં આજે સહકારિતાની અનિવાર્ય અગત્ય છે. અને તેવા આશયને લેઇને જ આપણે તેની કાઇ વ્યવસ્થા કરવાનો ઉદ્દેશ રાખેલો છે.

સ્વાર્થી મનુષ્યો સમજે છે, કે બીજાને કંઇ પણ સાહાય્ય કરવી; એથી સ્વાર્થનો ભંશ-નાશ થાય છે, કારણ, કે તેટલા સમય, કે તેટલા બળનો ઉપયોગ જો પોતાના સ્વાર્થમાં ગાળવામાં આવે છે તો તેટલું પોતાનું કાર્ય થઇ શકે છે. જ્યારે પ્રજાની અવનતિ થાય છે, ત્યારે આ વિચાર પ્રધાનપણે જ્યાં ત્યાં પ્રવર્તે છે.

આજે કાળબળે કરીને, કે પ્રજાનાં કર્મે કરીને, કે અન્ય કોઇ કારણને લેઇને પણ આપણી પ્રજામાં સ્વાર્થવૃત્તિનો અનંત પ્રમાણમાં ઉદય થએલો છે. પૂર્વે આપણી પ્રજા આટલી સ્વાર્થી ન હતી. કોઇ કોઇ મનુષ્યો આમ થવામાં અંગ્રેજી કેળવણીને પણ કારણભૂત ગણે છે. આ સ્થિતિને ભલે પ્રજા હિતકર સમજતી હોય, પરંતુ પ્રજાનાં વર્તમાન વિવિધ ક્લેશના કારણભૂત તે છે, તથા હજી પણ જો તે સ્થિતિ વિદ્યમાન રહેશે તો પ્રજાને ઉત્તરોત્તર નીચે અને નીચે લેઇ જશે, અને અધિક દુઃખક્લેશથી જોડશે.

કોઇ કોઇ મનુષ્યોનું એમ માનવું છે, કે પોતે પ્રથમ ઉંચે ચઢયાવિના બીજાને ઉંચે લેઇ જવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય તે કાર્યમાં ભાગ્યે જ વિજય મેળવે છે, અને તે ઉભયભ્રષ્ટ થાય છે, અને ત્રિશંકુવત્ મધ્યમાં જ લટકી રહે છે.

આ વાર્તા અમુક અંશમાં સત્ય છે. તે છતાં પણ આપણી પોતાની ઉન્નતિની સાથે બીજાની ઉન્નતિમાં જો આપણે યથાશક્તિ સાહાય્યભૂત થવા ઇચ્છીએ તો નથી થઇ શકતા એમ નથી જ. અથવા તો બીજા મનુષ્યોની સાથે રહીને, કે તેમને સાથે રાખીને પણ આપણી ઉન્નતિ આપણે નથી સાધી શકતા, એમ પણ નથી જ. મનુષ્યો સાથે રહીને પોતાની ઉન્નતિ ઉત્તમ પ્રકારે કરી શકે છે જ. તેથી સાથે રહીને પોતાની ઉન્નતિ કરવા જતાં ત્રિશંકુવત્ મધ્યમાં લટકી રહેવાનો ભય રાખવાની પણ બુદ્ધિમાનને જરૂર નથી જ.

પૂર્વે આપણી આર્યપ્રજાની સ્થિતિ એટલી ઉન્નત-ઉંચી હતી, કે આજે તેની કલ્પના પણ આજની પ્રજાને આવવી સુદુર્લભ છે. પૂર્વની આર્યપ્રજાનું ધર્મબળ, નીતિબળ, શારીરબળ, આર્થિકબળ, માનસબળ, તથા અધ્યાત્મબળ એટલું તો વૃદ્ધિને પામેલું હતું, કે તેની પ્રશંસા ઇંદ્રાદિ દેવોવડે થતી હતી, તથા તેનો કીર્તિધ્વજ આ લોકમાં જ માત્ર ઉડતો ન હતો, પણ ત્રણે લોકમાં ઉડતો હતો. આવી પૂર્વની આર્યપ્રજાનો મહત્તાને તથા તેના વિભવની કલ્પના આજની પ્રજાને કેવી રીતે આવી શકે ?

આજે એ જ પ્રજાના વંશજરૂપ વર્તમાન પ્રજાની એટલી નિકૃષ્ટ સ્થિતિ થએલી છે, કે તે પૂર્વ પ્રજાના કુળમાં આવી પ્રજા ઉત્પન્ન શી રીતે થઇ હશે તેનો વિચાર કરતાં આશ્ચર્ય જ માત્ર થાય છે ! કાળબળે કરીને શું શું નથી થતું ?

પૂર્વની આર્ય પ્રજામાં સિદ્ધો, ઋષિઓ, મુનિઓ, યોગીઓ, તપસ્વીઓ, તથા એવી જ બીજી અલૌકિક જ્ઞાનસામર્થ્યને ધારણ કરનાર વ્યક્તિઓ દષ્ટિએ પડતી હતી આજે તેમનાં નામજ માત્ર દેવાનાં છે. જો કે તેમના જેવા કહેવરાવનાર અનેક મનુષ્યો આજે જોવામાં આવે છે. પરંતુ તે માત્ર [illegible]

અને બાહ્ય વેષને કંઇ જ સંબંધ નથી. આજે આર્ય પ્રજા નિકૃષ્ટ સ્થિતિમાં આવેલી છે તથા તે અનેક રીતે પરતંત્રતામાં પડેલી છે. આ સ્થિતિમાંથી ઉદ્ધરવાને તે અન્યની સાહાય્યને પણ ઇચ્છે છે, પરંતુ જ્યાંસુધી તે બીજાની સાહાય્યને ઇચ્છશે, ત્યાંસુધી તેની ઉન્નતિ થવાની નથી. જો તેણે પોતાની ઉન્નતિ કરવી હોય તો પોતાના જ પગ ઉપર ઉભા રહીને તેણે યથાશક્તિ પ્રયત્ન કર્તવ્ય છે.

કોઇ કોઇ મનુષ્યો માને છે, કે આવાં જનહિતકર કાર્ય કરવામાં ( Caste, Creed and colour ) જ્ઞાતિ, ધર્મ અને વર્ણની કંઇ જ જરૂર નથી, પરંતુ આ વાર્તા આપણને અનુકૂલ નથી. જે મનુષ્યો આ પ્રમાણે માને છે, તે જ્ઞાતિ અને ધર્મને માનતા નથી, એટલું જ નહિ, પરંતુ જ્ઞાતિ અને ધર્મથી દેશની અવનતિ થાય છે અને હાનિ થાય છે, એમ તેમનું માનવું હોય છે.

પ્રાણીમાત્ર સુખને ઇચ્છે છે, અને તેને પ્રાપ્ત કરવામાટે તે આ જગતના ગૃહદારાદિ વિવિધ પદાર્થો-વિષયોને પ્રાપ્ત કરે છે, પરંતુ તેથી તેમને વાસ્તવ તૃપ્તિ થતી નથી, તથા તેમના વિવિધ ક્લેશો ટળતા નથી, પરંતુ મનુષ્ય જ્યારે પોતાના આત્માથી અભિન્ન થાય છે, જ્યારે તે આત્મસાક્ષાત્કારને પામે છે, ત્યારે જ તે વાસ્તવ સુખને વરે છે, અને ક્લેશ માત્રને દૂર કરે છે. આ સ્થિતિ જ પરિણામી સ્થિતિ છે, અને આ સ્થિતિને પ્રાપ્ત થનાર કૃતકૃત્ય થઇ રહે છે. તેથી આ સ્થિતિને પ્રાપ્ત કરવી એ આપણો પરમ લક્ષ છે.

પરંતુ તત્કાલ કંઇ સર્વને આ સ્થિતિ પ્રાપ્ત થઇ જતી નથી, તે સ્થિતિ પ્રાપ્ત થતા પૂર્વે અથવા તે સ્થિતિ પ્રાપ્ત કરવામાટે અભ્યુદય પ્રાપ્ત કરવાની પણ જરૂર છે. અને ઉપર જણાવેલી પરમ મનોહર નિઃશ્રેયસ્રૂપ સર્વોત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ધર્મમય વ્યાવહારિક અભ્યુદયની પ્રાપ્તિની પણ જરૂર છે. તાત્પર્ય, કે આપણો ઉદ્દેશ અભ્યુદય, અને નિઃશ્રેયસ્ પ્રાપ્ત કરવાનો છે.

તેથી આ બે વસ્તુ પ્રાપ્ત કરવાનો મુખ્ય આશય રાખીને આપણે પ્રવૃત્તિ કરવાની છે, અને તે સત્વર અને સુલભપણે જેવડે પ્રાપ્ત થઇ શકે તેવા નિયમોનું આગ્રહપૂર્વક પાલન કરવાની જરૂર છે.

અત્ર આપણે આ સંબંધમાં જે કંઇ જણાવીએ છીએ તે સ્વલ્પમાં જણાવીએ છીએ. તેથી જેમને આ સંબંધમાં યોગ્ય સ્પષ્ટતા ન થાય તેમણે અધીરા ન થવું. કારણ, કે આ સંબંધમાં હવે પછી પ્રાતઃકાલમાં યથાવકાશે વારંવાર ઉલ્લેખ કરવામાં આવશે.

# फिजीद्वीपमां मारां २१ वर्ष.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૮૪ થી. )

**नारायणी**—નારાયણી નામની એક સ્ત્રી નાદી જીલ્લાના નાવો નામના કારખાનામાં કામ કરતી હતી. તેને એક બાળક થયું હતું, જે મરી ગયું હતું. તેને બાળક આવ્યા પછી ત્રણ દિવસ પછી જ, ઓવરશીયરની એવી મરજી થઇ, કે તેણે કામ ઉપર જવું. જો, કે સરકારી નિયમ તો એવો છે, કે બાળક થયા પછી ત્રણ મહિના સુધી સ્ત્રીઓએ કામ ઉપર જવું નહિ. પરંતુ ગોરા ઓવરશીયરને તેને કામ ઉપર લેઇ જવાની ઇચ્છા થઇ. તે બાઇએ કહ્યું; મારૂં બાળક મરી ગયું છે, જેથી હું કામ ઉપર જઇશ નહિ. આ ઉપરથી તે ઓવરશીયરે તેને એટલી મારી, કે તે બીચારી બેશુદ્ધ થઇ ગઇ, અને જમીન ઉપર પડી ગઇ. પોલીસના ગોરા સબ–ઇન્સ્પેકટરે આવીને તેને દવાખાનામાં પહોંચાડી. આ કેસની તજવીજ ચાલી અને તે સુવા શહેરની હાઇકોર્ટ સુધી પહોંચ્યો. જ્યારે આ સ્ત્રીને આ શહેરમાં ઉતારવામાં આવી ત્યારે તે ચાલી શકે તેવી સ્થિતિમાં ન હતી, જેથી તેને ખાટલામાં ઘાલીને કચેરીમાં લેઇ જવામાં આવી. કેસ ચાલતાં અંતમાં તે ઓવરશીયર Not guilty બીનગુન્હેગાર ઠર્યો, અને છુટી ગયો. આ બીચારી સ્ત્રીને એટલો માર પડયો હતો, કે તેથી તેનું મગજ ખરાબ થઇ ગયું હતું. આજે તે ગાંડા જેવી રહે છે. ન્યાયનો આ એક જવલંત દૃષ્ટાંત છે! શ્વેતવર્ણનો મહિમા અપાર છે! આ પ્રમાણે ત્યાં કેટલાએ અત્યાચાર હમેશાં થયા કરે છે. આ ઓવરશીયરો જોડાની લાતોથી ભારતવાસીઓને મારવાનું સારી રીતે જાણે છે તથા મારથી તેમના દાંત જડબામાંથી પાડી નાખવાનું પણ સારી રીતે જાણે છે, તે કપડાં બાળી મૂકે છે, લાત મારીને ખાવાનું ફેંકી દે છે, અને અમારા લોકોને ઇચ્છાનુકૂલ દુઃખ દે છે!

એક વખત હું સન ૧૯૧૨ માં નાદી જીલ્લાની કચેરીમાં બેઠો હતો. તે વખતે એક કેસ મેજીસ્ટ્રેટની પાસે ચાલતો મેં જોયો. એક મદરાસીએ પોતાનો વૃત્તાંત આ પ્રમાણે કહેવા માંડયો. "હાથના દરદથી પીડાવાથી કામ ન થઇ શકવાથી મારૂં દવાખાનામાં આવવું થયું. આ ઠેકાણે મને લોઢાની બે ડોલ આપીને ટાંકીમાંથી પાણી લાવવાનું કહ્યું. મેં કહ્યું, મારા હાથના દરદથી હું પીડાઉં છું, જેથી પાણી લાવી શકીશ નહિ. આથી મને સારી રીતે માર મારવામાં આવ્યો. તેથી મેં બુમો પાડી. દાકતર સાહેબે મારી પાસે આવીને મને પૂછયું, કે શું છે? પેલા માણસે કહ્યું, આ માણસ કામ કહીએ છીએ તે કરતો નથી, અને હુકમ માનતો નથી. મેં કહ્યું, સાહેબ મારા હાથે દરદ છે તે તો આપ જાણો છો, અને તેથી ખાલી ડોલ પણ હું ઉપાડી શકતો નથી. આ સાંભળી દાકતર સાહેબે પણ મને સારી રીતે માર્યો, તે એટલે સુધી, કે મારા દાંત જખમી થયા અને મારા નાકમાંથી લોહી નીકળવા લાગ્યું. હું બેભાન થઇ ગયો અને જમીન ઉપર પડયો. મને બેભાન સ્થિતિમાં ઉપાડીને જેલખાનાની ઓરડીમાં નાખીને બારણું બંધ કરીને તાળું દેવામાં આવ્યું. હું જ્યારે શુદ્ધિમાં

આવ્યો ત્યારે મેં જોયું તો જણાયું, કે હું બાજરૂની ઓરડીમાં હતો. જે રસ્તેથી બાજર સાફ કરવામાં આવે છે, તે રસ્તેથી એક લાકડાની ચીપ ઉખાડીને હું નાઠો; અને નાસીને આપની પાસે આવ્યો છું. હજુરે જીલ્લા ડાક્તરની પાસે મોકલ્યો હતો, જ્યાંથી મને અહીં બોલાવતાં હું અહીં આવ્યો છું. મારી દુર્દશા થતી અનેક મનુષ્યોએ જોઇ છે, પણ ડાક્તરના ભયથી કોઇ મારી સાક્ષી પૂરનાર નથી. મારી સાક્ષી પૂરવાને અહિં જે આવ્યા છે તેમને પણ ડાક્તરે ધમકાવ્યા છે."

આ હકિકત સાંભળીને સાક્ષીને બોલાવ્યો, જેણે આ મદરાસીની વિરુદ્ધ જ સાક્ષી પૂરી. ડાક્તર સાહેબના વકીલે કુશળતાથી વકીલાત કરી. મદરાસીના પક્ષને પુષ્ટિ ન મળવાથી તેની હાર થઇ અને ડાક્તર સાહેબ જીલ્લા ઠરાવમાં ડાક્તર સાહેબ નિર્દોષ ઠર્યા. ડાક્તર સાહેબે પોતાને થએલું ખરચ અપાવવા મેજીસ્ટ્રેટ સાહેબને વિનતિ કરી. દયા લાવીને મેજીસ્ટ્રેટ સાહેબે કહ્યું, જ્યારે આ માણસ મારી પાસે આવ્યો હતો ત્યારે તેનું મોં ફુટબોલની પેઠે ફુલી ગએલું હતું. તેની પાસેથી તમારે ખરચ લેવું છે? નહિ મળે. બસ, ડાક્તર સાહેબ ચાલ્યા ગયા. પેલા મદરાસીને પકડીને ઓવરશીયર કામ ઉપર લેઇ ગયો. આ મદરાસીનું નામ રામદાસ ––

એક વખતે હું મારા એક મિત્રની સાથે એક અંગ્રેજ બેરીસ્ટરની ઓફીસમાં ગયો હતો. ત્યાં એક ભારતવાસી કંઇ લખી રહેલો હતો. બેરીસ્ટર સાહેબે પોતાની મેમસાહેબને કહ્યું, કે તમે રૂમાલથી તમારૂં મોં તથા નાક બંધ કરી દો નહિ તો આ કાળા આદમીના મોંમાંથી નીકળતી હવાથી તમને રોગ લાગુ પડી જશે. જો, કે પેલો આદમી મેમસાહેબથી તો બહુ દૂર હતો, તથા જો, કે આ બેરીસ્ટર સાહેબ, અમારા જ ભાઇઓ પાસેથી હજારો પૌન્ડ દર વર્ષે કમાતા હતા !

કંપનીની ઓફીસના અંદરના ભાગમાં અમને લોકોને જવા દેવામાં આવતા નથી. કદાચ ભૂલથી કોઇ જઇ ચઢે છે તો તેને ધક્કા મારીને કાઢી મૂકવામાં આવે છે.

આવી જાતનાં અનેક દુઃખો અમારે કાળી ચામડીને લીધે નિત્ય ભોગવવાં પડે છે. અમે લોકો, કે જે અંગ્રેજ સરકારની પ્રજા છીએ, તે જ્યારે પોતાના દેશથી બહાર નીકળીએ છીએ ત્યારે આ પ્રકારનું વર્તન અમારી સાથે કરવામાં આવે છે, અને ત્યારે જ અમારી આંખ ઉઘડે છે, કે વસ્તુસ્થિતિ શું છે.

**વ્યાપારીઓના અત્યાચાર**—અમારા લોકોની ભલાઇ ફીજીના અંગ્રેજ વ્યાપારીઓ કદી ઇચ્છતા નથી. પ્રથમ તો અમારા કેટલાએ ભાઇઓ પાંચ વર્ષસુધી કઠિન પરિશ્રમ કરીને યમલોક પહોંચી જાય છે. કદાચ કોઇ પાંચ વર્ષ સુધી સખત મજુરી કરીને જીવે છે અને free સ્વતંત્ર થાય છે તો તે ખેતીનું કામ કરવા ઇચ્છે છે. તો યુરોપીયન વ્યાપારીઓ તેના કાર્યમાં અનેક રીતે વિઘ્ન નાખે છે. જે માલ ગોરા લોકો પાસેથી ૧૪ શીલીંગ ટનના ભાવથી વેચાય છે તે જ માલ અમારી પાસેથી ૬ શીલીંગના ભાવથી લેવાય છે. કોઇ કોઇ ભારતવાસીયો ફીજીમાંના નાળીયેરનો વ્યાપાર કરે છે. નાળીયેર આસ્ટ્રેલીઆમાં ત્યાંથી ચઢાવવામાં આવે છે. આસ્ટ્રેલીઆમાં જઇને તો અમે વ્યાપાર કરી શકતા નથી. જેટલા માલનું મૂલ્ય ત્યાં યુરોપીન વ્યાપારીઓ ૧૪ શીલીંગ લે છે તેટલો માલ અહીં અમારી પાસેથી બે ત્રણ શીલીંગથી ખરીદી લેવામાં આવે છે, અને અમારી સ્થિતિ એવી છે કે અમારો માલ અમારે હલકા ભાવમાં વેચવો જ પડે.

**૨૦૦ ભારતવાસીઓને કેવી રીતે છેતરવામાં આવ્યાઃ**—ફીજીમાં બ્રાયુરન સાહેબ કરીને એક જૂના પ્લેન્ટર (ખેતી કરનાર) છે. તેમણે ૮૦૦ એકર જમીન જંગલીઓ પાસેથી પટ્ટેથી લીધી હતી. આ જમીનમાં ઘણું જંગલ હતું, તેથી તેમણે વિચાર કર્યો કે હું આ જંગલને કપાવીશ તો ૧૦૦૦ પૌન્ડથી ઓછું ખરચ નહિ આવે. જેથી ભલાભોળા ભારતવાસીઓ પાસેથી કામ લેવું ઠીક પડશે. એમ ધારીને તેમણે ૨૦૦ ભારતવાસીઓને બોલાવ્યા અને કહ્યું, અમારી પાસે ૮૦૦ એકર જમીન છે. જેમાંથી જેને જેટલાની જરૂર હોય તેટલી તે લેઇ શકે છે. તેને તમે સાફ કરી લો અને ફાવે તેની ખેતી તેમાં કરો. આ પ્રમાણે કહીને તેમણે તે જમીન ભારતવાસીઓમાં વહેંચી આપી, અને એક કાગળપર લખી આપ્યું કે તે ભૂમીને તમે પાંચ વર્ષ અથવા દશ વર્ષસુધી ઉપયોગમાં લેઇ શકો છો. તમારે માત્ર દરેક એકરે એક પૌન્ડ ફી માત્ર આપવી [illegible]

ઘણીએ ઘણો પરિશ્રમ લેઇને તથા પોતાના ઘરના પૈસા કાઢીને તે જમીનમાંથી જંગલ કપાવીને સાફ કરી તથા તેમાં એક વર્ષ ખેતી કરી. બીજા વર્ષની શરૂઆતમાંજ તે બસોએ ભારતવાસીઓને બાઉરન સાહેબે ત્યાંથી હાંકી કાઢયા અને જમીન છીનાવી લીધી. આ બીચારાઓએ ઘણુંએ કર્યું પણ સઘ વ્યર્થ ગયું!

આવાં અનેક દૃષ્ટાંત આપી શકીએ તેમ છે. પરંતુ સ્થળસંકોચને લીધે આપતા નથી. વાંચકગણ સ્થાલીપુલાક ન્યાયથી તેનું અનુમાન સહજ કરી લેશે.

फीजीके लग्नका कायदा—ફીજીમાં જે મનુષ્ય પોતાની સ્ત્રીની લગ્નની કોર્ટમાં રજીસ્ટર નોંધ કરાવે છે તે તેનો કામદેસર ધણી ઠરે છે. જ્યારે લગ્ન થવાનું હોય છે ત્યારે સ્ત્રી તથા પુરૂષે બન્નેએ કોર્ટમાં જવું પડે છે, અને ત્યાં મેજીસ્ટ્રેટ તેમની બન્નેની રાજી છે, કે કેમ તે પૂછીને તેમને એક સર્ટીફીકેટ આપે છે, જે મેરેજ લગનું-સર્ટીફીકેટ કહેવાય છે. અને આ રજીસ્ટર નોંધ કરાવવાના પાંચ શીલીંગ આપવા પડે છે. આપણી ધર્મ રીતિપ્રમાણે કરેલો વિવાહ, જો તે રજીસ્ટર ન થયો હોય તો સંમત ગણી શકાતો નથી. જો કોઇ પુરૂષ પોતાની સ્ત્રીની સાથે ફીજીમાં આવે અને ત્યાં જઇને કોર્ટમાં નિયમપ્રમાણે લગ્નને રજીસ્ટર ન કરાવે તો તેના મરણ પછી તેના પૈસાની વારસ તેની સ્ત્રી થઇ શકતી નથી; અને તે ધન ઇમીગ્રેશન દફતરે મોકલી દેવામાં આવે છે. જેનો બીજો કોઇ વારસ હોતો નથી, તેનું ધન પણ તે જ દફતરે મોકલી દેવામાં આવે છે. ઇમીગ્રેશન ખાતાવાળા તે ધનને હિંદુસ્થાનમાં મોકલી આપે છે. પરંતુ જે મનુષ્યોને દલાલો મારફતે આ દેશમાંથી ફીજીમાં મોકલવામાં આવે છે તેઓ તેમનાં નામ વગેરે તદન જૂઠાં જ લખાવે છે. જેથી તે ધન જે ઠેકાણું તથા નામ લખાવ્યું હોય છે ત્યાં મોકલવામાં આવે છે, પણ ત્યાં પત્તો નહિ મળવાથી પુનઃ તે પાછું ફીજીમાં જ મોકલવામાં આવે છે. આ પ્રમાણે દલાલોની બદમાસીથી મરેલા મનુષ્યનું ધન તેનાં માતપિતા, કે ભાઇ ભાંડુને મળતું નથી!

અમે આશા રાખીએ છીએ, કે ભારત સરકાર આ પ્રકારના અન્યાયને રોકવાને પ્રયત્ન કરશે. ફીજીના લગ્નસંબંધીના કાયદા સંબંધમાં પણ ફીજીમાં જતા ભારતવાસીયો લખાપડી કરી રહ્યા છે, પણ હજી કંઇ તેનું ફળ થયું જણાતું નથી.

गोरा बॅरीस्टर अने वकीलो—જો કોઇ ભારતવાસી ગોરા બેરીસ્ટર અથવા વકીલપાસે જાય છે તો એક ગીનીને ઠેકાણે તે દશદશ ગીની લે છે. કોઇ કોઇ બેરીસ્ટર સાહેબો તો એટલે સુધી ધૂર્તતા કરે છે, કે પ્રથમ પેટ ભરીને " ફી " લેઇ લે છે, અને પછીથી કોર્ટમાં પણ જતા નથી. કોઇ મહાશય બેરીસ્ટર તો પહેલાં કેટલાક પૌન્ડ લે છે, અને પછી જ્યારે કેસ ચાલવાનો હોય છે તેને આગલે દિવસે તેને કહાવી મોકલે છે, કે તમે જો બીજા પાંચ ગીની આપશો તો તમારૂં કામ થશે, નહિ તો નહિ. પેલો મનુષ્ય બીજો બેરીસ્ટર પણ કરી શકતો નથી અને દબાયો ચંપાયો બીજા પાંચ ગીની આપે છે કદાપિ તેમને કહેવામાં આવે છે, કે અમારા પૈસા પાછા આપી દો, તો તે કહે છે, કે અમે પૈસા પાછા આપી શકતા નથી. ભારતવાસીયોના કંઇ મુકદમા કોર્ટમાંથી નીકળી ગયા છે, અને વખતસર ગોરા બેરીસ્ટર પહોંચ્યા નથી. કદાપિ ગોરા અને ભારતવાસીઓ વચ્ચે કોઇ

તકરાર થાય છે તો ગોરા બેરીસ્ટર ભારતવાસીઓપાસેથી પૈસા લે છે, અને કેસ ચાલે છે ત્યારે ગોરાને જ જીતાવે છે. વાચકગણ ! જે અમારા ભાઇઓ દશ દશ કલાકની સખત મજુરી કરીને જે કંઇ થોડું ઘણું કમાય છે તે ગોરા બેરીસ્ટર આ પ્રમાણે છળકપટથી લેઇ લે છે. કદાપી કોઇ ગોરા ઉપર કોઇ ભારતવાસી કેસ ચલાવવા ઇચ્છે છે તો તેનો કોઇ ગોરો બેરીસ્ટર, કે વકીલ વકીલાત કરતું નથી. !

**ગોરો બેરીસ્ટર ૧૧૨૫ પૌંડ અર્થાત્ ૧૬૮૭૫ રુપૈયા હજમ કરી ગયો**— ફીજીની રાજધાની સૂવામાં બર્કલે નામનો એક બેરીસ્ટર હતો. એક વખત ૪૫ પંજાબી મનુષ્યો તેની પાસે ગયાં અને પ્રાર્થના કરી, કે અમે દક્ષિણ અમેરિકાના આર્જેન્ટાઇલ પ્રજાસત્તાક રાજ્યમાં જવાને ઇચ્છીએ છીએ. અમે સાંભળ્યું છે, કે ત્યાં અમને ઘણી સારી મજુરી મળશે. પરંતુ ફીજીથી કોઇ આગબોટ દક્ષિણ અમેરિકામાં જતી નથી, શું કરીએ. કેવી રીતે જઇએ ? ગોરા બેરીસ્ટરે જોયું, કે આ લોકો ઠીક ફસાયા છે, તેથી તેમની સાથે તેણે આ પ્રમાણે વાર્તા કરી. જો તમારામાંથી દરેક મને ૪ પૌંડ જમાનીના, ૫ પૌંડ મારી મહેનતના, અને ૧૬ પૌંડ ભાડાના આપો તો તમારે માટે આગબોટ તૈયાર કરાવીને તમને સીધા આર્જેન્ટાઇલ મોકલી દઇશ. આ સીખ લોકોએ તે બેરીસ્ટરના કહેવા પ્રમાણે દરેકે પચીશ પૌંડ આપ્યા. જેમાંથી તેણે માત્ર સોલ પૌંડની જ પહોંચ આપી. આ પ્રમાણે ૧૧૨૫ પૌંડ આ લોકોપાસેથી લીધા, અને પોતાની સઘળી મિલકત પોતાના છોકરાના નામે ચઢાવી દીધી.

આ પંજાબીઓએ સુપ્રીમ કોર્ટ–ઉપરની કોર્ટ–માં કેસ માંડયો. આ કેસમાં તેમને બીજા બસોએક પૌંડ ખરચ થયા, અને પેલા મનુષ્ય ઉપર હુકમનામું થયું; પણ પેલા બેરીસ્ટરે તો પોતાની સર્વ મિલકત પોતાના છોકરાના નામે ચઢાવી દીધેલી હોવાથી તેની પાસેથી એક પાઇ પણ મળી નહિ. બીચારા પંજાબીઓ રડીને છાના રહ્યા. કોઇ તો ભીખારી થઇ ગયા, અને એક બીચારો તો આ દુઃખથી મરો પણ ગયો !

**ભારતવાસી બેરીસ્ટરને બોલાવવામાં આવ્યો**—જ્યારે અમારા ઉપર આ પ્રમાણે કષ્ટ પડતાં હતાં ત્યારે અમે વિચાર કર્યો, કે કોઇ હીંદુ બેરીસ્ટર ફીજીમાં આવે તો સારૂં. ગોરા બેરીસ્ટર લખે છે કંઇ અને અમને કહે છે કંઇક. અમારી સાથે સહાનુભૂતિ રાખવાની વાર્તા તો દૂર રહી, પરંતુ અમારા ઉપર તિરસ્કારની દષ્ટિથી તે જુએ છે, તેથી એવો પ્રયત્ન કરવો જોઇએ, કે કોઇ હીંદુ બેરીસ્ટર અહીં આવીને રહે. અમે લોકો ઘણા દિવસથી વર્તમાનપત્રોમાં પ્રાતઃસ્મરણીય શ્રીમાન્ ગાંધીનું નામ તો વાંચતા હતા, તથા તેમના પરોપકારી સ્વભાવવિષે પણ અમે થોડું ઘણું જાણતા હતા. જેથી અમે લોકોએ એક સભા કરી. આ સભાના પ્રમુખનું સ્થાન શ્રીયુત રૂપરામજીને આપવામાં આવ્યું. સર્વની સંમતિથી આ સભામાં એવું નક્કી કરવામાં આવ્યું, કે શ્રીમાન્ ગાંધીને એક પત્ર લખવું, જેમાં અમારા દુઃખોનું સ્વરૂપમાં વર્ણન કરવું. તથા તેમાં તેમને પ્રાર્થના કરવી, કે તેમણે ફીજીમાં કોઇ હીંદુ બેરીસ્ટરને મોકલી આપવાનો બંદોબસ્ત કરવો. આ પત્ર લખવાનું કાર્ય મને સોંપવામાં આવ્યું. મેં મારી અલ્પમતિ પ્રમાણે એક પત્ર લખ્યું, જેનો સારાંશ

"અમને લોકોને ફીજીમાં ગોરા બેરીસ્ટરોથી અનેક પ્રકારના ત્રાસ થાય છે. આ ગોરા લોકો અમારા ઉપર નાના પ્રકારના અત્યાચાર કરે છે તથા અમારા સેંકડો પૌંડ ખાઇ જાય છે. અહિં ભારતવાસી બેરીસ્ટરની ઘણી જ જરૂર છે. આપ શ્રીમાન્ એક પ્રસિદ્ધ દેશભક્ત છો, જેથી અમે આશા રાખીએ છીએ, કે આપ અમારા ઉપર કૃપા કરીને કોઇ ભારતવાસી બેરીસ્ટરને અહીં મોકલી આપવાનો બંદોબસ્ત કરશો. અહિં પરદેશમાં આપનાવિના અમારે બીજા કોઇનો આશ્રય નથી."

શ્રીમાન્ ગાંધીએ કૃપા કરીને આ પત્રનો અનુવાદ કોઇ કોઇ પત્રમાં છપાવ્યો અને મારાઉપર પણ એક પત્ર નીચે પ્રમાણે લખ્યું.

શ્રાવણ વદી ૮ સં. ૧૯૬૭

"આપનું પત્ર મળ્યું છે. ત્યાંના હીંદી ભાઇઓની દુઃખકથા સાંભળીને હું દુઃખી જ થાઉં છું. અહીંથી કોઇ બેરીસ્ટરને ત્યાં મોકલી શકાય તેમ લાગતું નથી, તથા ત્યાં મોકલવા લાયક બેરીસ્ટર પણ કોઇ જણાતો નથી. જે જે હકિકત ત્યાં બને તેનું વર્ણન મને તમારે અહીંથી લખી મોકલવું, અને હું તે હકિકત વિલાયતસુધી પહોંચાડીશ.

આગબોટમાં પડતાં દુઃખનો ચિતાર મને બરાબર ધ્યાનમાં આવે છે. આને માટે ત્યાં કોઇ અંગ્રેજી જાણનાર સ્વદેશાભિમાનીની જરૂર છે. મારા લક્ષમાં કોઇ આવશે તો હું જરૂર મોકલી દઇશ. આપના બીજા પત્રની હું વાટ જોઉં છું.

લિ. મોહનદાસ કરમચંદ ગાંધીના યથાયોગ્ય."

જેમણે પોતાના ભાઇઓને માટે આખું જીવન ગાળ્યું છે, જેણે ૪૦૦૦ ની માસિક આવક છોડીને ભારતવાસીયોનાં દુઃખને ઓછાં કરવામાટે એક કુલીસુધીનું કામ કર્યું છે. જે પોતાના દેશબંધુઓને માટે કંઇ વખત જેલમાં ગયા છે. તે, શ્રીમાન્ ગાંધીનું ઉપરનું પત્ર છે. આ પત્રમાં પણ શ્રીમાન્ ગાંધીની મહત્તા તથા દેશભક્તિની લાગણી જણાઇ આવે છે જ.

ત્રિભુવના ગાંધીશ્રીએ છાપવેલો લેખ ઇન્ડીયન ઓપીનીયનમાં શ્રી મણિલાલ એમ. એ. એલ. એલ. બી. બેરીસ્ટર એટ. લૉ. એમણે વાંચ્યો. આ વખતે તે મોરીસમાં કામ કરતા હતા. શ્રીમાન્ મણિલાલભાઇ ભારતવર્ષના એક પ્રસિદ્ધ દેશભક્ત છે. કોન્ગ્રેસમાં તે ઘણું દિવસથી ભાગ લે છે. આપણા દેશના કેળવાએલા ભાઇઓને આ મણિલાલભાઇનો અધિક પરિચય કરાવવાની જરૂર નથી. તેમણે મોરીસમાં રહીને પણ સ્વદેશસેવાનું ઘણું કામ કર્યું છે. તેમણે ત્યાં કુલી જતા અટકાવ્યા છે. જે ભારતવાસીયો ત્યાં હતા તેમને ઘણી ઘણી સાહાય્ય કરી છે. તથા કષ્ટપ્રદ કેન્ય કાયદાઓમાં ફેરફાર કરાવીને હિંદુ-મુસલમાન ભાઇઓને મુક્ત કર્યા છે. પહેલાં મોરીસમાં કેદખાનામાં અમારા ભાઇઓની ચોટલી તથા દાઢી કાપી નાખવામાં આવતી હતી, તથા ખાવાપીવાની બાબતમાં પણ ઘણી ગરબડ ચાલતી હતી, તે યશ શ્રી મણિલાલભાઇને જ છે. કે જેમણે આ સર્વ ત્રાસ બંધ કરાવ્યો છે.

શ્રી મણિલાલભાઇએ શ્રીમાન્ ગાંધીનો ઉપરોક્ત લેખ વાંચીને અમારી સાથે પત્રવ્યવહાર કર્યો. અમે લોકોએ ફીજીમાં તેમને માટે ૧૭૨ પૌંડ એકઠા કર્યા અને તેમાંથી ૪૫ પૌંડ તેમને આગબોટના ભાડામાટે મોકલી આપ્યા; તથા બાકીનામાંથી તેમને માટે કાયદાનાં પુસ્તક ખરીદ કર્યા તથા તેમને રહેવાને માટે ઘર વગેરેનો બંદોબસ્ત કર્યો. પરંતુ થોડા દિવસ પછી તેમનું પત્ર આવ્યું, કે મારા સંબંધીઓ મને ફીજીમાં જવાની સંમતિ આપતા નથી. હું નૈતાલ જઉં છું ત્યાં શ્રીમાન્ ગાંધીને મળીને જે નિશ્ચય થશે તે હું જણાવીશ. કદાપિ જો મારાથી નહિ આવી શકાય તો મને મોકલેલા આપના પૈસા હું પાછા મોકલી આપીશ.

ઉપરનું શ્રી મણિલાલભાઇનું પત્ર જ્યારે અમને મળ્યું ત્યારે અમને ઘણી જ નિરાશા થઇ. પુનઃ અમે એક સભા કરી અને પુનઃ શ્રીમાન્ ગાંધીને અમે એક પત્ર લખ્યું. એ અરસામાં જ શ્રી મણિલાલભાઇ નૈતાલ પહોંચ્યા. શ્રીમાન્ ગાંધીએ મણિલાલભાઇને કહ્યું, કે આપે જે વચન આપ્યું છે તે તમારે પાળવું એ જ ઉચિત છે. શ્રી મણિલાલભાઇ ફીજી આવવાને રાજી થયા. સ્વનામધન્ય શ્રીમાન્ ગાંધીએ કૃપા કરીને એક પત્ર પુનઃ અમને લખ્યું. તે પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતું.

"આપનું પત્ર મળ્યું છે. શ્રી મણિલાલભાઇને માટે મેં તાર કર્યો હતો, પણ તેનો જવાબ મળ્યો નહિ, જેથી હું સમજ્યો હતો કે તમે તેમને મુક્ત કરવાને રાજી નહતા. બીજા કારણોને લઇને શ્રી મણીલાલભાઇએ ફીજી આવવાનો નિશ્ચય કર્યો છે. તેઓ ગયા શુક્રવારને દિવસે કેપથી નીકળી ચૂક્યા છે, અને તે આસ્ટ્રેલીઆ થઇને ત્યાં આવી પહોંચશે. મને લાગે છે કે, હવે આપ સર્વ પ્રસન્ન થશો જ તથા મણિલાલભાઇની સારી રીતે સેવા ઉઠાવશો. તેમનો રહેવાનો તથા ખાવાપીવા વગેરેનો બંદોબસ્ત ત્યાં રહેનાર મનુષ્યોએ કરવો જોઇએ છીએ. જો સર્વ ભાઇઓના તરફથી ઉત્તેજન મળશે તો અવશ્ય મણિલાલભાઇ ત્યાં હંમેશાં સ્થિતિ કરશે. પુનઃ કંઇ લખવાજેવું હોય તો લખશો.

લિ. મોહનદાસ કરમચંદ ગાંધીના યથાયોગ્ય."

૨૭ મી ઑગસ્ટ સન ૧૯૧૨ ના રોજ શ્રી મણિલાલભાઇ ફીજીની રાજધાની સુવામાં પહોંચ્યા. અમે લોકોએ તેમના સ્વાગતમાટે યથાશક્તિ બંદોબસ્ત કર્યો હતો. આ દિવસે અમે ફીજીમાં રહેતા ભારતવાસીઓને જે પ્રસન્નતા થઇ હતી તે અકથનીય હતી. સેંકડો ભારતવાસીઓ ત્યાં એકત્ર થયા હતા. આ દિવસે અમારા બીજા સેંકડો હિંદુભાઇઓ ત્યાં બીજી જગોએથી આગબોટને રસ્તે આવ્યા હતા. ફીજીમાં મૂળથી રહેતા જંગલીઓને પણ આજના દિવસે બહુ આનંદ થયો હતો. કઠિન પરિશ્રમ તથા દોડાદોડ કરવાથી અનેક ભારતવાસીયોના મુખઉપર પરસેવાનાં ટીપાં પણ આવી રહ્યાં હતાં. અહા ! આ દેખાવ કેટલો રમણીય હતો ! સડકો ઉપર જરા પણ જગો નહતી, અને મનુષ્યો સજ્જડાસજ્જડ ભરાયા હતા. ફીજીના અંગ્રેજી પત્રના એકેક રીપોર્ટરો ગભરાતા ગભરાતા અહીં તહીં ઘૂમી રહ્યા હતા. આમને એ વાતની ખબર નહતી, કે આ શી ધમાલ ચાલી રહી છે ". શ્રી મણિલાલભાઇ

ઉતારામાં ગયા અને બંગલામાં જઇને ઉતર્યા. તે દિવસે સંધ્યા સમયે ફીજીના ભારતવાસીયો તરફથી તેમને અભિનંદનપત્ર આપવામાં આવ્યું. તે અભિનંદનપત્રમાં તેમને પ્રાર્થના કરવામાં આવી હતી, કે ભારતવાસીયોની થએલી દુર્દશામાં તે સુધારો કરે તથા કૃપા કરીને અમને લોકોને સાહાય્ય કરે. આ સર્વ સાંભળીને શ્રી મણિલાલભાઇએ એક ટુંકુ ભાષણ કર્યું, જેમાં તેમણે કહ્યું, કે હું આપ સર્વની સેવા કરવાને યથાશકિત નિત્ય તત્પર રહીશ.

અત્યંત હર્ષની વાર્તા છે, કે શ્રી મણિલાલભાઇ આજપર્યંત પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવામાં નિત્ય તત્પર રહે છે.

આ દિવસ પછી ત્રીજે દિવસે ત્યાંના જંગલી લોકોએ પણ મણિલાલભાઇનું મોટી ધામધુમથી સ્વાગત કર્યું. કોઇ છસો સાતસો જંગલી એકઠા થયા અને તેમણે મણિલાલભાઇને નિમંત્રણ કર્યું તેમના સ્વાગતમાં તેમણે તથા સ્ત્રીઓએ મળીને ખુબ નાચ કર્યો, તથા ગાયન પણ કર્યું. ફીજીનાં જંગલી લોકોમાં એવો રિવાજ છે, કે જેમને તે સહુથી વધારે પ્રિય માને છે તથા જેનું તે અધિક સન્માન કરવા ઇચ્છે છે, તેમના ગળામાં તેમના મોટા સરદારની પુત્રીને હાથે હાર પહેરાવે છે. તે પ્રમાણે શ્રી મણિલાલભાઇને હાર પહેરાવવામાં આવ્યો હતો. આ જંગલી લોકોનો આ પ્રકારનો ઉત્સાહ જોઇને અમને સર્વને ઘણું જ આશ્ચર્ય થયું. કોઇ કોઇ જંગલી લોક પોતાની ભાષામાં કહેતા હતા, કે "આજે અમારાં મહદ્ સુભાગ્ય છે; કે શ્રી તેતારામદ્વારા આ વિદ્વાન્ ભારતવાસીનું સ્વાગત કરવાનો શુભ દિવસ અમને પ્રાપ્ત થયો છે. જ્યારથી ફીજી દેશ વસ્યો છે ત્યારથી ભારતવાસી આટલો વિદ્વાન્ અહીં કોઇ આવ્યો નથી. અહીં આવા વિદ્વાન્ મનુષ્યની ઘણી જ જરૂર છે. ઇશ્વર તમને તથા તમારા ભાઇઓને દીર્ઘાયુષી કરો."

પછીથી મણિલાલભાઇએ પણ એક ટુંકામાં ભાષણ કર્યું. સંધ્યાકાળે પછીથી ત્યાંથી વિદાય થઇને મારે ત્યાં ભોજન થયું. સવાર થતાં ત્યાંથી નીકળીને મણિલાલભાઇ દુર્લભ થાણાની પાસે મહાજન અસગુને મળવામાટે ગયા. ત્યાંથી તેઓ શ્રીમાન્ બાબુ રામસિંહની "બંચ" માં બેસીને સૂવા ગયા.

## महात्मा गौतम.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૪ થી.

" જાણે કે હું પુત્રચિંતાથી ઘણી જ બેહોશ થઇ ગઇ, જેથી ચિત્તને શાંત કરવા આપણા મહેલની અગાશીમાં જઇ એક આસનપર બેઠી છું. તે સમયે સૂર્ય અસ્ત પામી ચોતરફ અંધકાર ફેલાઇ રહ્યો હતો. હું આકાશતરફ તારાઓને જોતી મનને પ્રસન્ન કરી રહી હતી. આમ કરતાં કરતાં મધ્યરાત્રી વીતી ગઇ; એવામાં એક મોટો તારો ખર્યો તે વિલક્ષણ વેગે પૃથ્વી તરફ આવવા લાગ્યો. જાણે હવે તે તારો મારા માથાપર જ પડશે કે શું, એવી મને બીક લાગવા માંડી; આ પ્રમાણે જો, કે મને બીક લાગતી હતી તોપણ હું ત્યાંથી ઉઠવાને તદન અસમર્થ બની હતી. ત્યાંથી ઉઠી જવું એવી મને ઇચ્છા થતી, પણ શરીર એટલું તો ભારે થઇ ગયું હતું કે, જાણે મને કોઇએ આસન સાથે મજબુત બાંધી જ લીધી ન હોય. જો કે બીક લાગતી હતી તોપણ આંખો મીંચવાની ઇચ્છા થતી નહોતી; હું તે ચમત્કાર એકસરખો જોયાં જ કરતી હતી. જોતજોતાંમાં તે તારાનું સ્વરૂપ પલટાયું. હવે તે તારાનો આકાર મોટો ને મોટો જણાવા લાગ્યો, અને તેની ચોતરફ છ કિરણો દેખાવા લાગ્યાં. આસ્તે આસ્તે તે તારાએ શ્વેત હાથીનું રૂપ ધારણ કર્યું, અને તેની વિશાળ સુંઢ નીચે ૭ કિરણો દાંતની માફક દેખાવા લાગ્યા. હવે તે ૭ દાંતનો શુભ્ર હાથી આપણી જ અગાસીમાં ઉતર્યો, અને તીક્ષ્ણ દષ્ટિથી મારી તરફ જોવા લાગ્યો. આવી સ્થિતિમાં તેવા ભયંકર હાથીને તદન મારી સમીપ ઉભેલો જોઇ હું સાહાય્યમાટે કોઇને પણ બોલાવવાની છેક અણીપર હતી એવામાં પેલા હાથીએ મારી જમણી કુખ પોતાની સુંઢથી ફાડી અને પોતે સૂક્ષ્મરૂપ ધારણ કરી મારા પેટમાં અદ્રશ્ય થયો. આ વખતે હું ઘણી જ ગભરાઇ અને ત્યાંથી ઉઠી જતા રહેવાનો પ્રયત્ન કરતી હતી એવામાં આંખ ઉઘડી ગઇ. નાથ ! આવું આ સ્વપ્ન આવતાં હું ગભરાઇ ઉઠી અને આપને જગાડયા. આ સ્વપ્નનો શો અર્થ હશે વારૂ ? આ સ્વપ્નથી મને જો કે બીક લાગી પણ તે સ્વપ્ન અશુભ હોય એમ મને તો લાગતું નથી."

માયાવતીએ કહેલો આ સ્વપ્નવૃત્તાંત સાંભળી રાજા શુદ્ધોદન અને રાણી પ્રજાવતી બન્નેને ઘણી જ નવાઇ ઉપજી. શુદ્ધોદને તે સ્વપ્નસંબંધી ઘણા ઘણા વિચારો કર્યા પણ સ્વપ્ન શુભ છે, કે અશુભ તેનો કંઇ નિર્ણય થઇ શક્યો નહિ. વહાણુ વાતાં સુધી આ ત્રણે વચ્ચે તે જ સંબંધીની ચર્ચા ચાલી રહી હતી. ભગવાન્ સૂર્યનારાયણનાં સુવર્ણ કિરણો રાજ્યભુવનમાં પડતાં જ રાજા શય્યા તજી સૂર્યને વંદન કરી નિત્ય નિયમે વળગ્યા. રાણીયો પણ નિત્ય ક્રમ કરવાને ગઇ. ત્રણે પોતપોતાના વ્યવહારો ચલાવી રહ્યાં હતાં, પણ સ્વપ્નવિચારે તેમનું ચિત્ત સ્વસ્થ નહોતું. બપોરે ભોજન કરી રાજાએ દરબારમાં જઇ વિદ્વાન્ પુરોહિતોને તે સ્વપ્ન કહી સંભળાવ્યું; પુરોહિતમાંના એક વૃદ્ધ બ્રાહ્મણ કે જેને જ્યોતિષશાસ્ત્રનું પૂર્ણ જ્ઞાન હતું તેણે તે સ્વપ્નનો વિચાર કરી આ પ્રમાણે કહ્યું, " રાજન ! સ્વપ્ન મહત્વનું છે અને શુભ છે. જે રાત્રે રાણીને આ સ્વપ્ન આવ્યું, તે જ રાત્રે તેણે ગર્ભ ધારણ કર્યો છે અને

તેને યથા સમયે પુત્ર થશે. તે પુત્ર ઐહિક ઐશ્વર્યને પ્રાપ્ત થતાં ચક્રવર્તી રાજા થશે, અને જો માયાપાશમાં ન વિંટાય તો જન્મમૃત્યુના બંધનથી મુક્ત થઇ એક જૂદો જ માર્ગ પ્રજાને દર્શાવી હજારો જનોનો ઉદ્ધાર કરશે."

સ્વપ્નનું શુભ ફળ સાંભળી રાજા તથા રાણીઓને કેટલો બધો આનંદ થયો હશે એની કલ્પના કરવી અશક્ય છે. ઉપર પ્રમાણેનું સ્વપ્ન થયાને ત્રણ ચાર માસ વીતી ગયા. રાણી માયાવતી સગર્ભા છે, એવા આનંદજનક વર્તમાન શુદ્ધોદનના સઘળા રાજ્યમાં ફરી વળ્યા. રાજ્યભક્ત પ્રજાને આ વર્તમાન સાંભળી ઘણો જ આનંદ થયો; પ્રજાજનોએ ઘેરે ઘેર આનંદોત્સવ શરૂ કર્યો. રાણી માયાવતીને નવ માસ પૂર્ણ થતાં તેમણે પ્રસૂતિમાટે પિતા ગૃહે જવાનો પોતાનો મનોદય જણાવ્યો. શુદ્ધોદને તે વિનતિ માન્ય કરી, અને તેમને રથ, સુખપાલ, દાસદાસી સહવર્તમાન ભારે ઠાઠમાઠથી પિયેર તરફ વિદાય કર્યાં. રાણી માયાવતી એક પ્રતાપી રાજાની રાજ્યપુત્રી હતી. પ્રસૂતિમાટે પિતાગૃહે જતાં માયાવતીને જે આનંદ થયો તેનું વર્ણન કરવા લેખક અસમર્થ છે; પણ દૈવ સત્તાનો વિચાર રાણી માયાવતીની તે ઇચ્છા પૂર્ણ કરવાનો નહોતો; રથ અરણ્યમાં રસ્તો કાપી રહ્યો હતો. તે વન પ્રદેશનું પ્રાકૃતિક સૌંદર્ય જોઇ રાણી મુગ્ધ થઇ. તેમણે સેવક જનોને તે અરણ્યમાં થોડો વખત વિશ્રાંતિ લેવાનો પોતાનો વિચાર જણાવ્યો. સેવકોએ રાણીની તે આજ્ઞા સંતોષે માન્ય કરી; રથ છોડયો, ઘોડાઓને મુક્ત કર્યા, અને તે અરણ્યમાં વિશ્રાંતિ લેવા લાગ્યા. તે દિવસો વસંત ઋતુના હોવાથી તે વનપ્રદેશને સ્વાભાવિક રમણીયતા પ્રાપ્ત થઇ હતી. વૃક્ષો નવપલ્લવે અલંકૃત થઇ પોતાનાં વિશાલ બાહુ ફેલાવી ઉભાં રહ્યાં હતાં. તે મનોહર વૃક્ષો તરફ જોતાં વટેમાર્ગુને એવો જ ભાસ થતો કે જાણે તેઓ પોતાનું સ્વાગત જ કરી રહ્યાં છે. તેમાં વળી કેટલાંક વૃક્ષો પુષ્પ તથા ફળથી ડોલતાં જાણે, કે પોતાના હાથથી તેઓ અતિથિનો સત્કાર જ કરી રહ્યાં હોય નહિ! રાણી માયાવતીએ વનની શોભા નિરખતાં નિરખતાં પલાશવનમાં પ્રવેશ કર્યો. તે સમયે કેસુડો એટલો તો ખીલ્યો હતો કે દૂરથી તે પ્રદેશ રક્તવર્ણ પર્વત પ્રમાણે દેખાતો હતો. નીચે પુષ્પોના ખરી પડવાથી તેનો એટલો તો થર બાઝી ગયો હતો કે જમીનપર જાણે રંગીત ગાલીચો જ ન પાથર્યો હોય! રાણી ત્યાંથી ચાલતાં હતાં તેમને પગ નીચે પથરાયેલાં ફુલો ઘણાં જ મૃદુ લાગતાં હતાં. કેટલાંક વૃક્ષોપર હાથ પહોંચે એટલાં ઉંચાં પુષ્પો આવ્યાં હતાં; રાણીને તે તોડવાની સહજ ઇચ્છા થઇ અને તે ફુલોનાં લુમખાં ને લુમખાં તોડવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. આ ફુલો તોડવાની ધૂનમાં ને ધૂનમાં તેઓ પોતાની સગર્ભા અવસ્થાને વિસરી ગયાં અને ઉંચે આવેલાં પુષ્પોને કુદકો મારી તોડવા લાગ્યાં; પણ રાણીની આ કૃતિથી તેમના પેટમાં દરદ થવા લાગ્યું અને પ્રસૂતિવેદના થવા લાગી. તેમણે તરત જ પોતાની દાસી અને પરિચારીકાઓને બોલાવી; પણ તેઓ આવી પહોંચે તે પહેલાં રાણીએ વેરાયેલાં પુષ્પોપર શયન કરી એક સુંદર પુત્રને જન્મ આપ્યો. આ જ પુત્ર આપણા પ્રસ્તુત ચરિત્રનો નાયક.

શુદ્ધોદનજેવા પ્રબળ રાજાની પટ્ટરાણીને કલ્પના પણ ન થઇ શકે એવી રીતે અરણ્યમાં પ્રસૂતિ થવાનો સમય પ્રાપ્ત થવામાં, કંઇ પણ દૈવિ હેતુ હોવો જોઇએ, એવું સહજ માલૂમ પડે છે. જેની આખી ઉમ્મર મખમલની મૃદુ શય્યાપર આળોટવામાં ગઇ હતી, તે

તે ઋષિનું આગમન થતાં જ રાજાના અંતઃકરણમાં એકદમ શ્રદ્ધા ઉત્પન્ન થઇ તેમણે તે ઋષિની સામે જઇ સત્કારથી તેમને આસને બેસાડ્યા. રાજા શુદ્ધોદન પ્રણામ કરી બોલ્યા.

"મહારાજ ! આપે અનુગ્રહ કરો, અમને પવિત્ર કર્યાં છે. આપની શી આજ્ઞા છે તે કૃપા કરી કથન કરશો ?"

ઋષિ પ્રસન્ન વદને બોલ્યાઃ—

"રાજન ! મારૂં નામ કાલદેવ છે. તારી પાસે હું કંઇ યાચવા આવ્યો નથી. કેવળ તારા પુત્રનાં દર્શનાર્થે આવ્યો છું."

ઋષિના આવા શબ્દો સાંભળી રાજાના અંતઃકરણમાં તે ઋષિપ્રતિ અધિક જ પ્રેમ ઉત્પન્ન થયો અને તે બોલ્યાઃ—

"મહારાજ, જેવી કૃપા. મારા પુત્રને, આપ જેવાનો શુભ આશીર્વાદ મળે એવી જ મારી ઇચ્છા છે. અંતઃપુરમાં પધારો. હું આપના ચરણમાં મારા પુત્રને સ્થાપીશ."

આ પ્રમાણે બોલી રાજા શુદ્ધોદન કાલદેવ ઋષિને પ્રસૂતિગૃહમાં લેઈ ગયા. ત્યાં તે ઋષિને નિહાળી રાણી માયાવતીના અંતઃકરણમાં વિલક્ષણ પૂજ્ય ભાવ ઉત્પન્ન થયો તેમણે ઋષિચરણે પોતાનું મસ્તક મૂકી તેમનો આશીર્વાદ લીધો. ત્યારપછી તે નવશિશુને પણ ઋષિના ચરણપર મુકવા જતાં હતાં, પણ રાણીને તેમ કરતાં કાલદેવે અટકાવ્યાં. તે સહજ પાછા હટ્યા અને સાશ્ચર્યથી બોલ્યાઃ—

"માયાવતિ ! તમે આ શું કરો છો ! તમે કોને જન્મ આપ્યો છે, એની તમને ખબર નથી; જેના ચરણપર મસ્તક મુકતાં અમે પોતાને પાવન થયા સમજીએ, તેને મારા ચરણનો સ્પર્શ કેમ થાય !"

આ પ્રમાણે બોલી કાલદેવ તે બાળક તરફ એકાગ્ર દૃષ્ટિથી જોવા લાગ્યા. ત્યારપછીથી પોતાનું મસ્તક જમીનને અડકાડી બોલ્યાઃ—

"શિશુસ્વરૂપ ભગવન્ ! મારૂં વંદન ગ્રહણ કરો. તમે અન્ય કોઇ જ નથી. મારી ઉપાસ્ય દેવતા તે તમે જ છો. તમારાં પદતળપર ધ્વજ વજ્રાંકુશાદિ ચિહ્નો નિહાળી તમારા અવતારની મને જરા પણ શંકા રહેતી નથી. પ્રભુ તે તમે જ છો; સર્વ જગતને મુક્તિમંત્ર પ્રેરી જનસમાજને નિર્વાણપથ દર્શાવવા આપે અવતાર લીધો છે. તમારા દર્શને આજે મારો જન્મ સફળ થયો છે."

આ પ્રમાણે કહી કાલદેવ મહેલમાંથી ચાલ્યા ગયા; કયાં ગયા તેનો કોઇને પત્તો જ ન લાગ્યો. રાજાએ ઋષિ વાકયનો ઘણો જ વિચાર કર્યો; પણ તેમને તે વાકયનો કાંઇ જ બોધ થયો નહિ. ઋષિના બીજા વાકયની સત્યતા માત્ર બીજે જ દિવસે જણાઇ આવી. તે દિવસે સૂર્યોદય થતા પહેલાં જ માયાવતીને એક પ્રકારની સુખપ્રદ નિદ્રા આવવા લાગી. તે નિદ્રાના સ્વરૂપપરથી તે છેલ્લી નિદ્રા જ છે, એવું માયાવતીના તે જ વખતે જાણવામાં આવી ગયું. તેમણે પુત્રને છેલ્લું ચુંબન લેઇ તેને પ્રજાવતીને સ્વાધીન કર્યો અને તેનું સારી રીતે લાલનપાલન કરવા પતિ અને પ્રજાવતીને ભલામણ કરી. ત્યાર પછી તરત જ માયાવતીને ઉંઘ આવી ગઇ અને તે જ અવસ્થામાં તે નશ્વર શરીરનો ત્યાગ કરી સૂક્ષ્મ શરીરારૂઢ થયાં. માયાવતીના સ્વર્ગવાસથી સર્વને માઠું તો લાગ્યું, પણ પુત્રપ્રાપ્તિના આનંદોત્સવે સર્વને તે દુઃખનું જલદી જ વિસ્મરણ થયું. તે પુત્રોત્સવ ઘણા દિવસો સુધી ચાલુ હતો. ઉત્સવના છેલ્લા દિવસે શુદ્ધોદને પુરોહિતને પૂછીને લેઇ પુત્રનું નામ સિદ્ધાર્થ પાડયું; તોપણ તેનું લાલનપાલન પ્રજાવતી અથવા ગૌતમીએ કર્યું જેથી તેને ગૌતમ કહેવા લાગ્યાં, અને આ જ નામે તેણે ખ્યાતિ મેળવી તે પ્રસિદ્ધ થયો.

ઉપરનો બનાવ વાંચતાં ચંચળ મનના બંધનમાટે ગૌતમે બચપણથી જ આરંભ કર્યો કે શું, એવા આશ્ચર્યોદ્ગાર અંતઃકરણમાંથી ઉદ્ભવે તો તેમાં કાંઇ જ નવાઇ પામવાજેવું નથી. જન્મ ધારણ કરવા જેને ભૂમિ પસંદ પડી, તે માતાના દુધની અપેક્ષા ન ધરાવે એ વાત સહજ છે. જો કે જન્મ આપનાર માતા ગૌતમને ત્યજી ગયાં, તોપણ તેનું લાલનપાલન પ્રજાવતી ઘણા જ પ્રેમથી અને કાળજીપૂર્વક કરતાં હતાં. ગૌતમના સંરક્ષણાર્થે રાજાએ અનેક પરિચારિકાઓ પ્રજાવતીને સોંપી હતી. વૃદ્ધવયે થયેલા પુત્રપર રાજાનો કેટલો પ્રેમ હશે તેનું અનુમાન કરવું એ કાંઇ કઠિન વાત નથી. તે પુત્રના સહવાસના દિવસો રાજાને આનંદ ઉત્પન્ન કરતા હતા. આ આનંદના આઠ વર્ષો જોતજોતામાં ચાલ્યાં ગયાં તે જણાયાં પણ નહિ. હવે રાજા આગળ ગૌતમના શિક્ષણનો પ્રશ્ન ખડો થયો. તે સમયની શિક્ષણપદ્ધતિ હાલના કરતાં ઘણા જ જૂદા પ્રકારની હોવાથી તેના શિક્ષણની રાજાને ફીકર થવા માંડી. તે સમયની શિક્ષણ પદ્ધતિ એવી હતી કે, દરિદ્રી બ્રાહ્મણનો પુત્ર હો અથવા તો ચક્રવર્તી રાજાનો રાજપુત્ર હો, પણ જેને વિદ્યા પ્રાપ્ત કરવી હોય, તેણે ગુરુગૃહે બાર વર્ષ સુધી વિદ્યાર્જન માટે રહેવું જોઇએ; અને આ વિદ્યાદાન દેનારા ગુરુ ઘણાખરા જનસમાજથી દૂર એવા અરણ્યમાં પર્ણકુટિ બાંધી રહેતા હતા. આવા પ્રકારની વિદ્યાર્જનની સ્થિતિ હોવાથી ગૌતમને પોતાથી દૂર કેમ કરાય, એવા વિચારમાં રાજા શુદ્ધોદન પડયો હતો.

ગૌતમને પોતાથી દૂર કરવો એ જો કે અસહ્ય હતું, તોપણ તેને વિદ્યાલંકૃત કરવો તેટલું જ આવશ્યક હોવાથી રાજાએ પોતાનો માયાપાશ સહજ શિથિલ કર્યો, અને પુત્રના શિક્ષણની વ્યવસ્થામાં રોકાયો.

તે સમયે વિશ્વામિત્ર નામે ઋષિ ઘણા વિદ્વાન્ અને ઉત્કૃષ્ટ ગુરુ ગણાતા હતા; રાજ્યમંત્રીઓએ પણ તેમની જ પાસે રાજપુત્રને શિક્ષણમાટે મોકલવા પોતાનો અભિપ્રાય જણાવ્યો. રાજા શુદ્ધોદનને મિત્રમંડળનો તે વિચાર યોગ્ય જણાયો અને શુભ મુહૂર્ત જોઇ રાજપુત્ર ગૌતમને વિશ્વામિત્ર ઋષિના આશ્રમમાં વિદ્યાર્જનમાટે મુકવામાં આવ્યો. પુત્ર

મહેશ્વરા શુદ્ધોદનને ગુરુગૃહે ગૌતમ કેવી રીતે રહી શકશે, એવી ચિંતા પ્રાપ્ત થઇ હતી; પણ તેને આશ્રમમાં લેઇ જઇ મુકતાં જ તે રાજમહેલમાં હતો તે કરતાં વધારે ઉત્સાહી જણાવા લાગ્યો, અને થોડા જ સમયમાં તેણે આશ્રમના સર્વ સહાધ્યાયીઓને પોતાના મિત્ર બનાવ્યા. રાજા શુદ્ધોદન અને રાણી પ્રજાવતી આશ્રમનો હાલ હેમ જોવા ચાર દિવસ આશ્રમમાં જ રહ્યાં હતાં. તે ચાર જ દિવસોમાં તો ગૌતમને પોતાનું સ્મરણ થતું નથી અને તે ઇતર વિદ્યાર્થીઓ સાથે હળીમળી ગયેલો જોઇ તે બન્નેની ઘણીખરી ચિંતા દૂર થઇ અને તેઓ ઋષિનો આશીર્વાદ લેઇ કપિલવસ્તુનગરી તરફ સિધાવ્યાં.

ગૌતમ અથવા સિદ્ધાર્થનું આગમન આશ્રમમાં થવાથી વિશ્વામિત્ર ઋષિને ઘણો જ આનંદ થયો હતો. સિદ્ધાર્થ જેવા ગંભીર તેજઃપુંજ અને બુદ્ધિશાળી વિદ્યાર્થીનો લાભ વિશ્વામિત્રને અમૂલ્ય ભાસ્યો. સિદ્ધાર્થનું મસ્તક નેત્ર વગેરેપરથી તે દિગ્વિજયી પુરુષ થશે, એવું વિશ્વામિત્રને લાગતું હતું. સિદ્ધાર્થને જે વિષય કહેવામાં આવતો તે તે તરત જ ગ્રહણ કરતો. આવી તેની ગ્રહણશક્તિ જોતાં જ વિશ્વામિત્રને આશ્ચર્ય થતું હતું. આવું બુદ્ધિસામર્થ્ય પૂર્વ જન્મના સુકૃતસંચય સિવાય મળતું અશક્ય હોવાથી વિશ્વામિત્રનો ગૌતમપર ઘણો પ્રેમ વધ્યો. તે તેને અનેક ગૂઢ વિષયો પણ શિખવવા લાગ્યા. ગૌતમપર જેટલો ગુરુનો પ્રેમ હતો તેથી અધિક ગૌતમનો ગુરુ ઉપર હતો. ગુરુ એ જ દેવ, તે જ માતાપિતા અને તે જ જ્ઞાનદાતા છે, એવી ગૌતમની આશ્રમમાં ગયા પછી ભાવના થઇ હતી; અને તે પૂજ્યભાવના પ્રમાણે તે ગુરુસાથે વર્તતો હતો. જો, કે તે બુદ્ધિશાળી હતો, તોપણ તેને તલમાત્ર પણ અભિમાન નહોતું; તે ગુરુસાથે જ નહિ પણ પોતાના સહાધ્યાયીઓ સાથે પણ વિનયથી વર્તતો. આ તેનો વિલક્ષણ વિનય જોઇ વિશ્વામિત્રને ગૌતમ એ એક વિનયની પ્રતીમા જ છે એમ કહેતા. પોતે રાજકુમાર છે, એ વાતનું જાણે પોતાને સ્મરણ જ ન હોય એવી રીતે તે આશ્રમમાં રહેતો હતો. ગૌતમનો મુખ્ય ગુણ દયાશીલતાનો હતો. બીજાનું ક્ષુલ્લક દુઃખ જોઇને પણ તેનું હૃદય ભરાઇ આવતું અને આંખમાં ઝળઝળીયાં આવી જતાં. આ તેનો દયાળુ સ્વભાવ બાળપણથી તેનામાં હતો. વળી ઈશ્વરઇચ્છાએ એવા ઘણા જ બનાવો બનતા, કે જેથી ગૌતમના દયાળુ સ્વભાવને પોષણ જ મળતું. વિદ્યાર્થીને પાણીનું બેડું આણતાં જો થાક લાગ્યો હોય તો ગૌતમ તે બેડું પોતાની ખાંધે મુકી આશ્રમમાં લાવતો. આ પ્રમાણે લાકડાં આણવાના વગેરે અનેક કામો ઇતર વિદ્યાર્થીઓને ત્રાસ ન પડે એવા હેતુથી ગૌતમ પોતે કરતો. અભ્યાસ પુરો થતાં નવરાશનો વખત ગૌતમ અન્ય વિદ્યાર્થીઓની માફક રમત ગમતમાં ન ગાળતાં એકાંતમાં બેસી મનન કરવામાં ગાળતો. ગૌતમ જેટલો કોમળ પ્રકૃતિનો હતો, તેટલો જ પરાક્રમી પણ હતો; પણ તેની દયાશીલતાથી તેનું પરાક્રમ છુપાઇ ગયું હતું. તેના જેવો ઘોડાપર બેસનાર તે સમયે બીજો એકે નહોતો. પોતાનો ઘોડો એટલા જોસથી દોડાવતો કે હવે સઘળા વિદ્યાર્થી કરતાં તે આગળ જશે એમ દરેકને લાગતું; એવામાં તે ઘોડાને થોભાવતો અને નીચે ઉતરી કહેતો કે ' મૂગાં પ્રાણીને આમ સતાવવાં, એ આપણા જેવા મનુષ્યને યોગ્ય નથી, ' આમ કહી તે ઘોડાને પાછો આશ્રમમાં લાવી બાંધતો. મૃગયા કરવામાં પણ તે કુશળ હતો; તે મૃગયાના નાદમાં મૃગયા કરતો અને પછી તે મરેલા પ્રાણી માટે શોક કરી આંસુ વર્ષાવતો. આમ

કરતાં તેના હૃદયની સદયતા દિનપ્રતિદિન વધતી ચાલી. એક સમયે શિકાર કરતાં બે પશુના થતા હાલ જોઇ તેનું મન એટલું તો પીગળ્યું કે ત્યાર પછી તેણે કદી જ મૃગયા કરી નહિ. ક્ષત્રિય રાજપુત્રને યોગ્ય શિક્ષણ ગૌતમે થોડા જ વર્ષમાં વિશ્વામિત્ર ઋષિ પાસેથી પ્રાપ્ત કર્યું. ત્યાંનો અભ્યાસ પુરો થતાં રાજા શુદ્ધોદન પોતે યુવરાજને કપીલવસ્તુનગરમાં લેઇ આવ્યા અને વિશ્વામિત્ર ઋષિનો સારો સત્કાર કર્યો.

રાજપુત્ર સિદ્ધાર્થ પોતાનો અભ્યાસ પૂર્ણ કરી કપિલવસ્તુ નગરમાં પાછો આવ્યો ત્યાર પછી શુદ્ધોદને એવો વિચાર કર્યો, કે હવે ક્રમેક્રમે યુવરાજને રાજ્યકારભારમાં કુશળ કરી તેને જ સઘળો રાજકારભાર સોંપવો. અને એવા જ વિચારે તેને તે કાર્ય શિખવવાનો પ્રારંભ પણ કર્યો. પણ આ તરફ ગૌતમનું પુરતું ધ્યાન નહોતું. કેવળ પિતાના સંતોષ માટે તે રાજ્યકારભાર તપાસતો. તે શિવાયનો બીજો સઘળો વખત એકાંતમાં મનનમાં ગાળતો. આ ચિંતનનું તાત્પર્ય ઘણા દિવસોસુધી તો કોઇના પણ જાણ્યામાં જ ન આવ્યું. ઘણાખરા તો ગૌતમ કંઇક ચિંતામાં છે એમ ધારતા; અને તેથી કેટલાક તો તેને તેનું કારણ પૂછતા પણ તે સમયે ચિંતનનો ગૂઢાર્થ ગૌતમને જ પુરતો જાણ્યામાં આવ્યો નહોતો. તેથી તે પ્રશ્નનો પ્રત્યુત્તર તે કંઇ જ આપતો નહિ તપાસ કરનારા અથવા પ્રશ્ન પૂછનારાઓને તો એટલું જ કહેતો કે તમે ધારો છો તેમ હું ચિંતામાં નથી. શુદ્ધોદનના રાજમહેલની પાછળ એક વિશાળ બાગ હતો. તે બાગમાં એકાંત જગોએ જઇ બેસવું ગૌતમને વધારે ગમતું. તેપ્રમાણે એક દિવસે વસંતઋતુના સંધ્યાસમયે તે પેલા ઉપવનમાં એક આસનપર બેસી ચિંતન કરતો હતો એવામાં તેના મસ્તકપર એક સુંદર રાજહંસ પક્ષીએ કરુણામય સ્વરે ચીચીયારી કરી અને તેની સામે જ પડયો. આ બનાવ જોઇ સિદ્ધાર્થનું હૃદય ઘણું જ દુઃખી થવા લાગ્યું. જેથી તેને પોતે ઉપાડી લીધો. અને તેને તપાસતાં માલૂમ પડયું, કે તેના મસ્તકમાં બાણનો આઘાત થવાથી તેની દુઃસહ વેદનાએ તે તરફડતો હતો અને તેનું શુભ્ર શરીર રક્તથી રાતુંચોળ થઇ રહ્યું હતું. તે પડેલો જખમ, તેમાંથી વહેતું લોહી, અને તેને થતી વેદના નિહાળી ગૌતમનું અંતઃકરણ પીગળ્યું. તેના નેત્રોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. હંસના મસ્તકમાં ભરાઇ બેઠેલું બાણ તેણે ખેંચી કાઢી દૂર ફેંકી દીધું. જખમપર ઔષધ લગાવી પાટો બાંધ્યો અને લોહીવાળું શરીર ધોઇ સ્વચ્છ કર્યું. આટલું કર્યું છતાં હંસનો તરફડાટ કંઇ શમ્યો નહોતો. ગૌતમે તેને છાતીએ ચાંપ્યો અને તેને પંપાળતો બોલ્યોઃ—

"ભાઇ ! તારી આવી દુર્દશા કોણે કરી ? નિર્દય મનુષ્યે તે બાણ પ્રથમ પોતાના શરીરને ભોંકી જોયાશિવાય તારાપર ફેંક્યું? જો આ દુઃખ તેણે જાતે અનુભવ્યું હોત તો, તે તે તારો વધ કરવા પ્રવૃત્ત ન થાત !"

આમ કહી ગૌતમ તે હંસની શુશ્રૂષા કરવા લાગ્યો. થોડોક વખત વીતતાં તે હંસનો તરફડાટ ઓછો થયો અને હવે તે નહિ મરે એવી ગૌતમને આશા ઉત્પન્ન થઇ. તે આશાએ ગૌતમના મનમાં સ્વસ્થતા પ્રાપ્ત થઇ અને તે હંસને થતા દુઃખ સંબંધી વિચાર કરવા લાગ્યો; પણ આઘાતથી થતા દુઃખની કલ્પના આવવાને જે અનુભવની જરૂર હોય છે, તેવો અનુભવ ગૌતમને અદ્યાપિ મળેલો નહોતો જેથી તેનાથી તે દુઃખની જોઇએ તેવી કલ્પના

થઇ શકી નહિ. જેથી તેણે પેલા હંસના મસ્તકમાંથી ખેંચી કાઢેલા જે બાણને દૂર ફેંક્યું હતું તે પોતાના હાથમાં લેઇ જોરથી પોતાની એક આંગળીપર તેનો આઘાત કર્યો. તે આઘાતે તેની આંગળીમાંથી જોરથી લોહી વહેવા લાગ્યું અને તેનો જીવ ગભરાવા લાગ્યો આ પ્રમાણે ગૌતમે તે દુઃખનો અનુભવ લીધા બાદ પોતાની આંગળીપર પાટો બાંધી પાછો પેલા હંસને હૃદયે ચાંપી તેને પંપાળ્યો. તેના અંતઃકરણમાં હંસપ્રતિ અધિક જ કરુણા ઉત્પન્ન થઇ. તેનાં નેત્રોમાંથી પુનઃ અશ્રુ વહેવા લાગ્યાં, અને તે હંસને થતી પીડાનો અધિક વિચાર કરવા લાગ્યો. ગૌતમ તે હંસને પોતાના હાથમાં લેઇ પંપાળતાં ઇતસ્તતઃ ભ્રમણ કરતો હતો એવામાં એક મનુષ્ય પાસે આવી ઉભો અને અભિવંદન કરી નમ્રપણે બોલ્યો:—

"મહારાજ ! હું રાજકુમાર દેવદત્તનો સેવક છું. તે કુમારશ્રીએ શિકાર કરતાં તેઓએ આ હંસને બાણથી નીચે પાડયો છે, જેથી આ હંસ દેવદત્તનો હોવાથી તેઓએ તેને મંગાવ્યો છે."

દેવદત્ત એ શુદ્ધોદનના સગાનો રાજપુત્ર હતો, તેણે પોતાની શિકારી હોંશ પૂર્ણ કરવા તે હંસને બાણ માર્યાનું જાણી ગૌતમને ઘણું જ માઠું લાગ્યું. તે બોલ્યો:—

"આ પ્રાણીનો વધ કરવાનો દેવદત્તને શો અધિકાર છે ? તે ગરીબ પ્રાણીનો વિનાકારણ વધ કરવાનો અપરાધ કરી, તે પ્રાણીપર પોતાની સત્તા સ્થાપન કરવાનો હક બતાવવો એ કયાંનો ન્યાય ? છતાં જો તે પ્રાણી મુએ હોત તો તે મેં દેવદત્તને આપ્યો હોત, પણ હંસ જીવતો છે જેથી તેને માગવાનો હક દેવદત્તને નથી. કારણ કે જીવતા પ્રાણીપર ઈશ્વરશિવાય કોઇની પણ સત્તા નથી."

સિદ્ધાર્થનું આ પ્રમાણેનું વચન સાંભળી દેવદત્તનો સેવક પાછો ગયો અને તેણે સિદ્ધાર્થનો સંદેશો કહ્યો. સિદ્ધાર્થનો આ સંદેશો સાંભળી દેવદત્તને ઘણો જ ક્રોધ ચઢયો. તે ક્રોધમાં ને ક્રોધમાં સિદ્ધાર્થ પાસે ગયો અને બોલ્યો:—

"સિદ્ધાર્થ ! મારી શિકાર મને સોંપી દે."




( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૦ થી. )

હવે ક્રમપ્રાપ્ત પશ્ચિમતાનાસન કહે છે:—

पश्चिमतानासनम्.

प्रसार्य पादौ भुविदण्डरूपौ संन्यस्त भालश्चितियुग्ममध्ये ।
यत्नेन पादौ च धृतौ कराभ्यां योगीन्द्र पीठं पश्चिमोत्तानमाहुः ॥

ભાવાર્થ—બંને પગને ભૂમિપર સીધા દંડ માફક પ્રસારવા, પગને યત્નવડે બે હાથવડે પકડવા અને બંને જંઘા વચ્ચે પોતાના શિરસ્‌ને-કપાલને લાવી સ્થાપવું તેનું નામ પશ્ચિમોતાન આસન છે.

હઠપ્રદીપિકામાં આ આસનનું વિસ્તારથી વર્ણન કરતાં આ પ્રમાણે જણાવ્યું છે, કે-

प्रसार्य पादौ भुवि दण्डरूपौ दोर्भ्यां पदाग्रद्वि तयं गृहीत्वा ।
जानूपरि न्यस्तललाटदेशो वसेदिदं पश्चिमोत्तानमाहुः ॥
इति पश्चिमतानमासनाग्र्यं पवनं पश्चिमवाहिनं करोति ।
उदयं जठरानलस्यकुर्यादुदरे कार्श्यमरोगतां च पुंसाम् ॥

અર્થ—ભૂમિપર બંને પગને લાકડીના માફક સીધા લાંબા કરી સ્થાપવા અને બે હસ્તવડે એ બે પગના અગ્રને પકડવા તથા જાનુ ઉપર લલાટને સ્થાપી બેસવું તેનું નામ પશ્ચિમતાન આસન છે. આ આસનોમાં ઉત્તમ આસન છે. આ આસનોમાં ઉત્તમ આસન પ્રાણને સુષુમ્ના માર્ગમાં વહન કરતો કરે છે, જઠરાનલની દીપ્તિ કરે છે, ઉદરના ભેદને દૂર કરે છે અને શરીરની નીરોગતા સાધે છે.

આ આસન કરી જોવાથી એના લાભ સત્વર સમજાય તેવા છે. ઉદરને કૃશ કરનાર હોવાથી, ઉદરના ચેપને દૂર કરનાર હોવાથી ચરબી વધી ગયેલા મનુષ્યોએ વ્યવહારને માટે પણ આ આસન સેવ્ય છે. જઠરાનલને પ્રદીપ્ત કરનાર હોવાથી અજીર્ણથી પીડિત મનુષ્યો માટે આ વગર પૈસાનો અને સ્વતંત્રાવાળો ઉપાય છે. સશાસ્ત્ર વ્યાયામપદ્ધતિ હાલ જે સ્થાપવામાં આવે છે તેમાં આ સ્થિતિને અનુસરનાર વ્યાયામ અવશ્ય હોય છે.

ક્રમપ્રાપ્ત મત્સ્યેન્દ્રાસન હવે કહે છે.

मत्स्येन्द्रासनम्.

उदरं पश्चिमाभासं कृत्वा तिष्ठति यत्नतः ।
नम्रांगवा पादंहि दक्षजानू परिन्यसेत् ॥ २३ ॥

तत्र यम्यं कूर्परं च याम्य करे च वक्त्रकम् ।
भ्रुवोर्मध्ये गतां दृष्टि पीठं मात्स्येन्द्र मुच्यते ॥ २४ ॥

ભાવાર્થ—પેટને પીઠ તરફ મલવડે કરી બેસવું; ડાબા પગને નમાવીને વાળીને જમણા પગના જાનુ ઉપર મૂકવો, અને એ જ પ્રમાણે ડાબા પગ ઉપર જમણા પગની એડી મૂકવી; આ મત્સ્યેન્દ્રાસન કહેવાય છે. મત્સ્યેન્દ્રનાથે એ આસન સ્થાપન કરેલું હોવાથી તેમના નામ ઉપરથી આ આસનનું નામ અપાય છે.

હઠપ્રદીપિકામાં આ આસનનો આ પ્રકારે વિધિ જણાવ્યો છે, કે

वामोरुमूलार्पित दक्षपादं जानोर्बहिर्वेष्टितवामपादम् ।
प्रगृह्य तिष्ठेत्परिवर्तितांगः श्रीमत्स्यनाथोदितमासनं स्यात् ॥
मत्स्येन्द्र पीठं जठरप्रदीप्तिं प्रचंडरुग्मंडलखंडनास्त्रम् ।
अभ्यासतः कुण्डकुण्डलिनी प्रबोधं चंद्रस्थिरत्वं च ददाति पुंसाम् ॥

ભાવાર્થ—ડાબા ઊરૂના મૂળમાં જમણો પગ સ્થાપવો અને તેની એડીને ડાબા હસ્તથી પકડવી તથા જમણા પગના જાનુપર રાખેલા ડાબા પગને એટલે તેના અંગુઠાને જમણા હાથથી પકડવો તથા શરીરને વાળીને એટલે ડાબા પડખા તરફ મુખ વાળીને બેસવું તેનું નામ મત્સ્યેન્દ્રાસન છે.

આ આસનનો આ સાદો પ્રકાર છે. એમાં જ હાથને ઉલટાસુલટા રાખવાથી બીજો પ્રકાર થાય છે. એટલે જમણા પગની એડીને જમણા હસ્તથી પકડવી અને ડાબા પગના અંગુઠાને ડાબા હસ્તથી પકડવો એ બીજો પ્રકાર છે.

આ જ આસનનો કઠિન પ્રકાર આ પ્રમાણે આપવામાં આવે છે; ડાબા સાથળના મૂળમાં જમણા પગને સ્થાપવો, અને પીઠ પાછળથી ડાબા હાથને લાવીને જમણા પગની એડીને પકડવી. જમણા પગના જાનુના ઉપર ડાબા પગને મુકવો અને તેના અંગુઠાને જમણા હસ્તવડે પકડવો, પણ એ હાથને વામપાદના જાનુની બહારથી લાવવો આમ કરી અંગને વામ તરફ વાળીને બેસવું તેનું નામ મત્સ્યેન્દ્રનાથ આસન છે.

આ આસન જઠરની અતિશય દીપ્તિ કરે છે, મોટા મોટા રોગોના સમૂહને તરત દૂર કરે છે. અને પ્રતિદિવસ એનો અભ્યાસ રાખવામાં આવે છે તો તો એ કુંડલિની શક્તિને જગાડે છે અને તાળુના ઉપરિ ભાગમાં રહેલા ચંદ્રમાંથી ઝરતા અમૃતને સ્થિર કરે છે, એટલે એ અમૃતને ઝરી જવા દેતું નથી.

ક્રમપ્રાપ્ત ગોરક્ષાસન કહે છે:

## गोरक्षासनम्.

जानूर्वोरन्तरे पादौ उत्तानाव्यक्त संस्थितौ ।
गुल्फौ चाच्छाद्य हस्ताभ्यामुत्तानाभ्यां प्रयत्नतः ॥



कण्ठ संकोचनं कृत्वा नासाग्रमवलोकयेत् ।
गोरक्षासनमित्याहुर्योगिनां सिद्धकारणम् ॥

અર્થ—જાનુ-સાથળના મધ્ય ભાગમાં બંને પગને યત્ન કરી અને ગુપ્ત રાખી સ્થાપવા તથા ઘુંટીના ભાગના ઉપર યત્તા હસ્ત કરી રાખવા, કંઠને સંકોચ કરવો તથા નાકના અગ્રભાગમાં દષ્ટિ સ્થાપી બેસવું તેનું નામ ગોરક્ષાસન છે કે જે યોગીઓને સિદ્ધિ આપનાર છે.

ઇતર ગ્રંથોમાં ભદ્રાસનનું અન્ય નામ ગોરક્ષાસન આપ્યું છે તેથી ભદ્રાસનનો પ્રકાર તે જ ગોરક્ષાસનનો પ્રકાર છે.

ક્રમપ્રાપ્ત ઉત્કટાસન વર્ણે છે.

## उत्कटासनम्.

अंगुष्ठाभ्यामवष्टभ्य धरां गुल्फौ च खे गतौ ।
तत्रोपरि गुदं न्यस्य विज्ञेयमुत्कटासनम् ॥

ભાવાર્થ—પગના અંગુઠાને બળવડે ભૂમિપર સ્થાપવા અને એડીને અધર-નિરાલંબ આકાશમાં સ્થાપવી તથા એ એડીપર પાયુના ભાગને સ્થાપીને બેસવું તેનું નામ ઉત્કટાસન છે.

ક્રમપ્રાપ્ત સંકટાસન કહે છે.

## संकटासनम्.

वामपादं चितेर्मूलं संन्यस्य धरणीतले
पाददण्डेन याम्येन वेष्टयेद्वामपादकम्
जानु युग्मे करयुग्ममेतत्तु संकटासनम्

ભાવાર્થ—ડાબો પગ તથા તેનો અંગુઠો એને ભૂમિપર સ્થાપવા તથા જમણા પગવડે ડાબા પગને આંટી મારવી અને બંને પગના જાનુપર બે હસ્તને સ્થાપન કરી રાખવા તેનું નામ સંકટાસનનો છે.

ક્રમપ્રાપ્ત મયૂરાસન વર્ણે છે.

## मयूरासनम्.

धरामवष्टभ्य करयोस्तलाभ्यां तत्कूर्परे स्थापितनाभिपार्श्वम् ।
उच्चासनो दण्डवदुत्थितः खे मयूरमेतत्प्रवदन्ति पीठम् ॥

ભાવાર્થ—હાથના બંને તળીઆંને-હથેળીને ભૂમિપર સ્થાપી હાથની કોણીને નાભિના પાર્શ્વમાં સ્થાપવી તથા એમ કરી દંડવત્ અધર ઉભા રહેવું તેને મયૂરાસન કહેવામાં આવે છે.

આ આસનસંબંધમાં હઠપ્રદીપિકામાં જણાવ્યું છે, કે,

घरामवष्टभ्य करद्वयेन तत्कूर्पर स्थापितनाभिपार्श्वम् ।
उच्चासनो दंडवदुत्थितः स्यान्मयूरमेतत्प्रवदन्ति पीठम् ॥
हरति सकल रोगानाशु गुल्मोदरादी ।
नभिभवति च दोषानासनं श्रीमयूरम् ॥
बहु कदशनभुक्तं भस्मकुर्यादशेषं ।
जनयति जठराग्निं जारयेत्कालकूटम् ॥

અર્થ—બે હાથવડે ભૂમિનું અવષ્ટમ્ભન કરી અર્થાત્ બન્ને હથેલીને ભૂમિપર સ્થાપી તથા તેની કોણીપર નાભિ પાર્શ્વને સ્થાપી પૃથ્વીથી ઉંચા થઇ જવું તેનું નામ મયૂરાસન છે. આમાં મોરના જેવો દેખાવ તે મનુષ્યનો થાય છે. તેથી એને મયૂરાસન કહેવામાં આવે છે. ગુલ્મવાયુ, જલોદર, પ્લીહઆદિ ઉદરના સઘળા રોગને આ આસન તરત શમાવે છે તથા વાત, પિત, અને કફ એ ત્રણે દોષને હણે છે તથા દુર્જર પદાર્થ અને તે પણ અતિ પ્રમાણમાં ખાધો હોય તો તેને સઘળાને ભસ્મ કરે છે અર્થાત્ પચાવે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. સંક્ષેપમાં એ જ કે વિષને પણ જીર્ણ કરી દે છે, વિષજેવા હાનિકર દુર્જર જેવા પદાર્થને પણ પચન કરવાની શક્તિ આપે છે.

ક્રમપ્રાપ્ત કુકુટાસન હવે કહે છે.

कुक्कुटासनम्.

पद्मासनं समासाद्य जानूर्वोरन्तरे करौ ।
कूर्पराभ्यां समासीनो मंचस्थः कुक्कुटासनम् ॥

ભાવાર્થ—પદ્માસન વાળવું એટલે બંને ઉરુના ઉપર બને પગ ચત્તા કરી મુકવા. જમણા સાથળપર ડાબો પગ અને ડાબા સાથળપર જમણો પગ મૂકવો અને જાનુ તથા ઉરુની વચ્ચેના ભાગમાં થઇ હાથને નીચે ભૂમપર સ્થાપવા તથા હાથની કોણીપર શરીર થોભી મંચપર બેઠા હોય તેમ પલાંઠી સહિત ઉભા થવું, અર્થાત્ તેનાપર શરીરને ટેકવી અધર સ્થિત થવું તેનું નામ કુકુટાસન છે.

હઠપ્રદીપિકામાં પણ આ આસનનું વર્ણન કરતાં આ જ અર્થ જણાવ્યો છે. ત્યાં કહ્યું છે, કે.—

पद्मासनं तु संस्थाप्य जानूर्वोरन्तरे करौ ।
निवेश्यभूमौ संस्थाप्य व्योमस्थ कुक्कुटासनम् ॥

આ શ્લોકનો અર્થ ઉપર પ્રમાણે જ છે.

ક્રમપ્રાપ્ત કૂર્માસનનું હવે વર્ણન કરે છે—

## कूर्मासनम्.

गुल्फौ च वृषणस्याधो व्युत्क्रमेण समाहितौ ।
ऋजुकायशिरोग्रीवं कूर्मासनमितीरितम् ॥

ભાવાર્થ—બે પગની બે એડીને વૃષણની નીચે વ્યુત્ક્રમથી મૂકવી, એટલે ડાબી એડીને જમણી બાજુએ અને જમણીને ડાબી બાજુએ તથા શરીર, માથુ અને ગ્રીવા સીધા ટટ્ટાર રાખી બેસવું તેનું નામ કૂર્માસન છે.

ક્રમપ્રાપ્ત ઉત્તાનકૂર્માસનનું હવે સ્વરૂપ કહે છે.

## उत्तानकूर्मासनम्.

कुक्कुटासनं बंधस्थं कराभ्यां धृतकंधरम् ।
पीठं कूर्मवदुत्ता नमेत दुत्तानकूर्मकम् ॥

ભાવાર્થ—પ્રથમ કુક્કુટાસનનો બંધ કરવો, એ આસન કરવું અને પછી હસ્ત-વડે ગ્રીવાને પકડી કૂર્મવત્ ઉત્તાન થઇ સ્થિત થવું તેનું નામ ઉત્તાનકૂર્માસન છે.

આ શ્લોકના અર્થને શુદ્ધ રૂપમાં જણાવતાં હઠયોગપ્રદીપિકા જણાવે છે કેઃ—

कुक्कुटासनबंधस्थो दोर्भ्यां संबध्यकंधराम् ।
भवेत्कूर्मवदुत्तान एतदुत्तानकूर्मकम् ॥

અર્થ ઉપર પ્રમાણે જ છે.

હવે ક્રમપ્રાપ્ત ઉત્તાનમંડૂકાસનનો પ્રકાર કહે છે;

## उत्तानमण्डूकासनम्.

*मण्डूकासनमध्यस्थः कूर्पराभ्यां शिरोवदेत् ।*
भवेद् भेकवदुत्तान एतदुत्तानमण्डूकम् ॥

ભાવાર્થ—( આગળ કહેવામાં આવશે તે ) મણ્ડૂકાસન પ્રથમ વાળવું અને પછી કોણીવડે માથાને ધારણ કરવું અને ઉત્તાન થઇ જવું તેનું નામ ઉત્તાનમણ્ડૂકાસન છે.

( અપૂર્ણ ).



प्रकीर्ण.

## एक अनुकरणीय प्राथमिक शाळा.



# पूना नवी मराठी शाळा.

(લેખક—અંબાલાલ મોતીભાઇ પટેલ બી. એ.)

દરેક દેશના ભવિષ્યનો આધાર તેની ઉછરતી પ્રજાને મળતી કેળવણીપર રહેલો છે, એ સિદ્ધાન્ત ઘણાં પ્રાચીન સમયથી દુનીઆના વિચારશીલ અને આગેવાન પુરુષોએ સ્વીકારેલો છે. આ સિદ્ધાન્તનો આપણા દેશના અગ્રગણ્ય પુરુષોએ સ્વીકાર કર્યા પછી જ દેશના દરેક બાળકને પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત મળવી જોઇએ, એટલા માટે છેલ્લાં થોડાં વર્ષથી ઉહાપોહ થવા માંડયો છે. પરંતુ હાલ જે પ્રાથમિક કેળવણી આપવામાં આવે છે તે ઘણી જ ખોડવાળી છે અને તે સુધારવા અને તેનો પ્રચાર કરવા જોઇએ, એ કલ્પનાનો ઉદય હજી ઘણા થોડા વિચારશીલ પુરુષોના મનમાં થયો છે. અને એટલા માટે એ વિચારને કાર્યમાં મૂકવાના પ્રયોગ જે જે સ્થળે થતા હોય તે સર્વ સ્થળોની અને પ્રયોગોની માહિતી મેળવવાની ઇચ્છા કેળવણીનો ઉત્કર્ષ ઇચ્છનાર સર્વને થાય એ સ્વભાવિક છે. એવા પ્રયોગનું અપૂર્ણ વર્ણન પણ સર્વને તે સંબંધી વધારે માહિતી મેળવવા પ્રેરશે, એવી આશાથી નીચે એક પ્રાથમિક શાળાનું વર્ણન આપવામાં આવે છે:

દક્ષિણી-શિક્ષા-સમિતિ ( Deccan Education Society ) નું નામ સર્વના જાણવામાં આવે છે, અને તેની વિવિધ પ્રવૃત્તિઓમાં ફક્ત ફર્ગ્યુસન કૉલેજે જ જાહેર પ્રજાનું ધ્યાન વધારે ખેંચ્યું છે. પરંતુ જે પ્રયોગ સફળ થયેલો જાહેર થવાથી પ્રાથમિક કેળવણીમાં મોટો ફેરફાર થશે તે તરફ હજી ઘણા થોડાનું લક્ષ ખેંચાયું છે.

એ જ સોસાયટી બીજી બધી સંસ્થાઓની સાથે આજ ઘણા સોળ વર્ષથી એક પ્રાથમિક શાળા પણ ચલાવે છે. અને તે ' નવી મરાઠી શાળા ' ને નામે ઓળખાય છે. તેને ઇ. સ. ૧૮૯૯ માં શરુ કરવામાં આવી હતી. હાલ તેમાં કુલ ૫૫૦ છોકરાની સંખ્યા છે. દરેક છોકરા પાસે ૦–૪–૦ ફી લેવામાં આવે છે. અને પ્રાથમિક શાળાનાં બધાં ધોરણો ત્યાં શીખવાય છે. આટલું તો અન્ય પ્રાથમિક શાળાઓની માફક તે પણ ધરાવે છે.

તેટલા માટે શાળાના મકાનમાં જ ચાર હૉલ ખાસ ઇલાયદા રાખવામાં આવ્યા છે. હૉલની અંદર ડેસ્ક ગોઠવી રાખવામાં આવ્યાં છે કે જેના પર બાળકો પોતાનું ખાવાનું મૂકી ઉભા ઉભા ખાય છે જે બાળકોનાં ઘર પાસે હોય છે તેમને ખાવા માટે અમુક સમયે ઘેર જવા દેવામાં આવે છે. શાળાના હાજરી પત્રકમાં કેટલાં બાળકોને વચ્ચે નાસ્તા જેવું નથી મળતું તેની પણ નોંધ રાખવામાં આવે છે.

આ ઉપરાંત બાળકો બરોબર કસરત કરે તેટલા માટે બાળકોને રમવાને એક વિશાળ ઉઘાડી જગા શાળાના મકાન પાસે જ ઇલાયદી રાખવામાં આવી છે. ત્યાં આગળ બાળકો હમેશાં છેલ્લા કલાકમાં કસરત કરે અથવા શરીર કસાય એવી રમત રમે છે. શિક્ષક તે પર દેખરેખ રાખવાને હાજર હોય છે.

હવે બાળકોના માનસિક વિકાસને કેવી રીતે સહાય કરવામાં આવે છે તે તરફ આપણે લક્ષ આપીએ. બાળસ્વભાવથી પરિચિત સર્વ જાણે છે, કે બાળકોને લીટા દોરી મનમાં આવે તેવા આકાર કરવાનું બહુ ગમે છે. બાળકોના આવા વલણનો લાભ લેવા માટે ખાસ ચિત્રશિક્ષક રાખવામાં આવે છે. આટલું તો બધી પ્રાથમિક શાળાઓમાં હોય છે. પરંતુ તે ઉપરાંત ત્યાંની શાળામાં દરેક બાળકને નાનું કાળું પાટીઉં આપવામાં આવે છે. અને તેને ડેસ્ક પર ત્રાંસુ ગોઠવવામાં આવે છે. બાળક બેન્ચ પર બેઠાં બેઠાં શિક્ષકની પેઠે જ ચિત્રકામ કરે છે પ્રોફેસર કાનિટકરને લીટીઓથી શરુ થતું ચિત્રકામ શિખવાડવાનું બહુ ગમતું નથી. ફ્રીહેન્ડ ડ્રૉઇંગ જ પ્રથમ શીખવવું જોઇએ. એટલા માટે શિક્ષક પાટીઆ પર ગમે તે આકાર ચિતરે છે અને બાળકો તે જોયાં કરે છે. અને ઘણી વારે તેનું અનુકરણ કરે છે આથી કરીને ત્યાં એક વાર કહેલી વાતને બાળક પાસે ફરીથી કહી જવાનું કહેવામાં આવતું નથી, પરંતુ વાર્તાનો ભાવ સમજાવે એવું ચિત્ર શિક્ષક ચીતરે છે અને બાળક તેનું અનુકરણ કરે છે; એટલે વગર કંટાળે બાળકને વાત યાદ રહી જાય છે. જ્યાં વાત ફરીથી કહી જવાનું હોય છે ત્યાં વાર્તા રસિક નથી બનતી પણ ઉલટી તે કંટાળો આપે છે. સ્લેટ પર પેનથી ચિત્ર ચીતરવા કરતાં ચાકથી નાની પાટી પર ચીતરવાનું બાળકોને ઘણું ગમે છે.

પ્રાથમિક શાળાઓમાં બાળકોને માટીના આકાર કરવા દેવાનું સરકારે ફરમાવ્યા છતાં ઘણી થોડી શાળાઓમાં તેનું અનુસરણ કરવામાં આવે છે. નવી મરાઠી શાળામાં આ આ માટે ખાસ એક શિક્ષક રોકવામાં આવ્યો છે અને એક હૉલ ઇલાયદો રાખવામાં આવ્યો છે. દરેક છોકરાને કામ કરવા માટે એક નાનું લાકડાનું પાટીઉં તથા ઘાટ ઘડવાને માટે લાકડાની છરી આપવામાં આવે છે. આ ઉપરાંત પ્રોફેસર કાનિટકર પોતાની શાળામાં કુંભારનું ચક્ર થોડા સમયમાં રાખવાની યોજના કરે છે. જ્યાં બાળકો કુંભારના જેવા જ સુન્દર આકાર ઘડી શકશે અને રમતમાં ને રમતમાં વિજ્ઞાનશાસ્ત્રના કેટલાક સિદ્ધાન્ત શીખી શકશે.

આ ઉપરાંત કડીઆ કામના સિદ્ધાન્તો પણ રમતમાં શીખી શકે તે માટે હાલ પચીસ નાનાં હેલાં તૈયાર કરાવ્યાં છે જેનાથી નાની ભીંતો ચણી શકાશે અને ઘર ચણવામાં કયા નિયમો ખાસ સાચવવા જોઇએ તે બાળકો સમજી શકાશે.

એવા ઘણા માણસો હોય છે કે જે મોટી વયે પહોંચ્યા છતાં જૂદા જૂદા સુરને ઓળખી શકતા નથી અને સંગીતનો ખરો આનંદ અનુભવી શકતા નથી. પરિણામ એ આવ્યો છે કે ગુજરાતમાંથી હિન્દના અન્ય ભાગો કરતાં સંગીતશાસ્ત્ર વધારે લોપ થયું છે. વર્ડઝવર્થ કવિની ઉક્તિ આપણે સ્વીકારીએ છે કે 'બાળક એ માણસનો પિતા છે' એટલે પુખ્ત વયે પહોંચેલા માણસનો બધો સ્વભાવ બાળપણમાં તેની અંદર નંખાયલાં બીજના વિકાસથી ઉદ્દભવે છે. એથી જો નાનપણમાં જ વિધવિધ શક્તિઓ ખીલવવા પ્રયત્ન કરીએ તો યુવાવસ્થામાં એ બધી શક્તિઓ પૂર્ણ કળાએ પહોંચે. આથી શ્રવણેન્દ્રિય નાનપણથી જ ખીલવવાને આપણે પૂર્ણ પ્રયત્ન કરવો જોઇએ. આ સિદ્ધાન્ત લક્ષમાં રાખીને પ્રોફેસર કાનિટકરે હાલ જૂદા જૂદા સુર આપે તેવી ઘંટડીઓ, પ્યાલા, વાડકા વિગેરે શાળાને અંગે ખરીદ્યાં છે. આ ઉપરાંત સંગીતનાં બે ત્રણ નાનાં નાનાં વાજિંત્રો ખરીદ્યાં છે. બાળક એ જૂદી જૂદી ઘંટડીઓ વગાડશે, જૂદા જૂદા પ્યાલાને ટકોરા મારી જૂદા જૂદા સુર ઉત્પન્ન કરશે, અને એ રીતે એક સુરથી બીજો કેટલો ભિન્ન છે તે સમજી શકશે, અને સુરના સિદ્ધાન્ત રમતમાં શીખી શકશે.

આ શાળામાં ઇતિહાસ શીખવવાની પદ્ધતિ વળી તદન નૂતન જ છે. પૂના એક ઐતિહાસિક સ્થળ છે અને તેનાં જીર્ણ મકાનની એકે એક ઇંટને બોલાવવામાં આવે તો તેમાંથી અદ્દભુત કથા સંભળાય. આવાં સ્થળ અને મકાનના ફોટા આ શાળાના એક શિક્ષકે શાળાને માટે જ પાડી લીધા છે, અને શાળા ખાતે ૨૫ સ્ટીરીઓસ્કોપ ખરીદ્યા છે. એટલે આ સ્ટીરીઓસ્કોપવડે વર્ગનો દરેક વિદ્યાર્થી પ્રાચીન ઐતિહાસિક સ્થળ જુએ છે અને તેની કથા શિક્ષક પાસેથી સાંભળે છે. પરિણામે જે ઇતિહાસ અન્ય પ્રાથમિક શાળાઓમાં ઘણા વિદ્યાર્થીઓને કંટાળો અને ત્રાસ આપે છે તે જ ઇતિહાસનો અભ્યાસ આ શાળાના વિદ્યાર્થીઓને રસિક બન્યો છે અને તેથી એકંદરે ઓછી મગજમારી કરવી પડે છે.

બાળકો એ ચાસમાં બાજરી, ડાંગેર, ચણા, ઘઉં, શાક અને ફુલના છોડ રોપે છે. ઘઉં, ચણા, વટાણા, ઉરદ તથા શંખજીરાનું વાવેતર લેખકે જાતે જોયું છે. બાળકો પોતે જ ખોદીને ચાસ તૈયાર કરે છે, જાતે જ પાણી પાય છે અને ચાસને નીંદી સાફ રાખે છે. પોતે પકવેલા અનાજના નમુના પણ બાળકો રાખે છે. આ રીતે બાળકને કુદરતના ઘણા ઘાડા સંબંધમાં લવાય છે અને કુદરતના નિયમોનું જ્ઞાન મેળે મેળે મળી જાય છે.

નાનાં બાળકોને યાંત્રિક કળાનું જ્ઞાન આપવાને મીકેનો નામની રમત યુરોપમાં તૈયાર કરવામાં આવી છે. જેની અંદર બાળક ગેરેશનપર વપરાતી લારી જેવા સાદી વસ્તુઓથી મોટી એન્જીન અને મોટર આદી બનાવી શકે છે. આપણા દેશમાં આ રમત તરફ ધ્યાન ખેંચાયું છે, પરન્તુ યુરોપમાં યાન્ત્રિક વસ્તુઓનો ઉપયોગ સામાન્યમાં સામાન્ય માણસ કરે છે તેટલો આપણા દેશમાં નહિ હોવાથી આપણા બાળકોનું લક્ષ તે તરફ સ્વાભાવિક રીતે ખેંચાતું નથી. આથી એવી જ રમતો આપણા દેશને અનુકૂળ થઇ પડે તેવી યોજનાની ખાસ જરૂર છે. પ્રોફેસર કાનિટકરે તે પણ વિસારે મૂક્યું નથી. તેમણે લાકડાની પાતળી ચીપો તૈયાર કરાવી છે અને દરેકને છેડે તથા વચ્ચે કાણાં પાડવામાં આવે છે. શાળા ખાતે સ્ક્રુ વગેરે નાખવામાં આવ્યા છે. શિક્ષક ઓરડી, ઘર, બંગલા વગેરેના આકાર તૈયાર કરે અને વિદ્યાર્થીઓ પોતાની પાસે જે સામાન હોય તેમાંથી શિક્ષકના કરેલા આકારનું અનુકરણ કરે એવાં બનાવેલાં ઘરને ભીંતો, છાપરાં વગેરે બનાવવા કાર્ડ બોર્ડ (જાડાં પૂઠાં) છોકરા માગે તે માપનાં જ પૂરાં પાડવામાં આવે છે. આ રીતે ક્ષેત્રફળ કોને કહે તથા તે કેવી રીતે શોધી કઢાય તે વગેરે રમતમાં જ બાળકો શીખી શકે છે.

નવી મરાઠી શાળામાં દરેક બાળકનું વજન, ઉંચાઇ વગેરે દર માસે તપાસી જોવામાં આવે છે. જે પરથી અભ્યાસથી બાળકના શરીરની વૃદ્ધિ થાય છે કે હાનિ પહોંચે છે તે તારવી શકાય. ઉંચાઇ ઉભા રહેવાથી અને બેસી રહીને કેટલી થાય છે તે બન્ને પ્રકારની નોંધવામાં આવે છે. તે ઉપરાંત ત્યાં દર ત્રણ ત્રણ માસે બાળકોની આંખ વગેરે તપાસવામાં પણ આવે છે.

સાધારણ રીતે જ્યારે એકાદ શિક્ષક ગેરહાજર રહે છે ત્યારે તેના શીખવવાના સર્વ વિષયોમાં બાળકો શિક્ષકની ગેરહાજરી દરમિયાન રહે છે, અથવા એવા શિક્ષકને બદલે જેને કામ કરવું પડે છે તે કામને માટે તૈયાર નહિ હોવાથી ગમે તે રીતે સમય પસાર કરે છે. નવી મરાઠી શાળામાં આવે પ્રસંગે કામની અનુકૂળતા થાય તેટલા માટે નાનાં નાનાં રસિક પુસ્તકોની પચ્ચીસ પચ્ચીસ નકલો ખરીદવામાં આવી છે અને એકાદ વિષયમાં શિક્ષકની ગેરહાજરીમાં બાળકોને તેવાં પુસ્તક વાંચવા અપાય છે. સર્વ બાળક પાસે એક જ જાતનું પુસ્તક હોય છે એટલે તેઓ શાન્તિથી વાંચે છે અને શિક્ષકનું કાર્ય ફક્ત શાન્તિ સાચવવાનું જ રહે છે.

આ ઉપરાંત બાળકો નાનપણથી જ શબ્દ શું છે તે સમજે તેટલા માટે શબ્દ શબ્દ શીખવાડયા વિના તેનો ઉપયોગ કરતાં તેમને શીખવવામાં આવે છે. શાળાના મકાનમ

એક મોટું થર્મોમિટર નાખવામાં આવ્યું છે અને બાળકો પહોંચી શકે એટલે ઉંચે એક કાગળ ભીંતે લગાડવામાં આવ્યો છે. બાળકો દિવસના જુદા જુદા સમયે ગરમીની વધઘટ થર્મોમિટરમાં તપાસી આલેખ પેપરપર લીટા કરી નોંધે છે. શિક્ષકોને પણ જુદા કાગળ ઉપર તે નોંધવાનું હોય છે એટલે વિદ્યાર્થીઓ પોતાની ભૂલ પોતાની મેળે સુધારી શકે છે.

આ ઉપરાંત સૂર્યના તાપમાં વસ્તુઓના પડછાયા જુદે જુદે સમયે લાંબા ટુંકા કેમ થાય છે તે બતાવવાને માટે ઉઘાડા ચોગાનમાં એક નાનું લાકડું ભોંયમાં ચોઢવામાં આવ્યું છે.

આ ઉપરાંત સૌથી અગત્યની બીના એ છે કે પ્રોફેસર કાનિટકર દરરોજ સાંજે અર્ધો કલાક શિક્ષકોને શિક્ષણશાસ્ત્રના નિયમો સમજાવવામાં ગાળે છે. એટલે શાળામાં વિવિધ પ્રવૃત્તિઓ શા હેતુથી દાખલ કરવામાં આવી છે તે શિક્ષકો સમજે છે અને તેમનો કેળવણીના કાર્યમાં પૂરેપૂરો ઉપયોગ કરે છે.

આટલું બધું છતાં પ્રોફેસર કાનિટકર કહે છે કે મારા કાર્યની શરૂઆત જ હમણાં થઇ છે. સાધારણ પ્રાથમિક શાળાઓ કરતાં આ શાળા કેટલી આગળ વધી છે અને પોતાના કાર્યની જોખમદારી સમજી શકે છે તેનો સહજ વિચાર કરતાં આપણે કેટલા બધા પછાત છીએ તે સમજવું ઘણું મુશ્કેલ નથી. પરન્તુ આ સર્વ ઘણા વર્ષના પ્રયત્નનું ફળ છે. આપણા પ્રાન્તમાં ખંતથી પ્રયત્ન કરવામાં આવે તો તેવા પરિણામ આપણે પણ નીપજાવી શકીએ. સતત પ્રયાસે જ કંઇક ફળપ્રાપ્તિની આશા રાખી શકાય. જુની ઘરેડમાં ચાલનાર ચેતન હોતું નથી પેસ્ટેલોટસી કહે છે તેમ "આખા દેશમાં જે સુધારાની જરૂર છે

કંઇ [illegible]

પ્રાપ્ત કાર્યનો શી રીતે નિભાવ કરવો ? આપણા દેશમાં, અને તેમાં વિશેષે કરીને ગુજરાતમાં વર્તમાનપત્રના માલીકો, ગણ્યાગાંઠયા જ સારી સ્થિતિમાં છે. જેથી પોતાના ઘરમાંથી પૈસા કાઢીને તે કેવી રીતે વર્તમાનપત્રો ચલાવી શકે. તેથી આ પ્રસંગે નિર્વાહ કરવો, એ એક કઠિન પ્રશ્ન છે. આ પ્રમાણે હોવાથી નિરુપાયે તેમને લવાજમ વધારવું પડયું છે. તેમ છતાં પણ તેમને ઉપર જણાવ્યાં તે કારણથી નિર્વાહ કરવો કઠિન થઇ પડયો છે.

——પ્રાતઃકાલનું લવાજમ જે વર્તમાન વર્ષમાં વધારવામાં આવ્યું છે તે પૂર્વે વિસ્તારથી જણાવ્યાપ્રમાણે કાગળોના ભાવ વધવાથી વધારવામાં આવ્યું નથી. કારણ, કે તે વખતે કાગળોના ભાવ આટલા બધા વધેલા ન હતા. પરંતુ તેનું કદ દોઢું કરવામાં આવેલું હોવાથી તેનું લવાજમ માત્ર બાર જ આના જેટલું વધારવામાં આવ્યું છે. તોપણ આ વાર્તાપ્રતિ સર્વ ગ્રાહકોની દૃષ્ટિ ગઇ હોય એમ જણાતું નથી. કોઇ તો લખે છે, કે અમને લવાજમ વધારવામાં આવ્યું છે, તેની ખબર જ નથી ! જ્યારે આ વાર્તા વિસ્તારથી પૂર્વેથી જ એકથી અધિક વાર સ્પષ્ટ કરવામાં આવેલી છે.

ગ્રાહકો અનુકૂલ થયાં હોત તો પ્રાતઃકાલ-મંદિર તરફથી બીજાં અનેક પુસ્તકો આવતા વર્ષમાં પ્રસિદ્ધ થાત, પ્રાતઃકાલના ઉપહાર તરીકે ગ્રાહકોએ નહિ ધાર્યો હોય તેવા ઉત્તમ અને મોટા એકથી અધિક ઉપહાર મળત, તથા પ્રાતઃકાલ સચિત્ર થવાની સાથે તે એક સર્વોત્તમ માસિક થઇ રહેત. તોપણ જેને અમુક કાર્ય કરવાની ઇચ્છા છે, તે એક રીતે ન સિદ્ધ થાય તો બીજી રીતે સિદ્ધ કરવા વિચારે છે, અને તે દિશામાં પ્રયત્ન કરે છે. આપણા દેશના મનુષ્યોની વર્તમાન સ્થિતિનું પણ અમને સારી રીતે જ્ઞાન છે, અને તેથી તેવી સ્થિતિમાં બે અઢી રૂપૈયા ખરચવા પણ કઠિન છે, એ અમે સારી રીતે જોઇ શકીએ છીએ; તો પણ એ વાર્તા ખોટી નથી, કે વર્ષે દિવસે બે અઢી, કે પાંચ દશ રૂપૈયા પોતાના મનને ઉન્નત કરનાર પુસ્તકો કે વર્તમાનપત્રોમાં ખરચવાં, એ કોઇ પણ વ્યક્તિ કરી શકે તેમ છે. પરંતુ આ વાર્તાપ્રતિ આપણી પ્રજાનો લક્ષ જ નથી. બંગાલી તથા મરાઠીમાં ત્રણચાર રૂપૈયા, કે તેથી વધારે લવાજમવાળાં પત્રોની સંખ્યા ચારપાંચથી દશવીશ હજાર સુધીની છે. ગુજરાતીમાં એવું એક પણ વર્તમાનપત્ર નથી, કે જેનો આટલો વિસ્તાર થયો હોય. આનું કારણ એ જ છે, કે ગુજરાતી પ્રજા વણિક્વૃત્તિની છે, અને તેને આવા કામમાં પૈસો ખરચતાં જીવઉપર આવે છે. હા, પોતાને ઘેર પ્રસંગ આવે છે તો ઇચ્છાથી કે ઇચ્છા ન છતાં તે સેંકડો અને હજારો રૂપૈયા ખરચે છે, પરંતુ આવા કામમાં એક રૂપૈયો ખરચવો પણ તેમને ભારે પડે છે, અને નકામો જણાય છે. આ પ્રમાણે હોવાથી જ ગુજરાતી સાહિત્ય પાછળ છે. જે મનુષ્યો સારી સ્થિતિના છે તે પણ જો આવા કાર્યને પોતે વાંચવાને માટે નહિ, પણ સાહિત્યને ઉત્તેજન આપવાને માટે પણ નજીવું ખરચ જો કરતા હોય, તોપણ સાહિત્યના ક્ષેત્રમાં કાર્ય કરનારને ઉત્તેજન મળે, અને તેનો વિકાસ થાય. પરંતુ તેવી વૃત્તિ તેમને પ્રાપ્ત નથી, અને તેવો એક રૂપૈયો પણ બચતો હોય તો આવા કાર્યમાં ખરચાતો બચાવે છે, અને તેમ કરીને એક રૂપૈયો બચાવ્યો, એમ તે સમજે છે. પરંતુ તેથી પોતાના જ દેશને કેટલી હાનિ થાય છે, તેનો તેમને સ્વલ્પસરખો પણ વિચાર નથી!

——અમારા વાંચવામાં એક ઠેકાણે આવ્યું છે, કે હિંદુસ્તાનમાં મનુષ્યોની સરેરાશ ( avarage ) માસિક આવક બેથી ત્રણ રૂપૈયા છે. પ્રિય વાચક! આ વાર્તા સાંભળી તમને આશ્ચર્ય નથી થતું શું? ભલે આપણા દેશમાં કોઇ કોઇ મનુષ્યો મહિને લાખ, દશ હજાર, હજાર, સો, કે પચીશ, કે પાંચ રૂપૈયા કમાતા હશે, પરંતુ સર્વની આવકનો જ્યારે સરવાળો કરીને તેનું પ્રમાણ કાઢવામાં આવે છે ત્યારે સરેરાશ માસિક આવક ઉપર જણાવ્યાપ્રમાણે માત્ર બે થી ત્રણ રૂપૈયા જ આવે છે! અહહ! કેટલી દરિદ્રતા, અને કેટલી નિકૃષ્ટ સ્થિતિ! પૂર્વે આપણી પ્રજાની આવી સ્થિતિ કદી પણ થઇ જાણી છે શું? નહિ; કદી જ નહિ. અરે પરમાત્મન્! આટલી આવકમાં મનુષ્યોએ ખાવું શું, પહેરવું શું, ઓઢવું શું, અને પ્રસંગ આવે તો ખરચ કરવું શું? અમુક કરોડ મનુષ્યો બિચારાં હિંદુસ્તાનમાં ભુખ્યાં જ રહે છે, અમુક કરોડને તો માત્ર અર્ધું જ પેટ ભરાય તેટલું ખાવાનું મળે છે, અને એવી સંખ્યા તો ઘણી જ ઓછી છે કે જેમને નિવૃત્તિથી યથેચ્છ ખાનપાન મળે છે. જ્યારથી આ વાર્તા અમે જાણી છે ત્યારથી અમને અમારા અંતરનાં ઉંડાણમાં કોઇ અવર્ણનીય વેદન થયું છે. અને અમારા કેટલાક નિશ્ચયો અમે બદલ્યા છે.

—— પાલણપુરથી રા. રા. કાળીદાસ નાથાચંદ લખે છે, કે આપનાં પુસ્તકો અતિ ઉપયોગી હોવાથી તે એટલાં તો પ્રીતિપાત્ર થઇ પડયાં છે, કે એ પુસ્તકો ફરી ફરી વાંચવાનું મન થાય છે. આ અમૂલ્ય પુસ્તકોના લીધે હૃદયથી આપના સદોદિત અંભારી છીએ, ××× આપે મોકલેલાં પુસ્તકો જોતાં જણાય છે કે તે તત્વજ્ઞાનરૂપી અમૃતથી જાણે ભરેલાં ન હોય. આપે મોકલેલો અંક પણ વાંચ્યો છે. તે આધ્યાત્મિક ઉન્નતિ કરાવનાર તથા મનન કરવાયોગ્ય છે.

——કરૌલીથી રા. રા. ત્રિકમલાલ સાંકળેશ્વર ભટ્ટ લખે છે કે, આપે મારાપર મોકલેલો પ્રાતઃકાલનો અંક વાંચી જોયો. આત્મોન્નતિ સાધનાર પુરુષને ખાસ મનન કરવાયોગ્ય જ છે. અને તેનો લાભ પ્રત્યેક ધર્મજીજ્ઞાસુએ લેવો જોઇએ, એવું મારૂં માનવું છે. ××× આપના લેખો જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ વાંચેલા વિષયનું પાલન કરવાની ચ્છા જાગ્રત્ થતી ગઇ. +++

——મુંબઇથી રા. લલુભાઇ નાનચંદ લખે છે, કે આપનાં પુસ્તકો મને મળ્યાં છે. માંથી બુકર ટી. વૉશીંગ્ટન મેં ધ્યાનપૂર્વક વાંચ્યું છે. પુસ્તકનો દેખાવ નાનો છે, પણ નન કરે તો કિંમતમાં વધે તેવું છે. "આપણી આધ્યાત્મિક ઉન્નતિનું પ્રથમ ગથીઉં"— મને વધારે પસંદ પડયું છે. ××× ગુજરાતી સાહિત્યમાં આવું પુસ્તકોની ઘણી ખોટ છે. ભવિષ્યમાં આપના તરફથી આવાં પુસ્તકો બહાર પડે તેવી ઇચ્છા રાખું છું."

—— મહાકાલના ૧૯૭૦ ના વૈશાખથી આશ્વિન સુધીના તથા ૧૯૭૧ ના ાગણ સુધીના બાકી રહેલા અંકો નીકળ્યા છે, અને ગ્રાહકોને ખીડવામાં આવે છે. ત્યાર છીના અંકો પણ ક્રમશઃ તૈયાર થાય છે. અમારાઉપર આ સંબંધમાં અનેક સજ્જનોનાં પત્ર આવેલાં છે, તેથી અમે અત્ર તે સંબંધમાં સૂચન કર્યું છે.

——શ્રીશ્રેયસ્સાધક અધિકારીવર્ગનો સાધનસમારંભ નામનો વર્તમાન વર્ષનો મહોત્સવ પુનઃ કરનાળી ક્ષેત્રમાં જ આઠ દિવસ પાલન કરવામાં આવનાર છે. ગયા વર્ષે જે સુભાગી સજ્જનોએ તેમાં ભાગ લીધો હતો તેમને તે સ્થાનથી સર્વ રીતે સંતોષ તથા આનંદ પ્રાપ્ત થયો હતો. જે ગયા વર્ષે ન આવી શક્યા હોય, તે આ વર્ષે અવશ્ય લાભ લેશે, એમ તેમનાપ્રતિ વિનતિ છે. આ સંબંધમાં પ્રાતઃકાલના આ અંકના ત્રીજા મુખપૃષ્ઠ ઉપર સૂચના પણ આપવામાં આવેલી છે.

——'પૂનાં નવી મરાઠી શાળા' એ વિષયની ૫૦૦ છુટી પ્રત વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરીના આસીસ્ટંટ ક્યુરેટર રા. રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીન એમણે માગેલી હોવાથી, તેની તેટલી વધારે પ્રતો કઢાવી આપવાની હોવાથી, તેની તળે જગો હોવાથી પ્રાતઃકાલની જા. ખ. મૂકેલી હતી, જે પ્રેસની ભૂલથી તે જ વિષયની તળે છપાએલી છે. પ્રાતઃકાલમાં પ્રાતઃકાલની જા. ખ. જોઇને વાચકને આશ્ચર્ય ન થાય તેટલા માટે આ સ્પષ્ટીકરણ અત્ર કરવું ઉચિત ગણ્યું છે.

# શરીર અને તેનું પોષણ.

( લેખક—ભોગીલાલ જયશંકર ઓઝા. ).

જીવન અને આરોગ્યના સંરક્ષણ માટે જેમ જળ અને હવાની મુખ્ય અગત્ય છે, તેમ તેની સાથે શરીરના સુદૃઢ પાયા માટે આહારની પણ જરૂર છે. આહાર આપણે જેને કહીએ છીએ તે એવી કંઇ વિશેષ સ્થૂલ વસ્તુ છે કે જે આપણા શરીરની અંદર જાય છે. અને ત્યાં જે કંઇ ખૂટતું દ્રવ્ય હોય છે તેની ગરજ સારે છે, તથા સ્નાયુ, નાડીઓ વગેરે માટે નવું કંઇ ઉત્પાદક દ્રવ્ય, ઉષ્ણતા વગેરે જોઇએ તે પુરાં પાડે છે. આહાર શરીરના બાંધાના પાયારૂપ છે.

આમ છતાં આહારના સંબંધમાં અત્યારસુધી આપણે કોઇ એવા ચોક્કસ નિર્ણય ઉપર આવ્યા નથી, કે અમુક આહાર અમુક માણસો માટે શ્રેષ્ઠ છે અને તે તેમને પૂરેપૂરો માફક આવે તેમ છે. સર્વનાં જઠર, યકૃત, વગેરે અંતરના અવયવોની સ્થિતિ જૂદા પ્રકારની છે. જેમ કોઇ પણ બે માણસની મુખાકૃતિ સરખી આવતી નથી તેમ સર્વ માણસોની અંતરની સ્થિતિ પણ ભેદવાળી છે. આથી જ સામાન્ય જનકથન છે કે 'એકનું અમૃત તે બીજાનું વિષ છે', એ કેટલેક અંશે સાચું ઠરે છે. તેથી આહારનો એક જ નિયમ આપણાથી ઠરાવી શકાતો નથી. તોપણ આહારના સંબંધમાં આપણે કોઇ પણ જાતના દુરાગ્રહવિના કેટલાંક સામાન્ય સત્યો ધ્યાનમાં લઇ શકીએ એમ છીએ અને આપણા નિત્યના આહારમાં તેમનો વિધિપૂર્વક ઉપયોગ કરી શકીએ તેમ છીએ. એ એક નિશ્ચયાત્મક બાબત છે કે જેમ આહાર તૈયાર કરવાની રીત સરળ અને સાદી તેમ તે જનસમાજના મોટા ભાગને વિશેષ અનુકૂલ, અને તે વધારે લાભદાયક હોય છે.

આહારનો હેતુ એવો છે, કે તેથી માંસની નવી નવી પેશીઓ રચાય છે અને જ્યાં કંઇ તે પેશીઓ બળવાન્ થવાની જરૂર હોય ત્યાં તેનો ખૂટતો પદાર્થ પુરો પાડે છે. એટલે અંગ્રેજીમાં જેને ( Nitro-genous ) નાઇટ્રોજનસ પદાર્થ કહે છે તે. જેમ કે દુધ, ઘી, મલાઇ, દાળ વગેરે. શિંબી (શીંગ)–તત્ત્વનો આ બાબતના આહારમાં મોટે ભાગે સમાવેશ થાય છે. શરીરની આરંભની અવસ્થામાં આ તત્ત્વની જરૂર વિશેષ પડે છે. પછી જ્યારે શરીર પૂર્ણ રચાઇ રહે છે ત્યારે તેનો ઉપયોગ માત્ર રોજના ઘસારાને પુરો પાડવા જેટલો હોય છે. નવા રચાતા બાળક તથા યુવાન શરીરમાં દુધ, ઘી તથા શીંગના પદાર્થોના વિશેષ ઉપયોગની જરૂર છે. તેમને શરીરમાં નવું રચવાનું વધારે હોવાથી શિંબીતત્ત્વ વધારે લાભકારક હોય છે.

૧. પાયો બાંધી નવું રચનાર આહાર.

અ. મલાઇ અને બીજવાળા પદાર્થો, દાળ, કઠોળ વગેરે.
બ. ક્ષાર, ખનિજતત્ત્વ.
ક. જળ.

આહારનો શરીરમાં બીજો જે ઉપયોગ થાય છે, તે ઉષ્ણતા, બળ ઉત્પન્ન કરવાનો છે. તેમાં કેટલાક ઉપરના પદાર્થો પણ આવે છે.

૨. ઉષ્ણતા વધારનાર, બળ ઉત્પન્ન કરનાર.

અ. શર્કરા, ખાંડ.
બ. ચરબી અથવા મેદ વધારનાર પદાર્થો, ઘૃત, તેલ આદિ.
ક. માવાવાળા પદાર્થો.

## શરીર રચનાર પદાર્થો.

વરાળયંત્ર માટે અથવા કોઇપણ યંત્ર માટે તેના મજબુતપણાનો બધો આધાર તેને બાંધવામાં વપરાતી ધાતુ ઉપર છે. તે ધાતુ જેમ શ્રેષ્ઠ તેમ યંત્રની મજબુતી. આમ હોવાથી શરીર માટે પણ તેના બંધારણમાં ઉપયોગ આવતા પદાર્થો ઉપર ઘણો આધાર રહે છે અને તેમની મહત્તા વધારે ગણાય છે. જ્યાં પાયાની મજબુતી ત્યાં બધું કાર્ય સફળ અને સીધું, તેમ શરીરમાં પણ પાયાને રચનાર આહારની શ્રેષ્ઠતા તેમ તે યંત્રની જીંદગી લાંબી. અને વરાળયંત્રને હમેશાં દુરસ્ત રાખવા તેના સાંચાકામને ટકાઉ વસ્તુઓથી મજબુત રાખવામાં આવે તો તે લાંબો વખત સારું કામ આપે છે. તેમ શરીરને પણ રોજ ઘટતા વધતા પ્રમાણથી બરાબર ટકાવી રાખવામાં આવે તો તેની લાંબી આશા બાંધી શકાય છે. માટે જે આહાર તે જાતનું કામ કરનાર છે તેની સંભાળ બરાબર લેવાની અગત્ય છે. બીજ–તત્ત્વ એવું કંઇ છે કે તેના વિના જીવન ટકતું જ નથી. બીજને આધારે સઘળું જીવન રહ્યું છે. કુદરતમાં જ્યાં જોઇશું ત્યાં જણાશે કે બીજને આધારે સર્વ સૃષ્ટિ જીવનથી ભરેલી દેખાય છે. અને તેનાથી જ કંઇપણ નવું રચાય છે અને જુનાને

ઉત્તેજન મળી ટટાર ટકી રહે છે. જગતમાંથી, કે કોઈ મનુષ્યના આહારમાંથી બીલકુલ નીંજન-તત્ત્વ કાઢી લેવામાં આવે તો અવશ્ય તે મનુષ્ય ભૂખે મરી જાય. તેનામાં ઉભા થવાની શક્તિ જ રહે નહિ. અનુભવથી એ જણાયું છે, કે ઘણી વખત એકલા નીંજ.તત્ત્વના આધારે ઘણો વખત જીંદગી ગાળી શકાય છે. જો, કે તેમ હંમેશાં કરવું, એ સલાહ-ભરેલું નથી. તોપણ દેશદેશના અનુભવીઓનાં દૃષ્ટાંતો મળે તેમ છે, કે જેઓ એકલા તેવા અનાજ અને પદાર્થો ઉપર જીવી શક્યા છે.

મોટા માણસોને મુખ્ય કરીને યુવાન્ તથા બાળકો કરતાં તેવા નીંજવાળા પદાર્થોની કંઈ ઓછી જરૂર પડે છે. પરંતુ બાળકોને અને યુવાનોને તે અત્યંત ઉપયોગના હોવાથી તેમને તે પદાર્થો વિના ભૂખે મારવા એ બરાબર નથી. તેમની જીંદગીમાં, તેમના શરીરમાં તેવા પદાર્થો વિશેષ ઉપયોગના છે. બાળકોને નીંજનો ઉપયોગ છૂટથી કરવા દેવો.

## ઉષ્ણતા, બળ ઉત્પન્ન કરનાર આહાર.

દુધ, સાકરનો આહાર ખરેખર મનુષ્યના શરીરમાં બળ અને વીર્યની ઉત્પત્તિ કરનાર છે. શરીરમાં સામાન્ય રીતે જે ઉષ્ણતા જોઈએ છીએ તે તેનાથી ઉત્પન્ન થાય છે. જઠરમાં જે આહાર જઈને પડે છે તેનો પ્રથમ ઉપયોગ શરીરની ઉષ્ણતા જાળવી રાખવા માટે તથા નવું બળ ઉત્પન્ન કરવામાટે થાય છે. અને આ બળ ઉત્પન્ન થાય છે તે સામાન્ય રીતે દરેક પ્રકારના ઉપયોગમાં આવે છે. તેનાથી સ્નાયુ, નાડીઓ, જ્ઞાનતંતુ વગેરેને પુષ્ટિ મળે છે એટલું જ નહિ પરંતુ શરીરની અંદરની તમામ રાસાયનિક ક્રિયાઓને મદદ મળે છે.

શરીરની અંદરની ઉષ્ણતા પ્રત્યેક અવયવમાં રહેલી ક્રિયાને પ્રેરનાર છે. સર્વમાં હલન ચલન તેનું છે. જેટલા પ્રકારના રસ તૈયાર થાય છે, જેટલા પ્રકારની જ્ઞાનતંતુની ક્રિયાઓ અંદર અને બહાર થાય છે તે સર્વ અંદરની ઉષ્ણતાના પ્રતાપે જ થાય છે. લોહીની ગતિ આખા શરીરમાં ઉષ્ણતાની સમાનતા જાળવે છે. બાકી સર્વ સાધારણ ઉષ્ણતા શરીરના પ્રત્યેક ભાગમાં વ્યાપી રહેલી છે. અને જ્યાં ત્યાં તે પ્રકટી રહી કાર્ય કરે છે.

જીવનનો અભ્યાસ કરનાર કુશલ ડાક્ટરો, વિજ્ઞાનવિદો તથા મહાપુરુષો કહે છે કે ઉષ્ણુતા અને જીવન એ બે વિખૂટાં પાડી શકાય તેમ નથી. જ્યાં જીવન છે ત્યાં ઉષ્ણુતા છે અને ઉષ્ણુતા છે ત્યાં જીવન છે. આથી શરીરમાં ઉષ્ણુતાના પ્રકારમાં કાંઈ પણ અસાધારણ ફેરફાર થતાં જરૂર તેમાં કાંઈ નવિન ફેરફાર થાય છે જ. માટે તેવી વખતે મનુષ્યે સાવધાનતા સેવવી.

આ ઉપરથી આપણે સહજ નિશ્ચય ઉપર આવીએ છીએ, કે જે આપણો નિત્યનો ખાન્ય ખોરાક છે તેમાંથી નેવું ટકા આપણા શરીરની ઉષ્ણુતા જાળવી રાખવા માટે છે. ઘઉં, ચોખા, બટાકા, કેળાં, સાકર, ઘી દૂધ, મલાઈ, તેલ, વગેરે શરીરમાં ઉષ્ણુતા વધારનાર ખોરાક છે. અને જે કેટલોક આહાર લઈએ છીએ, તેનો પરિણામ જઠરમાં પણ ધીમે ધીમે ખાંડના રૂપમાં આવે છે. કુદરતી ખાંડ ખાવાના પ્રત્યેક પદાર્થમાં મોટા પ્રમાણમાં રહેલી છે. તે ઉષ્ણુતા વધારવાનું કામ કરે છે. બાકીના દશ ટકાથી પણ ઓછો આહાર પાછળથી શરીર બાંધવામાટે ઉપયોગમાં આવે છે.

મોટાં માણસોએ આહાર કયો વધારે પસંદ કરવો અને બાળક તથા યુવાનોને આહાર કયો વધારે આપવા જેવો છે, એનો નિર્ણય આપણે ઉપરના વિચારોથી જાણી શકીએ છીએ. શરીરની આરંભક રચનાઓને માંજીનો વધારે ઉપયોગ કરવાની જરૂર છે. બદામ, શીંગદાણા, અનાજની શીંગો વગેરે તેમને સારી માફક આવે છે. અને શરીરના બાંધાને રચવામાં જોઈતા પદાર્થને પુરા પાડે છે. મોટી વયના માણસોએ પોતાના શરીરની ઉષ્ણતા ઉત્તમ રીતે જળવાઈ રહે તેવા આહારને પસંદ કરવાનો છે. કારણ; જીવનની સાથે તેને અત્યંત નિકટનો સંબંધ છે. તેમાં ફેરફાર થતાં આખા શરીરયંત્રમાં ફેરફાર થઈ જાય છે. અને તે બરાબર જાળવી રાખતાં સર્વ નાના મોટા અવયવો, ઇન્દ્રિયો, જ્ઞાનતંતુઓ, સ્નાયુઓ વગેરે નિયમિત કામ કરે છે. અને એક આરોગ્યપૂર્ણ શરીરની સંપત્તિનો આનંદ મળે છે.

મનુષ્યની ઉમર મોટી થાય છે અને તે મંદાગ્નિની ભુમ પાડે છે, મળગૃહાશય બરાબર કામ કરતાં અટકે છે, દમ ભરાઈ આવે છે, તે સર્વ શારીરિક ઉષ્ણતાના સમવિષમપણાને લઈને જ થાય છે. આવા દોષો આરંભમાં સહજ હોય છે પણ પછી તે ઘર કરીને બેસે છે અને શરીરસંપત્તિ ટળી જઈ દુઃખ આવે છે. માટે શરીરમાં આહારથી, નિદ્રાથી, ભય ચિંતાથી કે એવા જ કોઈ કારણથી તેની યોગ્ય ઉષ્ણતાના પ્રમાણમાં અણઘટતો વધારો ઘટાડો જોવામાં આવે તો મનુષ્યે તરત સાવધાન થવું, આહાર બદલવો, નિદ્રા, શાંતિ વગેરે સેવાં; મનનું દુઃખ કોઈ પણ ઉપાયે દૂર કરવું અને પ્રસન્નતાપૂર્વક પૂર્વવત્ શરીરસંપત્તિ, શરીરની ઉષ્ણતા જાળવી રાખવી. તેનાથી સર્વ વ્યાધિ દૂર રહે છે, વૃદ્ધાવસ્થા ટળે છે અને મૃત્યુનો ભય પાછો જાય છે. ઉષ્ણતા એ જીવન છે. તેના ઉપર સ્વામીત્વ સ્થાપવાનું છે. ઇન્જીન ઉપર વરાળના સ્વામીત્વવડે સત્તા ચાલે છે તેમ શરીરયંત્ર ઉપર પણ તેની માલક ઉષ્ણતાવડે સત્તા ટકાવી રખાય છે. જ્ઞાનવાન્ મનુષ્યને શું અસાધ્ય છે? આહારનો યોગ્ય ઉપયોગ કરતાં શીખો.

---

ચાલુ અંકનો પ્રસંગાનરૂપમ્ નો વિષય અવશ્ય વાંચવા સૂચના

# જાહેરખબરો.



## પોતાનાં છોકરાંને રાજી કરવા

## બે રૂપીયા કાંઇ મોટી વાત છે!

દેશી ૩૨ રમકડાં જોઇને લોક તાજુબ થાય છે કે એટલા પૈસામાં એ રમકડાં ક્યાં બનાવ્યાં છે! રમકડાં માટીનાં નથી જે હાથ લગાડવાથી તુટી પડે. રમકડાં દેશી પીતળનાં બહુ મજબૂત અને ખુબસુરત બનાવેલાં છે. છોકરાં છોકરી આ રમકડાં જોઇને આખો દિવસ હસે છે. પસંદ ન પડે તો પૈસા પાછા લો. ૧ ચૂલો, ૧ ભુંગળી, ૧ તવો, ૧ ચીમટો, ૧ અટલો, ૧ ચમચો, ૧ સાણુંસી, ૧ કડાઇ, ૧ કોચા, ૧ પોના, ૧ થાળી, ૧ થાળ, ૧ પ્યાલો, ૧ લોટો, ૧ ટોકની, ૧ પાણી કાઢવાની ડોલ, ૧ છીપટ, ૧ પાનું, ૧ ચકલા, ૧ બેલણ, ૧ ચાકુ, ૧ ચોકી, ૧ પાટલો, ૧ ટોકટી, ૧ તીપાઇ, ૧ હીરી, ૧ સૂપ, ૧ ત્રંટી, ૧ ચાળણી, ૧ વાટકો, ૩૨ રમકડાં ઘેર બેઠાં રૂ. ૨ને ૧૨ સેટ લેવાથી બે સેટ મફત મળે છે. લેનાર જલ્દી કરશો.

## મેગઝીન હેન્ડ ફોટો કેમેરા.

પોસ્ટકાર્ડના બરોબર અડધમ ૬ પ્લેટ ફોટોની તસબીર જલ્દી ઉતારી લો. ૧૨ કાર્ડ, ૧૨ પ્લેટ, ૧૨ કાગજ, ૩ શીશી મસાલા, ૧ સુર્ખલાલટેન. ૧ ફ્રેમ. ૧ ડીશ.

श्रीः

# प्रातःकाल.

पुस्तक १४ ] संवत् १९७२ वैसाख कृष्णपक्ष १४. [ अंक

॥ ॐ श्रीं. ॥

## एक प्रश्न.

પદ. ( જય કાળતણા મહાકાળ, એ લય. )

( લેખક–શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી. )

મહામોદક ને વૈચિત્ર્યભર્યા, તમે આવી વસ્યા જગઉપવનમાં.
કહો શું શું દીઠું, શું શું લાગ્યું માઠું, કહો રમી શું રહ્યું તમ નયનમાં.
કયું પુષ્પ સુંઘ્યું, કહો શું શું મળ્યું, ઉપવનમાંથી જીવનમાં નિજ;
કયું ચિત્ત હર્યું, કહો શું શું ભર્યું, તમે ઉપવનમાંથી નિજ મનમાં.
તમે પુષ્પ દીઠું કે દીઠો કંટક, જઇ મધુર ગુલાબતણા વનમાં,
તમે દ્રાક્ષતણું ફળ મીઠું દીઠું કે ગયું ચિત્ત લીંબોળીમાં ક્ષણમાં.
તમે જોયું કૂદતું ચંચલ મૃગલું, કે મોહ્યા ગર્દભનર્તનમાં,
તમે સિંહની નિર્ભયતા શીખ્યા, કે ભર્યો ભય શિયાળનો તનમાં.
તમે સ્વર શું સુણ્યો કંઇ કાગતણો કે મોહ્યા કોકિલાકૂજનમાં;
ગયા ખાળકુંડીસરખા સ્થલમાં કે ફર્યા શું સુગંધિત પવનમાં.
છે અગાધ લીલા જગઉપવનની, જઇ તો ન રહ્યા કંઇ નિર્જનમાં,
જેવું જોશો તેવા જ થશો, સારા કે નઠારા જગજનમાં.

# દુનિઆમાં મલ્લતરીકે ભારતવાસીયોની સ્થિતિ.

( લેખક—ચુનીલાલ દ્વારકાંદાસ નાણાવટી, બી. એ. )

એસ. વી. દાતાર નામનો મલ્લ પુનામાં અજાએબીભરેલી રીતે દોડવાની સરતમાં બહુ [illegible] વખતમાં સૌથી વધારે દોડયો છે, અને અત્યારસુધીમાં એમની જેટલે દૂર [illegible] જેટલા સમયમાં કોઇ દોડી શક્યું નથી. આખી દુનિયામાં જો કે એઓ પહેલા આ [illegible] નહિ, છતાં પણ એશિયામાં તો તેઓ પહેલા જ આવ્યા છે. આશા છે કે દુનિયાના [illegible] બધા દોડનારાઓને હરાવી પહેલા આવશે.

ત્રણ જ મલ્લ રા. રા. દાતાર કરતાં વધારે ઝડપથી દોડે છે લંડનની સરતમાં ઇ. સ. ૧૯૦૮ માં યુનાઇટેડસ્ટેટ્સનો પહેલવાન મી. જે. જે. હૅયેસ ક ૨ મી. ૫૫ સે ૧૮⅘ માં ૨૬ માઇલ ૩૮૫ યાર્ડ દોડી શકયો હતો. ત્યાર પછી ઇ. સ. ૧૯૧૨ સ્ટૉકહોમના સરતમાં એનાથી ચઢી જાય એમ મી. કે. કે. મેકઆર્થર ક ૨ મી. ૩૬ સેકન્ડ ૫૪ ૫ માં ૨૫ માઇલ અને મી. વીલીઅમ ગીટસહામ ક. ૨ મી. ૩૭ સે ૫૨ માં ૨૫ માઇલ દોડ્યો હતો. મી. હેયસ હવે વાનપ્રસ્થ થયો છે. એટલે રા. રા. દાતારને હવે પાછલા બે પ લવાનોને હરાવવાના છે. પણ બધા કબુલ કરશે કે ૨૭ માઇલ એકે સપાટે દોડનાર તો દાતાર એકલા જ છે ભારતવાસીઓને દુનિયાના પહેલવાનોમાં જગ્યા મળતી નથી એ ઘણું દિલગીરી ભરેલું છે; આપણા જેટલી કોઇપણ પ્રજા એ માનને લાયક નથી. વારંવાર સાબિત થએલું છે કે કોઇપણ પ્રજાકરતાં ભારતવાસીઓ મલ્લ કુસ્તીમાં આગળ વધેલા છે. ભારતવાસીઓ મલ્લતરીકે જન્મે છે, તેમને બનાવવા પડતા નથી. એ વિદ્યામાં નિપુણ અમેરિકનો અને અંગ્રેજો એ વાતને ટેકો આપે છે. મલ્લતરીકે હિંદુસ્થાનના વતનીઓમાં કાંઇપણ ખામી નથી એમ તેઓ કહે છે.

યૂરોપની મોટી પ્રજાકીય સરતોમાં ભાગ લેવાનું આપણે માટે બહુ કષ્ટદાયક છે. આ વર્ષે તે બર્લિનમાં રમવાની હતી, અને પોતાની પ્રતિષ્ઠા પાછી મેળવવાને ઇગ્લાંડે એક ફંડ ઉભું કર્યું હતું. તેમાં રતન તાતાજેવા પ્રખ્યાત ભારતવાસીઓએ પૈસા ભર્યા હતા. ઇગ્લાંડની કમીટીએ બ્રિટિશ સામ્રાજ્યના ભાગો, જેવા કે દક્ષિણ આફ્રિકા, ન્યુઝીલાંડ, કેનેડા અને ઑસ્ટ્રેલીઆમાંથી ઉમેદવારો બોલાવ્યા હતા હિંદુસ્થાનના માણસોને આ તકનો લાભ મળશે કે નહિ તે સંબંધી પૂછવામાં આવ્યું પરંતુ પત્ર પાછો વાળવામાં આવ્યો.

હિંદુસ્થાનના પહેલવાનોનાં શારીરિક સંપત્તિની વિવિધ શાખાઓનાં કામો તપાસીએ.

કસરત—ઇ. સ. ૧૮૯૨–૯૩ માં આથેન્સની સરતોમાં મી કૃષ્ણલાલ બાસેક નામના માણસે દુનિયાના પહેલવાનોમાં પહેલો આવી નામના મેળવી હતી. આ ગપ પણ હોય. પરંતુ જો કોઇ આ વાતને ટેકો આપશે તો મોટો ઉપકાર થશે.

મુક્કાબાજી—સારા મુક્કાબાજ તરીકે ઘણા ભારતવાસીઓએ પ્રતિષ્ઠા મેળવી છે, તેમાંથી ગોબરડંગાના પ્રખ્યાત શિકારી મી. જ્ઞાનદ પ્રસન્ન મુકરજી અને કલકત્તાના મી. પી. મિત્ર એ બે વિષે હકીકત મળે છે. યુનિવર્સીટીની માંહોમાંહીની સરતોમાં કેમ્બ્રીજની ટ્રીનીટી કૉલેજના વિદ્યાર્થી, કલકત્તાના બારીસ્ટર મી. પી. એલ. રૉયના પુત્રે, એ વખત મુક્કાબાજ

તરીકે નામના મેળવી છે જો એ સરતો બંધ ના પડી હોત તો આપણે એ વિષે કાંઇ વધુ સાંભળત હાલ એઓ બ્રિટિશ રેડ ક્રોસ સોસાયટીમાં કામ કરે છે અને લડાઇમાં છે. લંડનમાં પહેલાં ગુરખા તરીકે તેઓ ઓળખાયા હતા, પણ પાછળથી એ ભૂલ સુધારી છે. પ્રખ્યાત અંગ્રેજી કસરત માસ્તરોના શબ્દો માં તો તેઓ મી. કાર્પેન્ટીઅરની માફક મુક્કાબાજીમાં રાક્ષસજેવા છે. તેઓ કહે છે, કે મી રૉયમાં મી. કાર્પેન્ટીઅરની માફક લડવાના કેટલાક ઉમદા ગુણો છે, અને તેઓ દુનિયામાં પ્રખ્યાત મુક્કાબાજ નીકળશે.

આથી માલમ પડે છે, કે મુક્કાબાજી જો કે યુરોપીયનોની જ ... તાં પણ તેઓની એકલાની તે નથી. કેટલાંક વર્ષ પહેલાં કલકત્તામાં આખા હિંદુસ્તાનના મુક્કાબાજીઓની સરત થઇ હતી. મહારાજા પ્રોદ્યોતકુમાર, રાજા તાજહટ, સર રાજેંદ્ર મુકરજી અને મી. જે. એફ. માદનજેવા ધનાઢ્ય ગૃહસ્થોએ ઇનામો આપ્યાં હતાં છતાં, કોઇ હિંદુસ્થાનનો વતનીને ભાગ લેવા દેવામાં આવ્યો નહોતો. દરેક વર્ષે આ સરત થાય છે, પરંતુ દિલગીરીની વાત છે, કે યુરોપીયનો સાથે દેશીઓને સરતમાં ઉતારવામાં આવતા નથી.

સાયકલની સરત—ઇ. સ. ૧૯૦૦ માં ત્રણ પારસી ગૃહસ્થો સાધારણ સાયકલ ઉપર ૧૨૦૦ માઇલ પેશાવરથી મુંબાઇ ગયા હતા છતાં આની નોંધ લેવાઇ નથી.

વજન ઉંચકવું—યુરોપ અને અમેરિકામાં આ કસરત ઘણી તંદુરસ્તી આપે છે એમ કહેવાય છે. આપણા ઘણા દેશીઓ વજન ઉંચકવાની ટેવ પાડવા લાગ્યા છે અને તેઓ તેને યુરોપમાંથી દાખલ થઇ એમ ગણે છે, પરંતુ તેઓ જાણતા નથી કે ઘણા જ જુના વખતથી એવાં વજન હિંદુસ્થાનમાં ઉચકવામાં આવે છે. યુરોપમાં લોઢાના વજન અને અહિં પથ્થરનાં હોય છે. સૌથી વધારે વજન ઉંચકનાર આર્થર સેકસન છે, તે એક હાથે ૩૭૦ પાઉંડનું વજન ઉંચકે છે; અને ઓસ્ટ્રીઆમાં જોસેફસ્ટીન બે હાથે ૫૦૦ પાઉંડનું વજન ઉંચકે છે સેકસન પહેલે નંબરે ગણાય છે. ત્રણ વર્ષ અગાઉ ફ્રાંસીમાં સરત રમાઇ હતી, અને તેમાં એક અંગ્રેજે ૨૭૦ પાઉંડનું વજન ઉંચકયું હતું. સન ૧૯૧૧ના અલ્લાહાબાદના પ્રદર્શનમાં પ્રો. હિંમતબક્ષ અને ડૉ. ઇરમતુલ્લા વચ્ચે હરિફાઇ થઇ હતી. દક્ષિણમાં ઔરંગાબાદમાં આ સરત થઇ અને પ્રો. હિંમતબક્ષે ૯૮૫ પાઉંડનું વજન ૯ વખત ઉંચકી બતાવ્યું અને હિંદુસ્થાનમાં ૧ લે નંબરે તે ગણાયો. બનારસનો એક દેવી ચોધરી નામનો મલ્લ ૬ વખત ૯૬૦ પાઉંડનું વજન ઉંચકે છે. ૪૬ વર્ષનો તે છે. તે જોતાં તે પહેલાં કદી નહિ બનેલો કે સંભળાયલો બનાવ છે, અને તે ન ધારી શકાય એવો બનાવ છે, પણ ખરી વાત તે ખરી વાત છે. આ પરથી સિદ્ધ થાય છે કે આખી દુનિયામાં હિંમતબક્ષ અને દેવી ચોધરી જ ૧ લે નંબરે છે આવી રમતોની નોંધ લેવાનાં વિલાયતમાં મંડળો છે. સૌથી સરસ કોણ છે તે નક્કી કરવાની તેમને સત્તા છે. આથી મલ્લોની જીવતોડ મહેનતનો બરોબર બદલો મળે છે, અને બીજો કોઇ પણ માણસ પાછીથી ખોટાં ગપાં ફેલાવી તેમને ઉતારી પાડી શકતો નથી. ઈંગ્લાંડમાં મુક્કાબાજીને માટે વજન ઉંચકવાને માટે જુદાં જુદાં મંડળો છે અને મલ્લોને એવાં મંડળોના નિયમોને તાબે રહેવું પડે છે. દોડવાની સરત માટે, તરવાને માટે પણ મંડળો છે. હિંદુસ્થાનમાં એવું કશું નથી. કલકત્તામાં ફુટબોલ એસોસીએશન માત્ર છે તેના પ્રભાવે ફુટબોલની રમત કેટલી બધી આગળ આ દેશમાં વધી

છે, તે આપણે જાણીએ છીએ. જ્યાંસુધી આપણા દેશમાં એવાં મંડળો નીકળશે નહિ, અને મલ્લોની કદર અને પૂજા થશે નહિ ત્યાંસુધી આપણા મલ્લોની સ્થિતિ સુધરશે નહિ.

મલ્લ કુસ્તી—આ બાબતમાં હિંદુસ્થાન શ્રેષ્ઠ છે. અસલના વખતથી કુસ્તી ચાલી આવે છે. વર્ષો થયાં આ બાબતનો અભ્યાસ અને મહાવરો રાખાને છે, તેથી કુસ્તી વૃદ્ધિ પામી છે. હિંદુસ્થાનના મલ્લો શ્રેષ્ઠ છે એમ ઘણીવાર સાબિત થયું છે. કુસ્તીમાં તો આપણે આગળ છીએ ... આશા છે કે આપણે આ સ્થિતિ જાળવી શકીશું. ઘણા અંગ્રેજ વિદ્વાનો કહે છે કે હિંદુસ્થાનની માફક દુનિયાના કોઇપણ દેશમાં કુસ્તી લોકપ્રિય થઇ નથી; હિંદુસ્થાન ... નીચાણે દુનિયામાં સર્વથા શ્રેષ્ઠ છે. કુસ્તી પ્રજાની રમત થઇ પડી છે.

કેટલાંક લોકો જાપાનના જ્યુજ્યુત્સુના પહેલવાનોને હિંદુસ્થાનના મલ્લ કરતાં વધારે જબરા ગણે છે આ મોટી ભૂલ છે. કારણ કે જ્યુજ્યુત્સુની અંદર જે હિકમતો વપરાય છે તે બધી હિંદુસ્થાનના મલ્લોને ખબર હોય છે. પરંતુ આવી યુક્તિઓ વાપરવી વ્યાજબી નથી એમ તેઓને શીખવવામાં આવે છે.

જ્યુજ્યુત્સુ ઉત્તર હિંદુસ્તાનમાં ચાલતી હતી અને તે 'બિનોટ' તરીકે ઓળખાતી હતી એમ ઘણાને ખબર નથી. પણ દિલગીરી તો એટલી જ છે કે એ કળા હવે નાશ પામતી જાય છે. રોહિલખંડમાં હાલ તો એક કે બે જ મલ્લ 'બિનોટ' માં હુશીયાર છે. આવી કળાઓને ઉત્તેજન આપવું અને જીવતી રાખવી એ આપણું મુખ્ય કર્તવ્ય છે. દેશી રાજાઓ આવી કળાઓને ઉત્તેજન આપે છે પણ જે પાશ્ચિમાત્ય તે જ સર્વ સારૂં એ ભાવના આપણી બધી પ્રજાકીય રમતોને, કળાઓને વગેરેને મારી નાંખે છે. જાપાનની 'જ્યુજ્યુત્સુ' અને આઇર્લાંડની 'ધીના' એ બે આપણી કળાઓ છે. એટલું જ નહિ પણ તે ઉપરાંત બીજી કળાઓ પણ આપણી છે, કે જે કેટલાક માણસોના અવસાન પછી નહિ જેવી થશે અને ભૂતકાળની કળાઓ તરીકે યાદ રહેશે.

આ કળાઓનો પુનરુદ્ધાર કરવો, એ આપણી મોટી ફરજ છે, નહિ તો બીજાં વીસ વર્ષમાં તે એક મોટો સવાલ થશે. જુદાં જુદાં મંડળો સ્થાપવાં જોઇએ, અને એવાં મંડળોની સ્થાપનાથી ભવિષ્યમાં ઘણો સારો પરિણામ આવશે.

થોડાં વર્ષ ઉપર પારિસના પ્રદર્શનમાં અલ્લાહાબાદના ઓ. પંડિત મોતીલાલનેહેરૂ પ્રખ્યાત મલ્લ ગુલામને ત્યાં લઇ ગયા હતા. ગુલામ પહેલાં કોઇપણ મલ્લ યુરોપ ગયો ન હતો.

આ પ્રદર્શનમાં ગુલામે તુર્કસ્તાનના પ્રખ્યાત મલ્લ અહમદ મદ્રાલીસાથે કુસ્તી કરી અને સહજમાં તેને હરાવી દીધો. ગુલામની બરોબરીઓ કોઇ થયો નહિ, અને આજે પણ ગુલામની બરોબર કરી શકે એવો કોઇ મલ્લ નથી. યુરોપમાં ગુલામનો દૃષ્ટાંત મલ્લ લે છે.

ઇ. સ. ૧૯૦૯–૧૦ માં મી. આર. બી. બેન્જામીન ગામા, ગામુ, ઇમામબક્ષ અને અહમદબક્ષને ઇંગ્લાંડ લેઇ ગયા. પછી બેન્જામીને ગામાને પ્રખ્યાત અમેરિકાના મલ્લ ડા. રોલરની સામે ઉતાર્યો અને ગામાના નાના ભાઇ ઇમામબક્ષને સ્વીટ્ઝર્લેંડના પ્રખ્યાત મલ્લ જ્હોન લેમની સામે ઉતાર્યો. લેમ અને રોલર બંને પ્રખ્યાત હતા, અને લેમને સન ૧૯૦૮ માં દુનિયાના પહેલવાનનો ( Champion of the world ) ખિતાબ મળ્યો

હતો. બધાએ એવું ધાર્યું હતું, કે હિંદુસ્થાનના મલ્લ ઘણા ખાઇ જશે પણ પરિણામ જુદું જ આવ્યું. ગામાએ રોલરને ૨૦ મીનીટમાં હરાવી દીધો. અને ૧૨ મીનીટમાં તેમ ઇમામબક્ષ આગળ ગબડી પડ્યો. યુરોપના લોકે ગામાને 'પંજાબના સિંહ' ( Lion of the Panjab ) ને ઇમામબક્ષને 'વાઘ' ( the Panther ) કહેવા લાગ્યા. મી. બેન્જામીને દરેક મલ્લને સરતમાં ઉતરવા બીડું મોકલ્યું. પ્રખ્યાત મલ્લ હેકનસ્મીટ ત્યાં હતે, પણ લોકોએ તેને ઉતરવા દીધો નહિ. ગામાને ૧૦૦૦ પાઉંડ [illegible] ઉપજના ૬૦ ટકા મળ્યા. ઇમામબક્ષને પણ ૫૦૦ પાઉંડ અને ઉપજના ૭૦ ટકા [illegible] હેકનસ્મીટ ઉતરે તો ૭૦૦૦ પાઉંડ અનામત મૂકી જાહેર કરવામાં આવ્યું તોપણ [illegible] રશિયાના સિંહે' ( Russian Lion ) ઉતરવા ના પાડી. પછી ગામાએ ઓસ્ટ્રીઆના ઝબીસ્કો ( Zbyszco ) સાથે કુસ્તી આપી, પરંતુ કંઇ પરિણામ આવ્યો નહિ તેનું કારણ માત્ર એટલું જ હતું કે બીસ્કો ગામા કરતાં લગભગ બેવડો છે. તેમના માપ નીચે મુજબ છે.

| | ગામા | બીસ્કો |
|---|---|---|
| ગરદન | ૧૮ ઇંચ. | ૨૨½ |
| છાતી | ૪૮ ,, | ૫૮ |
| હાથના સ્નાયુ | ૧૮ ,, | ૨૨ |
| આગલા હાથના સ્નાયુ | ૧૪ ,, | ૧૫ |
| જાંગ | ૨૭ ,, | ૩૨ |

બીસ્કોનું વજન વધારે હતું છતાં ગામાએ ક. ૨ મી. ૪૫ સુધી ચત્તો સાદડીપર ગબડાવી પાડ્યો. બીજે દિવસે કુસ્તી થવાની હતી. પણ બીસ્કો ઇંગ્લાંડ જતો રહ્યો. ગામાને જીતનાર તરીકે જાહેર કરવામાં આવ્યો અને ૧૦૦૦ પાઉંડ તથા બીજું ઇનામ આપવામાં આવ્યું. બીજો મલ્લ હેકનસ્મીટ પણ ઇંગ્લાંડ જતો રહ્યો પછી ગામાના નાના ભાઇ ઇમામબક્ષને પેટકોનોલીની સામે ઉતારવામાં આવ્યો અને ઇમામબક્ષે તેને સહેલાઇથી હરાવી દીધો.

ઘણાં વર્ષ પહેલાં દુનિયામાં પ્રખ્યાત થએલો મલ્લ ટોમકેનન ૧૮૯૨નો ૯૩નો કલકત્તા આવ્યો. કુચબિહારના આગલા રાજાએ તેની સામે ગુલામના પિતા રહીમને ઉતાર્યો. ટોમકેનન હારી ગયો અને કલકત્તા છોડી ચાલ્યો ગયો. ટોમકેનન 'કદીપણ ન હારેલો' એવી રીતે ઇગ્લાંડમાં ઓળખાય છે. જો કે હિંદુસ્થાનમાં રહીમે એને હરાવ્યો છે.

ઇ. સ. ૧૯૧૨ માં મી. બેન્જામીન પાછા આવ્યા, અને પ્રો. રામમૂર્તિને પોતાની સાથે લેઇ ગયા, અને તે સાથે બીજા કેટલાક મલ્લને લેઇ ગયા. તે પૈકી અહમદબક્ષ, રહીમ, કાલ્લા, તીલા, ગુલામ મોહીદીન હતા. ગામાના નામથી ઇંગ્લાંડ થરથરી ગયું હતું તેથી કોઇપણ મલ્લ એમની સાથે લડવા બહાર પડ્યો નહિ. આખરે સ્વીટ્ઝર્લેંડના મલ્લ મોરીશ ડેરીઆઝ સાથે અહમદબક્ષ ઉતર્યો. અહમદબક્ષ બે દાવ જીત્યો; પહેલો દાવ ૬૬ સેકન્ડમાં અને બીજો ૯ મીનીટમાં જીત્યો તેથી વધારે જબરા મલ્લ આર્મંડ ચરપીલોડને ઉતારવામાં આવ્યો પણ ચાર મીનીટમાં તે હારી ગયો. પોતાને કંઇ ઇજા થઇ છે એમ કહેતો કહેતો ને ચાલ્યો ગયો, અને ફરીથી ઉતર્યો નહિ.

એ વર્ષ પહેલાં મી. જ્યોતિન્દ્રચરણ ગુહા ઉર્ફે ગોબર યુરોપના મલ્લસાથે કુસ્તી લડવા ઇંગ્લાંડ ગયો. ઇંગ્લાંડના લોકો એના અસાધારણ બળથી ચકિત થઇ ગયા. ' Health and strength ' નામના વર્તમાનપત્રે એનાં ખૂબ વખાણ કર્યાં એના કહેવાપ્રમાણે કોઇપણ સાધારણ અંગ્રેજ એના એક પણ મગદળ તો ઉંચકી શકતો નહતો તેમાં લખ્યું છે કે ઇંગ્લાંડમાં હાલ જે ગોબર છે તે એવા મગદળ ફેરવે છે કે કોઇ સાધારણ અંગ્રેજ તે ઉ[illegible] જેટલો નથી, અને તે પોતાના ગળામાં ૧૬૦ શેર ( ૪ મણ ) ના વજનનો પથ[illegible] નહિ.

ગો[illegible] મી કેમ્પબેલ અને જીમી ઇસન નામના બે મલને મળ્યો. બંનેને એ હરાવી શક્યો બીજા દાવમાં ગોબરને કંઇક સહન કરવું પડયું. પહેલા દાવમાં હારી ગયો તેથી જીમી ઇસને ગોબરને મુક્કાથી માર્યો અને વારંવાર માર્યા છતાં તેણે માર્યા જ કર્યું. અધિકારીઓએ આથી સરત બંધ રાખી અને ગોબરને જીતનાર તરીકે જાહેર કર્યો. ગોબરને ૧૫૦૦ પાઉંડ અને ઉપજના ૭૦ ટકા મળ્યા. ત્યાંથી ગોબર પારીસ ગયો અને પછી અમેરિકા ગયો.

ગોબર પછી વાનપ્રસ્થ થયો. આ પ્રમાણે કેટલાક ભારતવાસીઓએ યુરોપ અને અમેરિકાના મલ્લોને હરાવ્યા છે, પરંતુ તેમની કોઇ ગણના કરતું નથી. જો તે લોકોએ આપણા કીકરસિંહ અથવા કાળુને જોયા હોત તો તેઓ શું કહેત તે આપણે કહી શકતા નથી. પરિણામ સરખો છે ભારતવાસીઓમાં દમ હોય કે ન હોય તોપણ તેમની દુનિયામાં કોઇ ગણના કરતું નથી. સીધીઓને હરીફાઇ કરવા દેવામાં આવે છે, પરંતુ ભારતાસીઓને કરવા દેવામાં આવતી નથી.

હિંદુસ્થાનમાં ઘણા જબરા મનુષ્યો છે. તેમાં પ્રો. રામમૂર્તિ, હિંમતબક્ષ, કે ડી. સીલ, ભવાની શૉ, અને જી. પી. ગર્ગો પ્રખ્યાત છે. આમાં રામમૂર્તિ, કે. ડી. સીલ અને ભવાની મોટા હાથીને છાતીપર ઉભા રાખી શકે છે. હાથીને ઉભો રાખવાનું કામ પહેલું રામમૂર્તિએ કરેલું. તે પહેલાં કોઇને એ વિચાર સરખો પણ આવેલો નહિ. ૮૦૦૦ શેર ( ૨૦૦ મણ ) નું વજન ખસેડી નાખવાથી રામમૂર્તિ વજન ઉંચકનારામાં ૧ લો આવે છે. તેમની પહેલાં મી. શ્યામકાંત બેનરજી આવાં કામોમાં અને વાઘની રમતોમાં પ્રખ્યાત હતા. શૉ ભીમ ભવાની તરીકે બંગાળામાં પ્રખ્યાત છે. તે ૨૫-૨૬ વર્ષનો છે. ૧૨ વર્ષનો હતો ત્યારથી કસરત કરવા તેણે માંડી છે. તે કસરતબાજ છે. તે પ્રો. રામમૂર્તિ સાથે કેટલાં વર્ષ રહ્યો હતો. રામમૂર્તિની છાતી ૪૮ ઇંચ છે, અને ફુલાવે ત્યારે ૫૧ થાય છે. ફુલેલી ૧૦ મીનીટ સુધી રાખી શકે છે. ભવાનીની છાતી ૪૨ ઇંચની છે અને ફુલાવે છે ત્યારે ૪૮ ઇંચ થાય છે. ૮૦૦૦ શેર ( ૨૦૦ મણ ) નો પથ્થર છાતીપર રામમૂર્તિ રાખે છે; ૨૨ ઘોડાના બળવાળી મોટરકાર અટકાવી શકે છે અને $\frac{૧}{૧૬}$ ઇંચ જાડી લોઢાની સાંકળ હાથથી તોડી શકે છે. બે બળદથી ખેંચાય એવાં ભરેલાં ગાડાં છાતીપરથી પસાર કરે છે. ભવાની પણ આ કામ કરે છે.

# સહચરીસંમેલન.



આપણે સુખને માટે નિત્ય વિવિધ પ્રયત્ન કરીએ છીએ, અને તેને માટે વિવિધ પદાર્થોને એકત્ર કરીએ છીએ.

પ્રાણીમાત્રમાં પરમાત્માએ સુખેચ્છા સ્વભાવે જ રાખેલી છે, કે જેથી તે તેને શોધે છે. આ સુખેચ્છા વસ્તુતઃ કયા મુખ્ય ઉદ્દેશને લેઇને છે તેનું આપણને આપણી જીવદશામાં જ્ઞાન નથી જ. પરંતુ તે સુખેચ્છા રાખવાનો પરમાત્માનો કોઇ નિગૂઢ આશય છે. આ સુખને શોધતાં શોધતાં પ્રાણીઓ ઉત્તરોત્તર ઉચ્ચ ઉચ્ચ સુખને શોધે છે અને પરિણામે જે સર્વોત્કૃષ્ટ સુખ છે, જે સર્વોત્તમ આનંદ છે, તેને પ્રાપ્ત કરે છે. જ્યાંસુધી મનુષ્ય આ સર્વોત્કૃષ્ટ સુખને પ્રાપ્ત ન થાય ત્યાંપર્યંત તેની સુખેચ્છા શમતી નથી; અને તેને અંતરમાં અતૃપ્તિ રહ્યાં જ કરે છે, પરંતુ જ્યારે તે આ સર્વોત્કૃષ્ટ સુખને વરે છે ત્યારે તે પૂર્ણ તૃપ્ત થાય છે, ત્યારે તે આપ્તકામ થાય છે, અને પછી તેને કોઇ પ્રાપ્તવ્ય અવશેષ રહેતું નથી. પછી તેને મારે અમુક સુખની જરૂર છે, એમ અંતરમાં થતું નથી, પરંતુ તેને હું પૂર્ણ સુખી છું, હું પૂર્ણ તૃપ્ત છું, એ પ્રકારે નિત્ય ભાન જાગ્રત્ રહે છે.

પરંતુ આ પ્રકારનું સર્વોત્કૃષ્ટ સુખ જે માર્ગે પ્રાપ્ત થઇ શકે તે માર્ગે વહેનાર મનુષ્યોની સંખ્યા ઘણી જ નાની હોય છે હજારમાં એકાદની કહીએ તો ચાલે કારણ, કે આ પ્રકારનું સર્વોત્કૃષ્ટ સુખ જે માર્ગે પ્રાપ્ત થઇ શકે, તે માર્ગે વહેવાનો અધિકાર પ્રાણીમાત્રને, કે મનુષ્યમાત્રને તત્કાળ પ્રાપ્ત થઇ જતો નથી. પરંતુ अनेक जन्मसंसिद्धः ततोयाति परां गतिम्—એ વચનપ્રમાણે અનેક જન્મની સંસિદ્ધિને અંતે જ તે માર્ગપ્રતિ દૃષ્ટિ વળે છે, કે તે માર્ગે વહેવાની વૃત્તિ થાય છે.

જનસમાજપ્રતિ દૃષ્ટિ કરતાં જણાય છે, કે મનુષ્ય સુખને માટે વિદ્યા ભણે છે; ભણીને નોકરી કરે છે, કે કાં તો વ્યાપાર, કે અન્ય ઉદ્યોગ કરે છે પૈસા મેળવે છે ગૃહ બાંધે છે, તથા ગાડીઘોડા વગેરે આ જગતમાં સુખને આપનાર ગણાતા પદાર્થોને તે મેળવે છે.

આ પદાર્થો જેમ મનુષ્યને વધારે પ્રમાણમાં પ્રાપ્ત તેમ આજે તે જનસમાજની દૃષ્ટિથી વધારે સુખી ગણાય છે. એક મજુર કરતાં એક શેઠ, અને એક શેઠ કરતાં એક અમલદાર, અને એક અમલદાર કરતાં એક રાજા વધારે સુખી ગણાય છે, કારણ, કે જે વધારે સુખી ગણાય છે, તેમને ગૃહ, ધન, વસ્ત્ર, અલંકાર, વાહન, વગેરે વધારે પ્રમાણમાં પ્રાપ્ત હોય છે.

મનુષ્યો વાસ્તવિકરીતે જેટલાં સુખી હોય છે તેનો વિચાર આપણે અત્ર જ સ્વલ્પમાં કરીશું. પરંતુ સામાન્ય રીતે મનુષ્યો બીજાના અભિપ્રાયઉપર જ પોતાને સુખીદુઃખી ગણે છે. એક ખેડુત, કે એક મજુર, કે એક સામાન્ય સ્થિતિવાળો મનુષ્ય ઓછો સુખી ગણાય છે, તથા તે પોતે પણ પોતાને ઓછો સુખી માને છે, કારણ, કે તે ઓછો સુખી છે. અને આમાન્ ગણાતા બીજા મનુષ્યો વધારે સુખી છે, એમ જનસમાજ માને છે. હવે આ મનુષ્ય કદાચ વધારે સુખી વસ્તુતઃ હોય છે તોપણ જનસમાજની દૃષ્ટિથી તે દુઃખી અથવા

થઇ શકે તેવા આચારસાધ્ય વિવિધ માર્ગો તેમાં દર્શાવેલા છે. અને તેથી આ વર્ગમાં બેઠેલા પુરુષો જ પોતાના શ્રેયસ્‌ને સાધીને બેસી રહેતા નથી, પણ સાથે પોતાની ધર્મપત્નીને પણ તે કાર્યમાં જોડે છે.

આ શ્રેયસ્‌ની સાથે આ વર્ગના સ્ત્રીપુરુષો પોતાની શારીરિક, માનસિક, નૈતીક, વગેરે અનેક પ્રકારની ઉન્નતિને પણ વિસારતાં નથી, પણ તેને પણ સાધે છે. જેથી આ વર્ગનાં સ્ત્રીપુરુષો જે જે પ્રકારની ઇતર ઉન્નતિ કે જેને જનસમાજ [illegible] માને છે, તેને તો સાધે છે, એટલું જ નહિ; પણ જેનાપ્રતિ હજી જનસ[illegible]ટ ગઇ નથી, તેવા સર્વોત્કૃષ્ટ શ્રેયસ્‌ને પણ સાધે છે; અને આજે તે વર્ગપ્રતિ દ[illegible] તો તે વર્ગમાં સ્ત્રીપુરુષોએ ઉન્નતિની આ વિવિધ દિશામાં ઘણો માર્ગ કાપેલો છે.

અને આ પ્રમાણે આ વર્ગમાં પ્રારંભથી જ સ્ત્રીઓની ઉન્નતિપ્રતિ દૃષ્ટિ રહેલી હોવાથી આજે તે વર્ગની કેટલીક સ્ત્રીઓની પ્રગતિ એવી તો સારી થઇ ગઇ છે, કે જેથી તે સ્વતંત્રપણે આ વર્ગની લૌકિક તથા અલૌકિક ઉન્નતિ કરી શકવાને સમર્થ થઇ રહી છે. કોઇ કોઇ સુભાગી સ્ત્રીઓએ તો પોતાની સમુન્નતિ એવી સારી કરી છે, કે પુરુષોને પણ તે લજાવે. અને તેથી આવી આગળ વધેલા શ્રેયસાધક સ્ત્રીઓદ્વારા આ વર્ગની તથા આ વર્ગના કાર્યની સાથે જેમને ભળવાને અડચણ ન હોય તેવા, વર્ગની બહારની સ્ત્રીઓની વિવિધ પ્રકારની લૌકિક ઉન્નતિની સાથે ઉપર જણાવેલું શ્રેયસ્ સધાય તદર્થ વર્તમાન વર્ષથી સહચારીસંમેલન નામના માત્ર સ્ત્રી ના જ ઉત્સવનો પ્રારંભ આ વર્ગે કર્યો છે. આ પ્રકારનો આ વર્ગનો ઉત્સવ પ્રથમ જ છે, અને જનસમાજમાં પણ આવો ઉત્સવ આ વર્ગે જ પ્રથમ કર્યો છે, એમ કહીશું તો તે કેવલ ઉચિત જ છે.

આ ઉત્સવની તમામ વ્યવસ્થા પ્રધાનપણે સ્ત્રીઓને હાથે જ થતી હતી અને તેમાં નીચે જણાવ્યાપ્રમાણે નિયમો પાલન કરવાના હતા તથા નીચે જણાવ્યાપ્રમાણેની તેમાં વ્યવસ્થા રાખવામાં આવી હતી.

[ ઉત્સવના દિવસો-ચૈત્ર શુક્લ ૧૨-૧૩-૧૪ ત્રણ દિવસ. ]

સ્થળ-શ્રી વિશ્વવંદ્યોપવન-વડોદરા.




પુરુષ તથા બાળક એ ત્રણે વર્ગમાં ઉન્નતિ થવાની સર્વદા અગત્ય રહે છે. અને તે ઉન્નતિ તે તે વર્ગમાં વિવિધ પ્રકારના જ્ઞાનવડે પ્રકટે છે. આમ હોવાથી ત્રણે વર્ગને જ્ઞાનની અગત્ય છે. જ્ઞાન પ્રકટવામાં અનેક માર્ગો હેતુરૂપ છે. પરંતુ તેમાં મુખ્ય યોગ્ય સમાગમ, ઉપદેશ અને દૃષ્ટાંત છે. યોગ્ય સમાગમવડે મનુષ્યમાં જ્ઞાનના સંસ્કાર સ્થપાય છે, પોષણ પામે છે અને વિકાસ પામે છે. તે જ પ્રમાણે ઉપદેશદ્વારા પણ એ કાર્ય સધાય છે. અને એ જ રીતે પ્રત્યક્ષ દૃષ્ટાંતવડે પણ એ ઉદ્દેશ સિદ્ધ કરી શકાય છે. પરંતુ એ ત્રણે સાધનોનો સહકારી ઉપયોગ થવાથી મૂલ ઉદ્દેશની સિદ્ધિ અધિક સત્વર થાય અર્થાત્ મનુષ્યમાં જ્ઞાનના સંસ્કાર અધિક દૃઢપણે પડે એ સ્વાભાવિક છે.

પુરુષ અને બાળક એ બે વર્ગની મધ્યમાં સ્ત્રીજાતિનું સ્થાન છે. અને તેથી તે

સ્ત્રીવર્ગને પુરુષની સાથેના વ્યાવહારિક તેમ જ બાળકસાથેના વ્યવહારાદિનું જ્ઞાન હોવાની જરૂર છે. સ્ત્રી એ, એવી જ્યોતિ છે કે જેનો પ્રકાશ પુરુષના જીવન ઉપર તેમ જ બાળકોના જીવનઉપર પડે છે. અને તે બંને પ્રદેશને ઉજાળે છે. આમ હોવાથી જ સ્ત્રીજાતિનું માહાત્મ્ય પૂર્વપુરુષો ગાઇ ગયા છે, અને તેની જ સાથે તે વર્ગને જ્ઞાનસંપન્ન રાખવાનો ખાસ ઉપદેશ કરી ગયા છે.

સ્ત્રી[illegible]ના માથે જે કર્તવ્યભાર છે તેનું જો તેમને ઉત્તમ પ્રકારે જ્ઞાન હોય તો આખી [illegible] તે કેટલી ઉન્નતિને પામે એ સહજ સ્પષ્ટ થાય એમ છે. સ્ત્રીજાતિને અંગે જ પુરુષને [illegible] 'ગૃહસ્થાશ્રમ' રૂપ આશ્રમ રચાયો છે, અને તે આશ્રમની સવિશેષ સિદ્ધિ સ્ત્રીજાતિની પ્રીતિ હોય છે તો જ રૂડી રીતે થાય છે.

આમ હોવાથી સ્ત્રીજાતિને તેમના વાસ્તવ કર્તવ્યનું ભાન થવાની પ્રથમ જરૂર છે. અને પછી તે માર્ગમાં તેમનું જીવન વહેતું થાય એ બીજી જરૂર છે. આ બંનેમાટે સ્ત્રીજાતિમાં તેમના વિકાસને યોગ્ય જ્ઞાનને પ્રકટાવવું જોઇએ. એ જ્ઞાનના ટુંકામાં બે વિભાગ પડે. ૧ વ્યાવહારિક અને ૨ પારમાર્થિક. એ જ વિભાગોનું જરા વિશેષ સ્પષ્ટ રૂપ કહીએ તો સાંસારિક, શારીરિક, નૈતિક, ધાર્મિક, માનસિક, આધ્યાત્મિક એ વગેરે વિભાગો પડે છે. આ સર્વનું ધીમે ધીમે પરંતુ ઉપયોગી જ્ઞાન પામવાની સ્ત્રીજાતિને આવશ્યકતા છે.

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગતરફથી સ્ત્રીજાતિની ઉન્નતિમાટે વિવિધ પ્રકારના પ્રયત્નો કંઇ કંઇ અંશમાં થયા કરતા છે. ઉક્ત વર્ગ સ્ત્રીજાતિની ઉન્નતિ કરવાના કર્તવ્યપ્રતિ ઉપેક્ષાબુદ્ધિવાળો નથી, પરંતુ તે જાતિની વાસ્તવ ઉન્નતિ કેવા પ્રકારે થઇ શકે તેનું ચિંતન કરતો આવ્યો છે અને કરે છે. વર્તમાન સમયમાં પ્રવર્તતા સ્ત્રીજાતિના વિકાસના ઉપાયો અથવા માર્ગો કેટલે અંશે યોગ્ય છે અને તેમાંથી શું લાભાલાભ પ્રાપ્ત થાય છે, તેના પ્રતિ દૃષ્ટિ નાખી યથાશક્તિ વિચાર કરે છે.

સ્ત્રીજાતિના વિકાસને માટે અને તેમને પ્રાપ્ત કર્તવ્યોને તે ઉત્તમ સાધી શકે એવા પ્રકારનું જ્ઞાન પામવાને માટે ઉપર જણાવ્યા તે ત્રણે માર્ગોનું સહકારી સાધન તેમને પ્રાપ્ત થાય તો તે વિશેષ હિતકર છે, એ વિચારથી ઉક્ત વર્ગ તરફથી અનેક સજ્જન સ્ત્રી પુરુષની ઇચ્છાને અંગે **સહચરીસંમેલન** નામનો કેવળ સ્ત્રીવર્ગનો સમારંભ વર્તમાન વર્ષના ચૈત્ર શુકલ ૧૨, ૧૩, ૧૪, ( શનિ, રવિ, સોમ તા. ૧૫, ૧૬, ૧૭, એપ્રીલ ૧૯૧૬ ) એ ત્રણ દિવસ વડોદરામાં શ્રી વિશ્વેશ્વર ઘેપવનમાં ઇશ્વરેચ્છાથી પાલન કરવાનો નિર્ણય થયો છે. તે સમેલનમાં જે જે સ્ત્રિઓને ભાગ લેવાની ઇચ્છા હોય તેમણે ચૈત્ર સુદ ૭ રવિવાર ( તા. ૯-૪-૧૬ ) સુધીમાં નીચેના સરનામે પોતાની ઇચ્છા જણાવી આ સંમેલનનિમિત્તનું નીચેનું અનુમતિપત્ર ભરી મોકલવું. તે પછીથી અનુમતિપત્ર મોકલનારને પ્રતિદિનના બાર આના આપવા પડશે.

## સહચરીસંમેલનના સામાન્ય નિયમો.

૧. પ્રત્યેક સ્ત્રીએ નિત્યના આઠ આના પ્રમાણેનું ભોજનખર્ચ નિમિત્તે દ્રવ્ય આપવું પડશે. પાંચ વર્ષથી ઉપરના બાલકોમાટે નિત્યના ચાર આના આપવા પડશે.

૨. નોકર સાથે હશે તો તેના પણ આઠ આના નિત્યના આપવા પડશે.

૩ દશ વર્ષનો ઉપરના બાલકાના નિત્યના આઠ આના જ ગણાશે.

૫ શ્રેયસ્સાધકવર્ગનાં બહેનોઉપરાંત અન્ય કોઇ બહેનને પણ આવવું હશે તો તે પણ આવી શકશે.

## अगत्यनुं.

બનતા સુધી ફક્ત સંમેલન સમયે સ્ત્રીઓએ બનાવેલા વિવિધ [illegible]–ભરત, ગુંથણ ચિત્રકામ વગેરેનું એક નાનું પ્રદર્શન ભરવા ધારણા છે, તો જેમની પા[illegible] સા હસ્ત હોય તેમણે તે તત્કાળ મોકલી આપવું. અને નવીન કાંઇ બની શકે તેવું [illegible] તે તૈયાર કરીને તેમણે સાથે લેતાં આવવું.



### સહચરીસંમેલનમાં ભાગ લેનાર સ્ત્રીઓને સૂચના.

પૂર્વે જણાવેલા ત્રણ અથવા તેમાંનાં કોઇપણ દિવસમાં એ સંમેલનમાં ભાગ લઇ શકાશે. તેમાં કયા કયા દિવસમાં આવવું છે તે ચૈત્ર સુદ સાતમ સુધીમાં જણાવવું. તેમાં પોતાનું નામ, પતિનું નામ, ઠેકાણું, ગામ, જ્ઞાતિ, સાથે કેટલાં બાલકો–તેમની ઉમર સાથે ( કોઇ નોકર સાથે આવનાર હોય તો તે——બનતાં સુધી સ્ત્રી નોકર લાવવી ).

બનતા સુધી નાના બાલકોને ઘેર મૂકીને આવવું. જે ઘેર ન જ રહી શકે એમ હોય તેમને સાથે લાવવાં. પણ તે છોકરાંઓ ગરબડ કે અન્યને ઉપાધિ ન કરે તેને માટે તેનણે ખાસ સાવધાનતા રાખવી.

સ્ત્રીયોએ નીચે પ્રમાણેનો સામાન સાથે લાવવો.

પૂજનનું સાહિત્યઃ—આસન, પત્રાળું, આચમની, તરભાણું, દીવી, ચંદન, અગરબત્તી વગેરે દેવની પ્રતિમા મૂર્તિ વગેરે, તેની પૂજાનો સામાન ( ધૂપ, દીવામાટે ઘી, નૈવેદ્ય, અબીલ ગુલાલ વગેરે, કપૂર, કેસર દીવાસળીની પેટી વગેરે. )

બિછાનું —ચાદર ગોદડાં ( ઓઢવા પાથરવાનાં ) વગેરે.

નાનાં છોકરાંઓ સાથે હોય તેમણે તેમને માટે ખાવાનું લેતા આવવું.

ફાનસ, મીણબત્તીનું સ્ટેંડ અથવા એવું જ કાંઇ દીવાનું સાધન.

કીર્તનમાટે કીર્તનનું કોઇ પુસ્તક તેમ જ વાંચવાને માટે કોઇ ધાર્મિક ગ્રંથ સાથે લાવવા.

કોઇ બ્હેનને એકાકી આવવાનું થાય અને સ્થાનની ખબર ન હોય તો તેમણે કઇ ટ્રેનમાં કયે દિવસે આવવાનું થશે તે જણાવવું, જેથી બનશે તો સ્ટેશનઉપર કોઇ મનુષ્યની વ્યવસ્થા કરવામાં આવશે.

શનિવાર પ્રાતઃકાલથી સંમેલનના કર્તવ્યનો આરંભ થશે. તેથી તે નિમિત્તે આવનારે તે પૂર્વના દિવસે આવી જવું અને તેમણે બારોબાર શ્રી વિશ્વયોગપત્તન ( કારેલી બાગ ) માં આવવું. શુક્રવારે સાંજરે વાળુની વ્યવસ્થા રાખવામાં આવશે. તે પૂર્વે આવનારે ભોજનની વ્યવસ્થા કરી લેવી.

સંમેલનનો કાર્યક્રમ સોમવારે રાત્રે ૧૦–૧૦ાા વાગતા સુધીમાં પૂર્ણ થશે.

વ્યવસ્થાપક મહાકાલ,
વડોદરા.

## શ્રેયસ્સાધકબંધુઓપ્રતિઃ

' સદ્ગુણીસંમેલન ' માં આપનાં પત્ની, પુત્રી આદિ સ્ત્રીકુટુંબીવર્ગને અનુકૂલતા રચી આપી મોકલવા કૃપા કરશો. મુખ્યત્વે કરીને સ્ત્રીઓની સર્વ પ્રકારની વ્યવસ્થા નીચે આ ઉત્સવનું પાલન થશે. પ્રાતઃકાલમાં જપ, ધ્યાન વગેરે ધાર્મિક ક્રિયાઓ થશે. ધર્મવૃત્તિ એ સ્ત્રીજાતિનો ખાસ ગુણ છે. તે ગુણ પોષણ અને વૃદ્ધિ પામે તે નિમિત્ત ધાર્મિક વિષયોની ચર્ચા-ચર્ચા [illegible] કરવામાં આવશે.

તે [illegible] ગૃહવ્યવહારના જ્ઞાનસંબંધી પણ વિવિધ ઉપયોગી ચર્ચા કરવામાં આવશે. તેનું વિશેષ [illegible]વારસાધ્ય ( Practical ) જ્ઞાન અપાય તેને માટે જે જે વસ્તુનું જ્ઞાન આપવાનું હોય તેના અંગના પદાર્થો વગેરે સાહિત્ય જોઇએ. તેમાં બનશે ત્યાં સુધી તે રીતે જ્ઞાન આપવાનો—તે જ સ્થાને સાક્ષાત્ કરી બતાવવાનો-પ્રયત્ન કરવામાં આવશે. પરંતુ તેમાં ખરચ વધવાનો ઘણો સંભવ રહે છે. તો તે નિમિત્તે એ કર્તવ્યના ઉત્તેજનને અર્થે કોઇને દ્રવ્યદાન કરવાની ઇચ્છા હોય તો તે મોકલી આપવા કૃપા કરવી. જેથી તે અંગે સુવિશેષણપણે સાધી શકાય.

સ્ત્રીઓનું શારીરિક આરોગ્ય, બાલકોનું શિક્ષણ, તેમને ઉછેરવાની પદ્ધતિ, એ વગેરે ઉપયોગી વિષયોસંબંધી પણ ચર્ચા થશે. સર્વ પ્રકારની વાર્તા સ્ત્રીઓથી સમજી શકાય એવી સરળપણે અને સ્પષ્ટતાથી કરવાનો બનતો પ્રયત્ન થશે.

ભરતગુંથણ, ચિત્રકળા, ( સાથીઆ વગેરે ) સંગીત વગેરે કલાસંબંધી પણ વિવિધ પ્રશ્નો થશે.

બનશે તો સ્ત્રીઓને વાંચવા યોગ્ય ગુજરાતી પુસ્તકનું એક લઘુ પ્રદર્શન કરવામાં આવશે.

વિવિધ યોગ્ય પુરુષોદ્વારા સ્ત્રીઓને ઉપયોગી વિષયસંબંધી વ્યાખ્યાન કરાવવામાં આવશે. ( તે સમયે સ્ત્રીઓને બેસવા આદિની વ્યવસ્થા મર્યાદાપુરઃસર કરવામાં આવશે.)

આ કાર્યમાં ઉત્તેજનનિમિત્ત કોઇને દ્રવ્ય મોકલવાની ઇચ્છા હશે તો તેમણે તે દ્રવ્ય નીચેને સરનામે મોકલવું. દ્રવ્ય મળ્યેથી પહોંચ આપવામાં આવશે.

વ્યવસ્થાપક, મહાકાલ.
વડોદરા. "

આ પ્રકારનાં સૂચનાપત્ર આરંભમાં કાઢવામાં આવ્યાં હતાં, અને આ વર્ગની સ્ત્રીઓને મોકલવામાં આવ્યાં હતાં. આ પ્રકારનો ઉત્સવ પ્રથમ હોવાથી તથા સર્વને સમાચાર મોડા મળેલા હોવાથી જો કે વધારે સ્ત્રીઓની સંખ્યા આ સંમેલનમાં થઇ ન હતી, તો પણ આ સંમેલનનું ધારવા કરતાં ઉત્તમ પ્રકારે પાલન થયું હતું તથા તે ઉત્તમ પ્રકારના લાભને કરનાર તથા વિજયપ્રદ થઇ રહ્યું હતું.

સવારમાં વહેલાં ઉઠીને આ સંમેલનમાં આવેલી સ્ત્રીઓ આ પ્રસંગને માટે રચેલાં ઇશ્વરની સ્તુતિનાં માંગલિક પદો ગાતી હતી. તદનંતર દંતધાવન નૌચસ્નાનાદિયા પરવારીને

સંયમને માટે રચેલા મનોરમ સ્થાનમાં સર્વ સ્ત્રીઓ પોતપોતાના આસને જઇને રંગબેરંગી જૂદા જૂદા આકારના મનોહર સાથીયા પૂરતી હતી. પછીથી પોતાની પાસે રાખેલા દેવાદિકને પૂજન અર્ચન કરી ધૂપ તથા દીપક કરીને આરતી કરવામાં આવતી હતી. આ કાર્ય થઇ રહ્યા પછી સર્વ નેત્ર મીંચી શાંતિથી જપ, ધ્યાન ધારણાઆદિ સંયમની ક્રિયામાં જોડાતાં હતાં. સંયમને માટે રચેલું સ્થાન લીંપવાનું પવાથી, રંગબેરંગી સાથીયા પૂરવાથી, ધૂપ દીપઆદિ પ્રકટવાથી તથા દેવસેવાનાં પાત્રો તથા વસ્ત્રો અત્યંત સ્વચ્છ ... વ્યવસ્થાપૂર્વક રહેતાં હોવાથી આ સ્થળનો દેખાવ અત્યંત ભવ્ય તથા ચિત્તાકર્ષક થઇ ... તો.

જપ શું છે, આસન શું છે, ધારણા શું છે, ધ્યાન શું છે, એની ... પુરુષોને જ ખબર નથી; જ્યારે આ વર્ગની આ સાધ્વી સ્ત્રીઓ આસન, જપ, ધાર... ધ્યાનાદિને ઉત્તમ પ્રકારે સાધતી હતી આ સમયે અત્યંત શાંતિ જળવાઇ રહેતી હતી અને સર્વ સ્ત્રીઓ પોતાને પ્રાપ્ત ક્રમ શાંતિથી અને અત્યંત ઉત્સાહથી સાધતી હતી, એ જોઇને આ વર્ગે સ્ત્રીઓની કેટલી ઉન્નતિ કરી છે, તે સહજ સ્પષ્ટ થાય છે જ.

તદનંતર સાડાદસ વાગે સર્વ પોતાની ઇષ્ટદેવતાની આરતી ઉતારીને, સમય થતાં જમવાના કાર્યમાં રોકાતાં હતાં. પછીથી મધ્યાહ્નકાલે સર્વ વિવિધ ચર્ચામાં રોકાતાં હતાં. તદનંતર સાંજે સ્ત્રીઓએ જ રચેલાં અને આ પ્રસંગને માટે પ્રસિદ્ધ કરેલાં કીર્તનો સર્વ ગાતાં હતાં. આ કીર્તનો ગાવાનો ગાનારે પૂર્વથી અભ્યાસ ન કર્યા છતાં તે ઉત્તમ પ્રકારે ગવાતાં હતાં. બીજા દિવસથી ઇતર પુરુષોને તથા સ્ત્રીઓને પણ આવવાની છુટ હતી, જેથી શહેરમાંથી અનેક સ્ત્રીપુરુષો આ પ્રસંગે આવતા હતાં. કીર્તન પૂર્વે ભાષણની વ્યવસ્થા રાખેલી હતી, જેથી પ્રથમ ભાષણના સંબંધમાં સ્વલ્પમાં અત્ર આપણે બે શબ્દ લખીશું.

પ્રથમ દિવસે સાંજે શ્રીમતી જયંતીદેવીશ્રીએ પોતાના મનને અંતરથી તથા બહારથી જપ, ધારણા ધ્યાન, સારાં પુસ્તકોનું વાંચન, દૃઢ નિશ્ચય વગેરેથી કેવી રીતે સુધારવું તે સંબંધમાં સ્વલ્પમાં એક અત્યંત ઉપયોગી વ્યાખ્યાન કર્યું હતું. ભાષા સહજ સમજાય તેવી છતાં શુદ્ધ અને પ્રૌઢ હતી, વિચારો અપૂર્વ અને અત્યંત ઉપયોગી હતા તથા ઉત્તમ વ્યવસ્થાપૂર્વક તે દર્શાવતા હતા; વાણીનો પ્રવાહ અસ્ખલિતપણે મંદમંદ નદીનું જલ વહે તેમ વહેતો હતો. આ વગેરે અનેક ઉત્તમ ગુણોથી આ વ્યાખ્યાન અલંકૃત હતું અને વ્યાખ્યાન કરનારના અંતઃકરણની અત્યંત ઉચ્ચ દશાનું સ્પષ્ટ ભાન કરવાતું હતું.

બીજે દિવસે વડોદરા મેઇલ, ટ્રેનીંગ કૉલેજના પ્રોન્સીપાલ રા. રા. પીનાકીપ્રસાદ દેસાઇ, એમનું "અમેરિકાની સ્ત્રીઓનું વ્યાવહારિક જીવન," એ વિષયઉપર વ્યાખ્યાન હતું. ત્યાંની સ્ત્રીઓના કનિષ્ટ, મધ્યમ, અને ઉત્તમ એમ ત્રણ વર્ગ પાડીને તે સ્ત્રીઓ પોતાનું જીવન કેવી રીતે ગાળે છે તે તેમણે ઉત્તમ પ્રકારે સાદી ભાષામાં જણાવ્યું હતું.

આ વ્યાખ્યાન પૂર્ણ થતાં સૌ. શ્રી શાંતાબેને આ ભાષણમાંથી આપણાં દેશની સ્ત્રીઓએ શું સાર ગ્રહણ કરવાયોગ્ય છે તે દર્શાવ્યું હતું, તથા વક્તા અને શ્રોતાનો ઉપકાર માન્યો હતો. આ સૂચના તેમણે ટુંકામાં જ કરી હતી, પરંતુ તે એટલી તો ચોકસ રીતે વ્યાખ્યાતાના પ્રત્યેક મુદ્દાને લક્ષમાં રાખીને કરી હતી, કે શ્રોતવર્ગને તેમના વક્તૃત્વથી અત્યંત આશ્ચર્ય થયાવિના નહતું રહ્યું.

ત્રીજે દિવસે જૂદી જૂદી વ્યક્તિઓનાં જૂદાં જૂદાં વ્યાખ્યાનો થયાં હતાં, જેનું આપણે અત્ર માત્ર વિહંગાવલોકન જ કરી જઇશું.

પ્રથમ વ્યાખ્યાન શ્રીશાંતાબેનનું હતું અને તે " ગુરૂભક્તિ અને તેની આવશ્યકતા " એ વિષયઉપર હતું. આ વ્યાખ્યાન તેમણે આપણા શાસ્ત્રનાં શ્રુતિસ્મૃતિ આદિનાં પ્રમાણ, તર્ક, તથા વિવિધ [illegible]ઓને દર્શાવતાં, એટલી તો વિદ્વત્તા રીતે, અને એવા સારા વક્તૃત્વથી કર્યું હતું, [illegible] આશ્ચર્યચકિત જ થઇ ગયો હતો. સ્ત્રીઓને ગુરુની આવશ્યકતા ક્યાં ક્યાં [illegible] છે, તેનું તેમણે ઘણી ઉત્તમ રીતે પ્રતિપાદન કર્યું હતું. ગુરૂભક્તિના [illegible]વા કેવા [illegible], તે પણ તેમણે કોઇ કોઇ દૃષ્ટાંતો આપીને ઉત્તમપણે સિદ્ધ કર્યું હતું. [illegible]મની ભાષા [illegible]સંસ્કારી, તથા પ્રૌઢ હતી, અને લેશ પણ ક્ષોભવિના તે અસ્ખલિતપણે [illegible]જાર મનુષ્ય સુખથી સાંભળી શકે તેવા સ્વરથી પોતાના વિચારને દર્શાવી શકતાં હતાં. [illegible]મનું ભાષણ સાંભળનાર પ્રત્યેકને તેમની વિદ્વત્તાનું ભાન સહજ થતું હતું.

તદનંતર શ્રી સુલોચનાબેને " સત્સમાગમની આવશ્યકતા અને તેના લાભ " એ વિષયઉપર ચર્ચા કરી હતી. એમની ભાષા પણ શુદ્ધ હતી, અને વિચારો પ્રૌઢ હતા, તથા પ્રસ્તુત વિષયને ઉદ્દેશીને જ તે જે કંઇ કહેતાં તે કહેતાં હતાં.

તદનંતર શ્રી પ્રમીલાબેને સ્ત્રીઓને કેવી કેળવણીની જરૂર છે તથા કેવી કેળવણીથી સ્ત્રીપુરુષ વચ્ચે એકરાગ હોઇ તેમનો ગૃહસ્થાશ્રમ સુખજનક થઇ શકે, તથા હાલની કેળવણીથી સ્ત્રીપુરુષોને કેટલું સુખ પરસ્પર મળી શકે છે, એ સંબંધમાં સ્વલ્પમાં એક મનોરમ વ્યાખ્યાન કર્યું હતું. એમની વ્યાખ્યાનની શૈલી અપૂર્વ ( original ) જ હતી અને શ્રોતૃવર્ગને તે સહજ પોતાના વિચારની સાથે એકમત કરી શકતાં હતાં. ભાષા વિશુદ્ધ, સંસ્કારી, અને અત્યંત સરળ હતી, તથા સાંભળનારને હજી તે વધારે બોલે તો સારૂં, એ પ્રકારના ભાવને જાગ્રત કરતી હતી. તદનંતર શ્રી હીરાગૌરીબેને આત્માનો આત્માથી ઉદ્ધાર કરવો, અને તેનો નિપાત ન થવા દેવો, એ વિષયઉપર એક નિબંધ વાંચ્યો હતો. ભાષા તથા વિચાર પ્રૌઢ હતાં, અને નિબંધ ઉપયોગી હતો.

આ પ્રમાણે વ્યાખ્યાનોની સમાપ્તિ થઇ હતી, મોટા વિદ્વાન્ ગણાતા પુરુષોને ચાર લીટી બોલવી હોય છે તો ગેંગે પેંપે થઇ જાય છે, અને બોલવામાં તથા વિચારમાં કંઇ વ્યવસ્થા રહેતી નથી, એ સર્વના અનુભવની વાર્તા છે. આ પ્રસંગે આ વર્ગની સ્ત્રીઓદ્વારા થએલાં વ્યાખ્યાનો સાંભળીને શ્રોતૃવર્ગ કે જેમાં અનેક વિદ્વાન્ પુરુષો તથા અનેક વિદ્વાન્ સ્ત્રીઓ હતાં, તે ચિત્રપટવત્ સ્થિર જ બની ગયો હતો. કારણ, કે આ વ્યાખ્યાનો સાંભળીને આ વર્ગની સ્ત્રીઓની આટલી બધી પ્રગતિ ( progress ) થએલી છે, એ જાણીને તેમને મહદ્ આશ્ચર્ય જ થયું હતું. એકે એક વ્યાખ્યાન પુરુષોને લજાવે એવું હતું અને તે જ વ્યાખ્યાન કરવાને જો પુરુષોને ઉભા કરવામાં આવે તો ભાગ્યે સોમાં એકાદ તેવું સારૂં ભાષણ કરી શકે, એમ સર્વ કોઇને થતું હતું. આ દિવસોનાં વ્યાખ્યાન, તથા કીર્તનો અને સંગીત તથા આ વર્ગની સ્ત્રીઓને હાથે થએલા ગ્ર[illegible]ણ •

સ્ત્રીઓ વળી જપ કરે, સ્ત્રીઓ વળી આસન તથા ધારણા ધ્યાનાદિ કરે, અને સ્ત્રીઓ વળી પરમાર્થવિષયક ચર્ચા કરે, એ જોઇને તો આ પ્રસંગે આવેલી અનેક અંગ્રેજી ઉચ્ચ higher કેળવણી લીધેલી સ્ત્રીઓને આ શું, એવો પ્રશ્ન સહજ થતો હતા, કારણ કે તેમની દષ્ટિથી આ દિશા તદન નવીન જ હતી.

પછીથી ઉપર જણાવ્યાપ્રમાણે કીર્તન કરવામાં આવતાં હતાં. આજના કવિમન્યો એક કવિતા લખવી હોય છે, તો ચાર છ, કલાક કે પ્રસંગે એક બે [illegible] છે, ત્યારે કવિતા લખી શકે છે, અને તે અનેક ઠેકાણે છપાવીને પોતાને કવિમાં ગ[illegible]ચપલ કરે છે. તેઓ જો આ પ્રસંગની સ્ત્રીઓએ રચેલી પગીશેક કવિતાઓ જોશે તો[illegible]સઘ સમજાશે, કે આ વર્ગની સ્ત્રીઓમાં આ પ્રકારે કાવ્ય કરવાની શક્તિ કેટલી [illegible]ને પામેલી છે. જૂદા જૂદા પ્રકારનાં પદો આ પ્રસંગને માટે રચવામાં આવ્યાં હતાં, અને તે ઉત્તમ પ્રકારનાં હતાં. તે સર્વના સંબંધમાં સ્થળસંકોચને લીધે અત્ર અધિક ચર્ચા ન થઇ શકવાને માટે અમે વાચકગણની ક્ષમા જ યાચી લેઇએ છીએ. જેમને આ પદો જોવાની ઇચ્છા હોય તેમણે દોઢ આનાની પોસ્ટની ટીકીટ મહાકાલના વ્યવસ્થાપક ઉપર મોકલી તે પુસ્તક મંગાવી લેવું, એટલે અમે જે લખીએ છીએ તેની સંપૂર્ણ ખાત્રી થશે જ.

જેવાં આ કીર્તનો ઉત્તમ હતાં તેવાં જ તે ઉત્તમ પ્રકારે ગવાતાં હતાં. અંતમાં આ પ્રસંગને માટે રચેલા ગરબા ઉત્તમ પ્રકારે ગાવામાં આવ્યા હતા અને આ સંમેલન પૂર્ણ કરવામાં આવ્યું હતું.

આ સંબંધમાં અધિક ચર્ચા કરવાને અત્ર હવે સ્થળ નથી, જેથી એટલી જ અત્રે સૂચના કરીએ છીએ, કે પુનઃ જ્યારે આ પ્રકારનું "સહચરીસમેલન" થાય ત્યારે જો આમાં સ્ત્રીઓને મોકલવાથી આપને હિત જણાતું હોય તો આપનાં ધર્મપત્ની, બેન, પુત્રી વગેરે જેમને તેમાં ભાગ લેવા મોકલી શકો તેમ હો તેમને યોગ્ય જણાય તો મોકલવામાં પ્રમાદ કરશો નહિ. ઇત્યલં.

સિદ્ધાર્થ પોતાની આજ્ઞા શિરસાવંદ્ય કરી તે દિવસથી તે મહેલમાં રહેવા ગયો. સિદ્ધાર્થની સેનાતમાં જે જે માણસો રોકવામાં આવ્યાં હતાં તે સઘળાને રાજાએ તાકીદ આપી હતી, કે ' સિદ્ધાર્થના અંતઃકરણમાં ઉદાસીનતા, ઉદ્વેગ અગર ગ્લાનિ ઉત્પન્ન થાય એવો કાંઇપણ બનાવ બનવા દેવો નહિ. સેવકો શુદ્ધોદનની આજ્ઞાપ્રમાણે વર્તવાનો અહર્નિશ પ્રયત્ન કરતા હતા. સિદ્ધાર્થનું મન હમેશાં વિલાસમાં રોંધાઇ રહે એવા તેઓ સઘળાંના પ્રયત્ન ચાલુ હતા. જુદી[illegible] જાતની રમતો, અનેક પ્રકારનાં વાદ્યો, તથા મનોહર વાર્તાલાપમાં સિદ્ધાર્થને [illegible] રીતે એવી અનુચરો કાળજી લેતા હતા. કોઇ સાધારણ મનુષ્ય હોત તો તે આ[illegible] વિષયસને ગાંડો બની આ જગતને વીસરી ગયો હોત. પણ સિદ્ધાર્થના અંતઃકરણ[illegible] ; વૈરાગ્ય ઉત્પન્ન થઇ હતી, તે આવા ચિત્તરંજનના વિજયે નિદ્રાને પામી નહિ. તેના અંતઃકરણમાં પ્રજ્વલિત થયેલો જ્ઞાનદીપ વિલાસસામગ્રીની ફુંકે ઓલવાયો નહિ અને જગતની નિર્દયતા નષ્ટ કરવાનો તેનો સંકલ્પ ઉપર પ્રમાણેના મોહપાશે તુટયો નહિ. ઉલટા તે મહેલમાં પણ હરવખત એવા બનાવો અનુચર વર્ગની સાવધતા છતાં બનતા કે સિદ્ધાર્થનું મન અધિકાધિક સાવધ થતું. તે એક દિવસે ઉદ્યાનમાંના એક સરોવર કિનારે બેઠો સમાનવયી મિત્રોસાથે વાર્તાલાપ કરી રહ્યો હતો; એવામાં અભ્રમાં એક કૃષ્ણમેઘ ઉત્પન્ન થયો અને તે સૂર્યમંડળપર આવતાં સરોવરમાંનું સૂર્યબિંબ અદ્રશ્ય થયું અને તે સ્વચ્છ જલપૂર્ણ સરોવર મેઘ પ્રમાણે જ કૃષ્ણવર્ણ દેખાવા લાગ્યું. સિદ્ધાર્થના મિત્રોના મનપર આની કંઇ જ અસર ન જણાઇ. પરંતુ સિદ્ધાર્થનો સસ્મિત ચહેરો ઉદ્વિગ્ન થયો. તે પોતાના મિત્રપ્રતિ બોલ્યો:—

" બંધુ, આ સરોવરમાંનું સૂર્યબિંબ કયાં ગયું ? "

મિત્ર બોલ્યો:—

" મહારાજ ! સૂર્ય વાદળામાં ઢંકાયાથી તે અદ્રસ્ય થયું છે ? "

સિદ્ધાર્થ દીર્ઘ શ્વાસ છોડી બોલ્યો:—

" આપણા માનસ સરોવરપર પણ આવા જ કૃષ્ણમેઘ ચઢી આવે છે અને સદ્ગુણાદિ સૂર્યનાં પ્રતિબિંબો જે તેમાં પડેલાં હોય છે તેને અદ્રશ્ય કરે છે. મારા માનસ સરોવરના પ્રતિબિંબોને અદ્રસ્ય કરવામાટે તમો તે મેઘનું કાર્ય-તો નથી કરતાને ? "

સિદ્ધાર્થના મિત્રોએ આનો કંઇ જ જવાબ ન આપ્યો. સિદ્ધાર્થના મનમાં આવેલા વિચારોને દૂર કરવાના ઇરાદે તેઓએ તે વિષય બદલી બીજી વાત છેડી. ઉપર જણાવ્યા પ્રમાણેના બનાવો બે ચાર દિવસે બની આવતા, અને તેની રાજા શુદ્ધોદનને જાણ થતાં તેમને અકળામણ થતી. જે દિવસે સિદ્ધાર્થે ' પોતાના મનને વિષયાસક્ત કરવા માટેનો તો આ તમારા પ્રયત્નો નથી ને, એવો પ્રશ્ન કર્યો હતો તે દિવસે તો રાજાને ઘણી જ ચિંતા થઇ. તેણે પોતાના હિતચિંતક મંત્રીઓને બોલાવ્યા અને આ સંકટમાંથી બચવાનો શું ઉપાય છે એમ પૂછ્યું. રાજા શુદ્ધોદન આ સમયે આર્દ્ર સ્વરે યાચકવૃત્તિથી મુખ્ય પ્રધાનપ્રતિ બોલ્યા:—

" પ્રધાનજી ! આ સમયે હું કેવી વિકટ સ્થિતિમાં સપડાયો છું, તે તમે જાણો જ છો. રાજ્યકુમાર સિદ્ધાર્થે આ રાજ્યનો સ્વીકાર કરવો એવી મારી ઇચ્છા છે; તેમ તે. રાજા

થગને પણ સર્વથા યોગ્ય છે. તેની મુખશ્રી વીરશ્રી વગેરે રાજૈશ્વર્યને યુક્ત જ છે, અને જો તે રાજા થાય તો તે નિશ્ચય સર્વ પૃથ્વીના સાર્વભૌમ ભૂપતિ બનશે, પરંતુ તેના મનનું વલણ ઐશ્વર્ય કરતાં વૈરાગ્ય તરફ જ વધારે દેખાય છે કાલ દેવલ ઋષિએ કાઢેલા ઉદ્દગારો તમારા લક્ષમાં હશે જ ? ' આ પાર્થિવ પુષ્પના સુમનોહર સુવાસે સઘળું જગત પ્રસન્ન થશે, એવું તે ઋષિ બોલ્યા હતા, તેનો શો અર્થ? સિદ્ધાર્થ સાર્વભૌમ ભૂપતિ થઇ સર્વ જગતમાં પ્રસિદ્ધ થશે, કે વૈરાગ્ય ધારણ કરી સર્વ જગતને પોતાના ચરણે નમાવશે ? [illegible] સિદ્ધાર્થ જો સર્વસંગ પરિત્યાગ કરી ચાલ્યો જશે તો, મારી અને પ્રજાવતીની શી [illegible], તેનો વિચાર કરો. મારો સર્વ વિશ્વાસ આપનાપર જ છે. આ સંકટમાં આ[illegible]જ મારા માર્ગદર્શક છો. મારી ચિંતા દૂર થાય એવી અને એકાદ યુક્તિ બતાવો. "

રાજાના આ શબ્દો સાંભળી પ્રધાન વિચારમાં પડ્યા. તે થોડો વખત વિચાર કરી બોલ્યાઃ—

" મહારાજ ! આ પ્રશ્ન કંઇ એટલી બધી ચિંતા કરવા સરખો નથી. પુરાણોમાં પણ એવી કથાઓ છે કે, જે ઋષિઓ વૈરાગ્યાદિ તપોબલે ઘણા પ્રબળ થયા હતા, પરંતુ તેમને સુંદર સ્ત્રીઓએ તપથી ભ્રષ્ટ કર્યા, અને તે તે સમયે ઉત્પન્ન થએલા સંકટમાંથી જનસમાજનું સંરક્ષણ થયું. તે જ પ્રયોગ સિદ્ધાર્થ પર અજમાવવો. એકાદ સુંદર સ્ત્રીના મોહપાશમાં સિદ્ધાર્થ સપડાતાં વૈરાગ્ય વગેરે સર્વ નષ્ટપ્રાય થઇ જશે અને સુખોપભોગ માટે આ વિશાળ રાજ્ય પણ તેને તદન અપૂર્ણ લાગશે. "

પ્રધાને આપેલી સલાહ સર્વેતોપરી યોગ્ય ઠરી. રાજા શુદ્ધોદન બોલ્યાઃ—

" પ્રધાનજી ! તમે સિદ્ધાર્થને મળી તે લગ્ન કરવા તૈયાર થાય એવી વ્યવસ્થા કરો અને લગ્નમાટે કબુલ થતાં તેને યોગ્ય એવી સુંદર રાજકુમારી શોધી કાઢો. જો આટલું કાર્ય તમે કરશો તો, આ રાજસંરક્ષણ કર્યાનું શ્રેય તમને મળશે. મારાપર જેવો તમારો મહત ઉપકાર થશે તે જ પ્રમાણે પ્રજાજનોનો પણ આશીર્વાદ મળશે. આ કાર્ય કરવાનું જો, કે તમારૂં કર્તવ્ય જ છે તોપણું હું તે માટે તમને વિનતિ કરૂં છું. "

પુત્રપ્રેમ અને રાજ્યૈશ્વર્યથી મોહવશ થએલા રાજા શુદ્ધોદનની તે અંતઃકરણથી કરેલી વિનતિ પ્રધાને માન્ય કરી. પ્રધાન સ્વામી, કાર્યદક્ષ તેમ જ રાજ્ય પરિચાલનમાં તે એક્કો હતો, તેમ જ બુદ્ધિશાળી અને વ્યવહારકુશળ હતો. તે પોતાનું કાર્ય સાધવા માટે નવીન તૈયાર કરેલા મહેલમાં રોજ જવા લાગ્યો અને યુક્તિ પ્રયુક્તિએ રાજ્યકુમારનું મન વાળવા લાગ્યો. એક દિવસે તેણે સમય સાધી સિદ્ધાર્થને પૂછ્યુંઃ—

" રાજકુમાર ! આપ લગ્નને યોગ્ય થયા છો. મહારાજાના મનમાં આપનાં લગ્ન કરવાનાં છે. આપને યોગ્ય એવી રાજકન્યાની શોધનું કાર્ય મને સોંપવામાં આવ્યું છે. તો આપ મારી સાથે દેશાવરમાં કુચ કરવાનો વિચાર કરો તો આપને અનેક રાજ્યકન્યા જોવાનો સમય પ્રાપ્ત થાય, તેમાંથી જેની સાથે આપ લગ્ન કરવાનું જણાવશો, તેની સાથે આપનો વિવાહ કરવાની વ્યવસ્થા મહારાજા કરશે. "

સિદ્ધાર્થ કંઈક વિચાર કરી બોલ્યો.

સર્વાંગ સુંદર દિવ્યાંગના નીચે ઉતરી. તે રથમાંથી ઉતરતાં જ એકદમ મંડપમાં ગઇ. આ સમયે મંડપમાંથી બહાર જવાના ઉદ્દેશે ઉભા થયેલા મંડળમાં અશાંતિ ફેલાઇ હતી; પરંતુ નવાગત તરૂણીનું મંડપમાં આગમન થતાં માંત્રિકના જાદુ પ્રમાણે સર્વત્ર શાંતિ પ્રસરી અને સર્વનાં નેત્રો આવેલી સ્ત્રી તરફ વળ્યાં. આવેલી સ્ત્રીના લક્ષ્યમાં સમારંભની પૂર્ણાહુતી અને અલંકાર ભંડાર તેજ સમયે પૂર્ણ થઇ ગયો છતાં તે નિરાશ ન જણાઇ. તે પ્રસન્ન વદને કુમારપાસે [illegible] જવા તૈયાર થયેલા સિદ્ધાર્થપ્રતિ સસ્મિત સ્વરે બોલી:—

"[illegible] કુમાર ! મને કંઇ જ પારિતોષક નહિ !"

[illegible], સ્વરે રાજપુત્રના અંતઃકરણપર જૂદી જ અસર થઇ. તેણે તે તરૂણી તરફ નિહાળ્યું. તેના અવલોકને તેને ખાત્રી થઇ કે, આ સ્ત્રી કંઇ સામાન્ય નથી; તેનું લક્ષ્ય તેના અપ્રતિમ સૌંદર્યથી કંઇ વિંધાયું નહિ, પણ તેના મુખપર જણાતી સતેજ અને પ્રશાંત પવિત્રતાથી આકર્ષાયું. સદ્‌ગુણી રાજકન્યાનો સત્કાર કેવી રીતે કરવો તેનો સિદ્ધાર્થને વિચાર કરવો પડયો નહિ. તે રાજ્યકન્યાને અર્પણ કરવા કંઇપણ અલંકાર નથી, એવું જોતાં શુદ્ધોદને અલંકારની તજવીજ કરી હતી અને સેવક તે લેવા પણ ગયો હતો, પણ સેવક આવી પહોંચે તે પહેલાં જ સિદ્ધાર્થે તેને પારિતોષક આપ્યું 'મને કંઇ જ પારિતોષિક નહિ,' આટલા શબ્દો તે રાજ્યકન્યાના મુખમાંથી નિકળ્યા ' એવામાં સિદ્ધાર્થ સ્મિત વદને મધુર સ્વરે બોલ્યો:—

"એમ કેમ બને ! આ મારા કંઠમાંની રત્નમાળા તમારા કંઠે આરોપું છું. અને આ મારા હસ્તની હીરાની વીંટી, તમારી પવિત્ર અંગુલીમાં શોભાવું છું. કપિલવસ્તુ નગરમાં પધારી તમે અમારી નગરીનું જે ગૌરવ વધાર્યું છે, તેના બદલામાં આ પારિતોષિક કેવળ ક્ષુદ્ર છે, છતાં તેને બહુમૂલ્ય ગણી તમે તેનો સ્વિકાર કરશો."

આ પ્રમાણે કહી સિદ્ધાર્થે પોતાના ગળામાંની રત્નમાળા તેના ગળામાં આરોપી અને અંગુઠી આંગળીએ પહેરાવી. રાજકુમારી આ સત્કારથી પ્રસન્ન થતી પોતાના રથમાં જઇ બેઠી અને પોતાના નગરે વિદાય થઇ. સિદ્ધાર્થ પણ મંડપમાંથી નિકળી પોતાના મહેલમાં ગયો. રાજા શુદ્ધોદન જે તદન નિરાશ થયા હતા તે ઉપરના બનાવે ઉત્સાહી બન્યા. તે પ્રધાનપ્રતિ બોલ્યા:—

"પ્રધાનજી ! આ કયા દેશની રાજકન્યા ?"

પ્રધાન બોલ્યો.

"એ તો શાક્યકુલવંશીય સુપ્રબુદ્ધ રાજાની રાજકુમારી યશોધરા છે."

"વારુ, તો પ્રધાનજી ! તમે સુપ્રબુદ્ધ રાજા પાસે જઇ સિદ્ધાર્થ માટે તેની પાસે યશોધરાનું માગુ કરો."

# श्रीघेरण्डसंहिता.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૬૦ થી )

## वृक्षासनम्.

वामे रुमूल देशे च याम्यं पादं निधाय तु।
तिष्ठेत्तु वृक्षवद्भूमौ वृक्षासनमिदं विदुः ॥ ३४ ॥

ભાવાર્થઃ—જમણા પગને ડાબા ઉરુના મૂળ દેશમાં સ્થાપન કરી [illegible] ભૂમિપર ઉભા રહેવું તેનું નામ વૃક્ષાસન છે.

ક્રમપ્રાપ્ત મણ્ડુકાસન કહે છે.

## मण्डुकासनम्.

पादतलौ पृष्ठदेशे अंगुष्ठौ द्वौ च संस्पृशेत् ।
जानुयुग्मं पुरस्कृत्य साधयेन्मण्डुकासनम् ॥ ३५ ॥

ભાવાર્થઃ—બન્ને પગના તળીઆને પીઠ તરફ લઈ જવા અને તેના બન્ને અંગુઠાને પરસ્પર અડકાડવા તથા બન્ને જાનુને આગળ સ્થાપી બેસવું તેનું નામ મણ્ડુકાસન છે.

ક્રમપ્રાપ્ત ગરુડાસન કહે છે.

## गरुडासनम्[1].

બે જંઘા તથા સાથળને ભૂમિપર દબાવી, બે સાથળની ઉપર હાથને મૂકી રાખવા તેનું નામ ગરુડાસન કહે છે.

ક્રમપ્રાપ્ત વૃષાસન કહે છે.

## वृषासनम्.

याम्य गुल्फे पायुमूलं वामभागे पदेतरम् ।
विपरीतं स्पृशेद्भूमिं वृषासनमिदं भवेत् ॥ ३७ ॥

ભાવાર્થઃ—વાયુના મૂળમાં જમણી એડી સ્થાપવી અને તેના ડાબા ભાગમાં ડાબા પગને ઉલટાવી રાખવો તથા ભૂમિને અડકવું તેનું નામ વૃષાસન છે.

ક્રમપ્રાપ્ત શલભાસન કહે છે.

## शलभासनम्.

નીચું મોઢું રાખી સુઈ જવું, બન્ને હાથને વક્ષસ્થલપર સ્થાપવા તથા હાથના તળીઆંવડે જમીનને પકડવી, અને બન્ને પગને વેંત ઉંચા રાખી શૂન્યમાં સ્થાપવા તેનું નામ શલભાસન છે.

---

[1] સંસ્કૃત શ્લોક છાપેલો અતિ અશુદ્ધ હોવાથી તે અત્ર આપ્યો નથી. આ જ હેતુથી હવે પછીના કેટલાક શ્લોક આપવામાં આવ્યા નથી.

હવે ક્રમપ્રાપ્ત મકરાસનનું પ્રતિપાદન કરે છે.

मकरासनम्.

ઉંધે માથે એટલે મુખને નીચું રાખી જમીનપર સુઈ જવું, છાતિ તથા પેટને ભૂમિને અડકાડવાં અને પગ લાંબા કરી સ્થાપન કરવા તથા બે હાથને માથાપર સ્થાપવા તેનું નામ મકરાસન છે. આ આસન શરીરસ્થ અગ્નિને પ્રદિપ્ત કરે છે.

હવે ક્રમપ્રાપ્ત ઉષ્ટ્રાસનનો વિધિ કહે છે.

उष्ट्रासनम्.

ઉંધે માથે જમીનપર સુઇ જવું અને બે પગને ઉલટાવી પૃષ્ઠ દેશમાં સ્થાપન કરવા તથા બે હાથવડે એ બે પગને પકડવા તથા પેટ અને મુખને સંકોચવું આને યોગીઓ ઉષ્ટ્રાસન નામ આપે છે.

હવે ક્રમપ્રાપ્ત ભુજંગાસન વર્ણવે છે.

भुजंगासनम्.

પગનાં અંગુઠાથી તે નાભિસુધીનો શરીરનો નીચેનો ભાગ જમીનપર સ્થાપન કરવો તથા બે હાથનાં તળીઆં વડે જમીનને પકડવી અર્થાત હાથનાં તળીઆંને જમીનપર દૃઢ સ્થાપન કરવાં તથા મસ્તકને સર્પની માફક ઉંચુ કરી સ્થાપવું તેનું નામ ભુજંગાસન આપવામાં આવે છે.

આ ભુજંગાસન સાધનાર સાધકનો દેહાગ્નિ વૃદ્ધિને પામે છે, તથા એના સર્વ રોગ એ આસનવડે નાશ પામે છે. એટલું જ નહિ પણ કુંડળીની શક્તિ જે બીજા શરીરોમાં ઉંઘતી પડી રહે છે તે આ આસન સાધવાથી જાગ્રત થાય છે. કુંડલિની શક્તિ જાગ્રત થવાથી સુષુમ્નાનું મુખ ખુલ્લુ થાય છે. અને તેથી અગ્નિ, પ્રાણ તથા મનનો સુષુમ્નામાં પ્રવેશ થાય છે. અને બ્રહ્મરંધ્રમાં જઇ સ્થિત થાય છે. જેથી તત્ત્વજ્ઞાન થાય છે અને સંચિત કર્મનો કોશ બળી જાય છે.

આ પ્રમાણે ફલ સહિત ભુજંગાસનનો વિધિ દર્શાવી હવે ક્રમપ્રાપ્ત યોગાસનનું વર્ણન કરી આ આસનોપદેશ સમાપ્ત કરે છે.

योगासनम्.

બે પગને ચતા રાખી તેને બે જાનુના ઉપર સ્થાપવા તથા એક આસન કરી આસનનાપર બંને હાથને ચતા કરી મૂકવા તથા વાયુને પુરક કરી આકર્ષવો અને નાકના અગ્રભાગમાં દૃષ્ટિ સ્થાપવી તેનું નામ યોગીઓ યોગાસન કહે છે. આ આસન યોગને સાધન કરવામાં સહાયભૂત છે

॥ इति द्वितीयोपदेशः ॥

# ગ્રંથાવલોકન.

**સચિત્ર વિજ્ઞાનની વાતો**—લેખક રા. કલ્યાણરાય નથુભાઇ જોશી. બી. એ. પ્રકાશક મોહનલાલ મનસુખરામ શાહ, બુકસેલર, લહેરીપુરા, વડોદરા. કદ રોયલ સોળ પેજી, પૃષ્ઠ ૨૭૫ પાકું પૂઠું મૂલ્ય ૧-૦-૦.

આજે બીજા દેશોમાં વિજ્ઞાન-Science નો વિકાસ કેટલો થ[illegible] હજી પણ કેટલા વેગથી થાય છે, તે તથા વિજ્ઞાનની પ્રજાના જીવનઉપર [illegible]સંબંધમાં કેટલી અસર થાય છે તે આજે હવે આપણને અજાણ્યું નથી. જેથી [illegible]જાને વિજ્ઞાનનું વધારે જ્ઞાન, તથા જેટલી પ્રજાની તે દિશામાં પ્રગતિ, તેટલો દેશ[illegible]અધિક લાભ છે. આ પુસ્તકમાં વિજ્ઞાનની જુદી જુદી બાબતો રસવાળી વાર્તામાં બાળકો સમજી શકે તેવી રીતે સમજાવેલી છે. વિશેષે કરીને શાળાઓને માટે આ પુસ્તક વધારે ઉપયોગી છે. વિજ્ઞાનની કઠિન વાતો પણ સહેલાઇથી શી રીતે સમજી શકાય, તેને માટે લેખકે ઘણો શ્રમ લીધો છે. આ પુસ્તક પ્રકાશક પાસેથી મળી શકે છે

---

**દેશદેશની માર્મિક વાતો**—લેખક હરિલાલ માણેકલાલ દેસાઇ તથા કલ્યાણરાય નથુભાઇ જોશી. પ્રકાશક મોહનલાલ મનસુખરામ, બુકસેલર વડોદરા. કાચું પૂઠું મૂલ્ય ૦-૬-૦ કદ રોયલ સોળ પેજી ઉપર પૃષ્ઠ ૧૦૦ ઉપર.

આ લેખકોએ "દેશદેશની રસમય વાતો" એ નામનું એક પુસ્તક લખેલું છે જેના સંબંધમાં અમે અભિપ્રાય પૂર્વે પ્રકટ કરી ગયા છીએ. આ પુસ્તકમાં હાસ્ય ઉપજાવનાર તથા બુદ્ધિની વૃદ્ધિ કરનાર કેટલીક વાતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, જે વાંચતાં આનંદની સાથે બુદ્ધિનો વિકાસ થાય છે.

---

**હરિપદ ગીત**—લેખક ગં. સ્વ. જસમા. પ્રકાશક જયેન્દ્રરાય ભગવાનલાલ ઠે. આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ. પાકું પૂઠું, કદ સુપરરોયલ સોળપેજી. પૃષ્ઠ ૧૭૫ ઉપર. મૂલ્ય ૧-૪-૦. આ પુસ્તકમાં ભક્તિ, વૈરાગ્ય તથા જ્ઞાન, અને નીતિનાં પદોનો સમાવેશ કરવામાં આવ્યો છે. પદોની ભાષા, વિચાર, રચના વગેરે ઉત્તમ છે. હાલના મોટા કવિ ગણાતા કવિઓ પણ આવાં સરળ છતાં ઉત્તમ પદો લખી શકે કે કેમ એ અમને તો શંકા જ લાગે છે.

પ્રકાશકે પદની પૂર્વે લખેલી ઉપોદ્‌ઘાત વિદ્વત્તાભરેલી તથા મનુષ્યજીવનમાં ઉપયોગી છે. હાલના નવા કવિઓએ તે ખાસ વાંચવાજેવી છે, કે જે પોતાના કાવ્યનો વિષય પ્રધાનપણે શૃંગારને જ રાખે છે.

---

શ્રી ફતેસિંહરાવ આર્યઅનાથાશ્રમ ગ્રંથમાળા ગ્રંથ ૧ લો—મૂલ્ય ૦-૧-૦. કાચું પૂઠું પૃષ્ઠ ૧૬. કદ રૈયલ સોળપેજી. આ લઘુ પુસ્તકમાં વિદ્યાસાગર તથા રંતીદેવનો સંવાદ આપી ઉક્ત અનાથાશ્રમ વડોદરામાં છે, અને તેને સહાય કરવા જનસમાજને વિનતિ કરી છે. ૦

**नई रोशनीकी कुलदेवी**—લેખક=પ્રકાશક-બી. પી. સિંધી. મૂલ્ય ૦–૧–૬. ઠે. સિરોહી (રાજપુતાના) અથવા આબુ આ પુસ્તકમાં તમાકુનું વ્યસન કેવી રીતે પડે છે, તથા તેથી શી શી હાનિ થાય છે, તે બહુ રસિક અને હાસ્યજનક ભાષામાં જણાવેલું છે. તમાકુ પીનાર અને ન પીનાર બન્નેએ આ પુસ્તક વાંચવાજેવું છે.

---

**मृगांकलेखा**—લેખક જૈન સાધુમુનિશ્રી વિમલવિજયજી. પ્ર[illegible]આનંદ જૈન-સભા—અંબાલા (પંજાબ) કદ રોયલ બાર પેજી, પૃષ્ઠ ૧૭૫, કાચું [illegible]–૬–૦. આ પુસ્તક સુરતનિવાસી સુપ્રસિદ્ધ શ્રીમાન સ્વ શેઠશ્રી નગીનચંદ ઝવેર[illegible] અર્થે આપેલા દ્રવ્યમાંથી પ્રકટ કરવામાં આવ્યું છે. ભાષા હિંદુસ્તાની છે અને હિં[illegible]બોધ છે. ભાષા હિંદી છતાં ગુજરાતી વાંચનાર સહજ સમજી શકે તેવી છે. આ એક પાંચ અંકી નાટક છે. અને તેમાં મૃગાંક લેખા પોતાના સતીત્વને કેવી રીતે રક્ષી રહે છે તે દર્શાવેલું છે તથા ધર્મ, નીતિ વગેરેને પાલન કરવાનો ઉત્તમ પ્રકારનો બોધ પાત્રોને મુખે કરાવેલો છે પુસ્તક અવશ્ય વાંચવાયોગ્ય છે અને તે એવું તો સરસ છે કે વાંચતાં લેશ પણ કંટાળો ઉપજતો નથી. તે પ્રકાશક પાસેથી મળી શકે છે.

---

**નવા વર્ષનાં પત્રો**—રા. ભીમસિંહ માણેક, જૈન બુકસેલર, મુંબઈ માંડવી, શાકગલી એમની પાસેથી અમને નવા વર્ષમાં લખવાનાં જૂદી જૂદી જાતનાં પત્ર અમને મળેલાં છે. પત્રમાં લખેલી સર્વ પંક્તિઓ ઉત્તમ પ્રકારની છે. જૈનોને માટે જ આ પત્ર કાઢવામાં આવેલાં છે. નવીન વર્ષે જેમને આવાં પત્રો લખવાનો અભ્યાસ હોય તેમણે તેમનું નામ તથા ઠેકાણું લખી રાખવું. છપાઈ પણ રંગબેરંગી અને સુંદર છે.

---

**રા. ઓધવજી રામજીભાઈ**—નું જીવન ચરિત્ર-રા ઓધવજીભાઈએ મહુવાની ગૌરક્ષક શાળાની કેટલી ઉત્તમ પ્રકારે સેવા કરેલી છે તે આ પુસ્તકમાં જણાવેલું છે. તથા અંતમાં ગૌસેવાના લાભ પણ જણાવેલા છે. આ કાર્ય અવશ્ય દેશના હિતનું એક આવશ્યક કાર્ય છે, અને તે ઉત્તમ પ્રકારે કરવાને માટે રા. ઓધવજીભાઈને થોડો ધન્યવાદ ઘટતો નથી.

---

**राजा सत्यवृत्त**—લેખક રા જમનાદાસ વસનજી ઠક્કર, શ્રી નરહરિ પ્રાસાદિક નાટક કંપનીના મેનેજર. કદ રોયલ બાર પેજી. પૃષ્ઠ ૧૬૦ કાચુ પુંઠું, મૂલ્ય ૧–૦–૦. આ એક ઉત્તમ પ્રતિનું નાટક છે, અને તેમાં કાયા, વાચા, તથા મનથી ઈશ્વરાર્પણ બુદ્ધિપૂર્વક ઈશ્વરનું સ્મરણ કરતાં પરમ પદની પ્રાપ્તિ થાય છે, એ સિદ્ધાંતને દર્શાવવાનો પ્રયત્ન કરેલો છે. ભાષા, વિચાર, કલ્પના, કવિતા સર્વ ઉત્તમ છે.

---

**કવિ નર્મદાશંકરની સાહિત્ય સેવા**—લેખક તથા પ્રકાશક છોટાલાલ કહાનદાસ પટેલ. ઠે. નાનપુરા સુરત, મૂલ્ય ૦–૪–૦, કદ રોયલ બાર પેજી પૃષ્ઠ લગભગ ૧૦૦. આ પુસ્તકમાં ઉક્ત લેખક સ્વ. કવિ નર્મદાશંકરભાઈએ કરેલી સાહિત્ય સેવાના સંબંધમાં એક સારો નિબંધ લખેલો છે. આ નિબંધને માટે લેખકને સાહિત્ય પરિષદમાંથી રૂ. ૫૦) નું ઈનામ પણ મળેલું છે. તેમાં ઉક્ત કવિશ્રીની છબી પણ આપવામાં આવેલી છે.

# पंदर रुपैयामां मारे मारो निर्वाह केवी रीते करवो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૧૬ થી. )

[illegible] સ્વલ્પમાં આ વચનો કહીને હવે આપણે પ્રસ્તુત વિષયપ્રતિ દૃષ્ટિ કરીએ. [illegible]પણા દેશની વર્તમાન સંકોચવાળી સ્થિતિ થવામાં ઉપર સ્વલ્પમાં જણાવ્યાં તે તથા [illegible]રણો વિદ્યમાન છે, જેનો વિચાર ઈશ્વરેચ્છાથી વળી અન્ય કોઇ વિષયમાં કરીશું. હાલ તો વર્તમાન સ્થિતિમાં શી રીતે આપણો નિર્વાહ કરી લેવો તે જ જોવાની જરૂર છે.

કોઇ પણ સ્થિતિ એવી નથી, કે જેમાં મનુષ્ય પોતાનો નિર્વાહ ન કરી શકે! એક મજુરને જોશો તો તે રોજના ચાર છ આનાની, કે આઠ આનાની મજુરીમાં પોતાનો નિર્વાહ ઉત્તમ પ્રકારે કરી શકે છે. તેથી અમુક સ્થિતિમાં નિર્વાહ નથી થઇ શકતો તેમ પણ નથી જ. એક ખેડુત પોતાની ઝુંપડીમાં નિર્વાહ કરીને આખું જીવન પૂરૂં કરે છે, અને કૈસરજેવા શહેનશાહને વૈભવોથી ભરેલા પચાશ પંચાવન મહાલય પણ ઓછા પડે છે. તેથી મનુષ્ય પોતાના મોજમજાના પદાર્થોની મર્યાદાને કેટલી લંબાવી શકે છે, તથા કેટલી ટુંકી કરી શકે છે, તેનો અંત નથી.

આ પ્રમાણે કહીને મજુરની જ સ્થિતિમાં સંતોષ માનવાને, કે તેટલામાં જ પોતાનું લક્ષમાત્ર સ્થાપવાને અમે કહેતા નથી. ઉચ્ચ લક્ષ તો મનુષ્યે નિરંતર રાખવાની જરૂર છે જ. પરંતુ જ્યાં સુધી તે પ્રાપ્ત ન થાય ત્યાંપર્યંત દુઃખ નહિ માનતાં પ્રાપ્ત વર્તમાન સ્થિતિમાં સંતોષ માનવો એ જ અમારૂં કહેવું છે.

એટલું તો અમે માનીએ છીએ, કે મનુષ્ય ગમેતેટલી નિકૃષ્ટ સ્થિતિમાં વ્યવહારમાં હોય તોપણ તેને રહેવાને સ્વતંત્ર હવા અજવાળાવાળું એક ઘર, તથા ચિંતારહિતપણે તેને ખાવાને અન્ન તથા પહેરવાને વસ્ત્ર મળે એટલું તો પ્રાપ્ત હોવું જ જોઇએ.. અને આપણા દેશની વ્યવસ્થા પૂર્વ એવી હતી, કે જેથી વ્યવહારમાં નિકૃષ્ટમાં નિકૃષ્ટ ગણાતા મનુષ્યોને પણ આટલી તો અનુકૂલતા રહેતી હતી જ. અને આ પ્રમાણે હોવાથી તે સમયની પ્રજાનું આરોગ્ય સ્વાભાવિકપણે જ સુદૃઢ રહેતું હતું તથા આયુષ્ પણ સ્વાભાવિકપણે જ દીર્ઘ રહેતું હતું. પછીથી જેમ જેમ પ્રજાને ખાવાપીવાની ચિંતા થતી ગઇ છે તેમ તેમ તેનું આરોગ્ય તથા આયુષ્ ઓછું થતું ગયું છે.

હિંદુસ્તાનમાં જો આપણે વસતિનું પ્રમાણ કાઢીએ અને તેની સાથે અનાજના પાકનું પ્રમાણ કાઢીએ તો જણાશે કે મનુષ્યોને ખાવાપીવાની ચિંતા ન જ રહેવી જોઇએ. વળી ઈશ્વર પ્રત્યેક વર્ષે અન્ન ઘણા મોટા પ્રમાણમાં ઉત્પન્ન કરે છે, તથા બીજાં જીવનનાં નિર્વાહનાં સાધનોને પણ પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન કરે છે, તે છતાં મહદ્ આશ્ચર્ય છે, કે અનેક મનુષ્યોને ખાવાપીવાને માટે ફાંફાં મારવાં પડે છે; તથા તે છતાં પણ તેમને પેટ

ભરીને ખાવાનું મળતું નથી! આ પ્રમાણે થવામાં પ્રજાનાં અન્યાયવાળો સ્વાર્થ, તથા ઇતર કારણો પણ છે.

પ્રાપ્ત સ્થિતિમાં સંતોષપૂર્વક ઉચ્ચ અભિલાષાવાળું જીવન ગાળવું, એ જ ઉત્તમ પ્રકારનું જીવન છે. ગમે તેટલી નિકૃષ્ટ સ્થિતિમાં આપણે હોઇએ તોપણ ઉચ્ચ અભિલાષાને અથવા મહત્વાકાંક્ષાને આપણે ત્યજવાની નથી. જો મનુષ્યમા [illegible] સ્થિતિમાં જ સંતોષ માનીને બેસી રહે છે, અને મહત્વાકાંક્ષાને સેવતો નથી તો તેની [illegible] નથી. અને મનુષ્ય જો મહત્વાકાંક્ષાને સેવે છે પણ તેની સાથે પ્રાપ્ત સ્થિતિથ[illegible] નિરંતર સેવ્યા કરે છે તો તે પણ હિતકર નથી જ. તેથી પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ[illegible]ની સાથે મહત્વાકાંક્ષાને નિત્ય સેવવી તથા તેને સિદ્ધ કરવાનો તદનુકૂલ પ્રયત્ન કરવો, [illegible]જ યોગ્ય જીવન છે.

પ્રથમ તો મનુષ્યે પોતાની કેટલી આવક છે, તથા કેટલું ખરચ છે તેનો નિર્ણય કરવો. પછીથી આવકના પ્રમાણમાં જ ખરચ રાખવું. બને તો આવકથી ઓછું જ ખરચ રાખવું, અને કંઈ પણ દરમહિને બચાવવું, એ જ ઉત્તમ છે, તોપણ અનેક મનુષ્યોની વર્તમાન સમયમાં એટલી ટુંકી આવક હોય છે, અને તેની સાથે ઉપર જણાવ્યાપ્રમાણે નિર્વાહનાં સાધનો એટલાં મોઘાં છે, કે દરમહિને કંઇને કંઇ બચાવવું કઠિન પડે છે; એટલું જ નહિ પણ પોતાનો નિર્વાહ કરવો એ પણ કઠિન પડે છે. તોપણ વિચાર કરીને બની શકે તે તે ખરચને ઓછાં કરવાં, અને આવકની અંદર જ ખરચ કરવું.

બને ત્યાંસુધી દેવું ન જ કરવું. આ ઠેકાણે અમે કહીએ છીએ, કે દેવું ન કરવું પણ પ્રસંગે પોતાને ઘેર વિવાહ, કે વરસોનો પ્રસંગ આવ્યો હોય છે તો મનુષ્યને દેવું કર્યાવિના ચાલતું જ નથી. કારણ, કે તે પ્રમાણે જો તે ન કરે તો વ્યવહારમાં તે રહી શકતો નથી, અને તેથી તેને અનેક પ્રકારની અડચણ પડે છે. હાલની સ્થિતિમાં આપણી ન્યાતજાતના અનેક વ્યવહારો તથા રિવાજોમાં પણ ઘણો સુધારો થવાની જરૂર છે. અને જો આપણા દેશના મનુષ્યો આ પ્રમાણે એ યોગ્ય સુધારો કરે, તો જે અડચણ પ્રજાને આજે પડે છે, તેમાંથી ૭૫ ટકા જેટલી અડચણ સહજ ઓછી થઇ જાય. પરંતુ આ બાબતમાં બે પક્ષ વર્તે છે. એકને ગમે તે સ્થિતિમાં ન્યાતવરા, કે એવાં બીજાં ખરચ કરવાં ગમે છે, અને બીજાને તે પસંદ નથી. તેથી તત્કાલ આપણે ધારીએ છીએ તેવો સુધારો થઇ જાય તેવો સંભવ નથી. આ સંબંધમાં અર્થાત્ ન્યાતિનાં કેટલાંક બંધનોને લીધે પ્રજાનો કેટલો વિનિપાત થાય છે, તથા તેથી પ્રજાનાં આરોગ્ય અને આયુષ્યની કેટલી ક્ષતિ થાય છે, એ સંબંધમાં એક સ્વતંત્ર પુસ્તક જ લખવાનો અમારો વિચાર છે, જે ઇશ્વરેચ્છાએ લખાશે. હાલ તો એ સંબંધમાં એટલું જ જણાવીએ છીએ, કે આજે કંઇ મનુષ્યોનો એવો સ્વભાવ હોય છે, કે પોતાની સ્થિતિ અનુકૂલ હોય, કે ન હોય, તોપણ તે ન્યાતવરામાં ઘણું ખરચ કરે છે, અને તેમાં મોટી કીર્તિ માને છે. પરંતુ આ હિતકર નથી જ. જેમની સ્થિતિ સારી હોય તેમણે આવાં ખરચ બહુ નહિ કરતાં જેવડે પ્રજાનો સાચો અભ્યુદય થાય તેવા માર્ગમાં દ્રવ્યનો વ્યય કરવો જોઇએ. અને જેમની

સ્થિતિ સાધારણ છે, તેમણે ખોટા કીર્તિના મોહમાં નહિ પડતાં, તથા લોકોનાં મર્મવાક્યોને ધૈર્યથી સહન કરતાં, યથાશક્તિ જ ખરચ કરવું ઘટે છે. પોતાની જેટલું ખરચ કરવાની શક્તિ હોય તેટલું જ ખરચ કરવું, અને દેવું કરીને કંઇ પણ ખરચ કરવું નહિ. કારણ, કે લોકો આવું ખરચ કરનારની સ્થિતિ કેવી છે તે સારી રીતે જાણે છે. અથવા કદાચ તત્કાલ તે નથી જાણતા [illegible] દેવું કર્યા પછી કેટલેક વખત જતાં તો તે અવશ્ય જાણે છે જ. જેથી આ પ્રમ[illegible] કરવાની જ જરૂર નથી. આવા પ્રસંગે ધૈર્ય રાખીને લોકોનાં મર્મ વચન સાંભ[illegible]ે. [illegible] તે સાંભળવાં પણ દેવું તો ન જ કરવું. કારણ તેમ કરવાથી આખું જીવન [illegible]ાય છે, અને આખા જીવનમાં અત્યંત ત્રાસ થાય છે.

આ સંબંધમાં એક સૂચના કરવાનું અમે અત્ર યોગ્ય ગણીએ છીએ, તે એ, કે, જ્યારે ખરચ કરવાનું આવે ત્યારે વિચાર કરવો, કે તે ખરચ કર્યાવિના ચાલે તેમ છે, કે કેમ. અને જો ચાલે તેમ હોય તો ચલાવી લેવું, અને ન ચાલે તેવું હોય તો પછી એ વિચાર કરવો, કે તેમાંથી કેટલું ખરચ ઓછું થઇ શકે તેમ છે. અને આ પ્રમાણે વિચાર કરીને જેટલું ખરચ દરેક પ્રસંગમાં ઓછું થઇ શકે તેવું હોય તેટલું કરવું. અને તેની સાથે જેમાં આપણને બે પૈસા લાભ મળવાનો સંભવ હોય તેમાં થોડું વધારે શી રીતે મળે. તેનો વિચાર કરીને આવકમાં વધારો કરવો. અપ્રમાણિકપણે તો કંઇ પણ કામ કરવું નહિ, એ લક્ષમાં રાખવું.

ઉપર જે સૂચના આપણે કરી છે તેનો સર્વ પ્રસંગમાં વ્યવહારમાં ઉપયોગ કરવાનો છે. અનેક મનુષ્યો કપડાં જીણાં પહેરે છે, જેની કિંમત વધારે પડે છે, અને તે ઝટ ફાટી જાય છે. વળી વારંવાર આવી વસ્તુઓ ખરીદવા માટે જવું પડે છે, અને તેથી સમયનો પણ વ્યય થાય છે. જેથી ખોટી ટાપટીપ ન કરતાં ટકાઉ અને કિંમતમાં સસ્તાં પડે તેવાં વસ્ત્ર વાપરવાં. જોડા, છત્રી, વગેરે બીજા પદાર્થોના સંબંધમાં પણ આ જ પ્રમાણે કરવું. બૈરાં છોકરાંનાં વસ્ત્ર વગેરેને માટે પણ આ જ પ્રમાણે કરવું.

આ ઠેકાણે એક ગૃહસ્થનો દૃષ્ટાંત ટાંકવા જેવો છે. તેમના ઘરની કેવી વ્યવસ્થા હતી તે અત્ર જણાવવાજેવી છે. જો આપણે તેમના ઘરમાં જઇને જોઇએ તો સર્વ વસ્તુઓ સુવ્યવસ્થિતપણે રહેતી હતી. કપડાં સારી જાતનાં અને નવાં હંમેશાં જણાતાં હતાં. પાઘડી, ટોપી, બુટ વગેરે સ્વચ્છ અને નવા જેવાં જ હંમેશાં લાગતાં. તમે તેને ઘેર કદી પરોણા જાઓ તો તમને ઉપર ઘીતી, કે એવી જ સારી રસોઇ, પાપડ, અથાણાં તથા ચટણી સાથે જમવાને મળે. સવારમાં ઇલાયચી વગેરે નાખેલી ઉત્તમ ચાહ મળે. જમ્યા પછી સોપારી, ઇલાયચી, વરીયાળી વગેરે સાથે પાન ખાવાને મળે. તેમના ઘરનો અને તેમના રીતરિવાજનો દેખાવ જોઇને કોઇ મનુષ્ય સહજ ધારે, કે તેમને મહિને સહજ સો રૂપૈયા મળતા હશે. પણ વસ્તુતઃ સ્થિતિ જૂદી જ હતી. તેમને ત્રીસ રૂપૈયા જ મળતા હતા. છતાં તે આ પ્રકારની ઉત્તમ વ્યવસ્થા રાખી શકતા હતા; જ્યારે મહિને પચાસ, પોણો સો, કે સો રૂપૈયા કમાનાર મનુષ્યને ત્યાં જતાં આ પ્રમાણે આતિથ્ય થતું નથી. તથા તેમના ઘરમાં આ પ્રકારની વ્યવસ્થા જોવામાં આવતી નથી.

આ કુટુંબ શી રીતે વીશ રૂપિયામાં આવી સારી રીતે રહી શકતું હતું તે આ પ્રસંગે જાણવાજેવું છે. તે ઘરનાં મનુષ્યો રોજ ચાહા પીતાં નહિ, પણ પ્રસંગે કોઇ આવે ત્યારે જ ચાહા કરતાં અને ત્યારે પૂર્વે કોઇ પ્રસંગે ઇલાયચી વપરાઇ હોય, તેનાં છોડાંને તે સાંચવી રાખતાં અને તેને તે દિવસે ચાહામાં નાખતાં જેથી આખી ઇલાયચી વાપરવાની જરૂર પડતી નહિ. તે રોજ પાન સોપારી ખાતાં નહિ પણ ઘરમાં સર્વ વસ્તુઓ રાખી મૂકતાં, અને જ્યાં કોઇ અન્ય મનુષ્ય પોતાને ઘેર આવ્યું કે તેને તે વિવેકથી અને પ્રેમથી [illegible] ખાવામાં તે બહુ જ સાદો ખોરાક ખાતાં. સાંજે દુધ ખાતાં તો ઘી વિના ચલા[illegible] ખાતાં તો દુધ વિના ચલાવી લેતાં. સારે પ્રસંગે તે આનંદથી મિષ્ટાન્ન [illegible] નિત્ય તો તે સાદો જ ખોરાક ખાતાં, અને એક દાણોસરખો પણ તે કદી કમજરે [illegible] નહિ. જે કપડાં તે ખરીદતાં તે ટકાઉ અને સારી કિંમત આપીને ખરીદતાં; અને જે પ્રસંગે જેનો ઉપયોગ કરવો હોય. તેનો જ તે પ્રસંગે ઉપયોગ કરતાં. વસ્ત્રને બહુ જ સંભાળથી તે રાખી મૂકતાં. ઉપર આપણે જે નિયમ જણાવી ગયા છીએ તે નિયમનું તે સર્વ સમયમાં પાલન કરતાં. ઘરમાં પ્રસંગે ઘડો ફુટી જાય તો તેને ફેંકી દેતાં નહિ, પણ તેની કલેડી કાઢીને રોટલા કરવાના કામમાં લેતાં. ચૂલા સઘડી વગેરે તે હાથે જ કરતાં. તથા છોકરાંનાં તથા પોતાનાં પહેરણ, ચોળી વગેરે તે હાથે જ સીવીને પહેરતાં. કપડાં તે મોટે ભાગે હાથે જ ધોતાં. દર રવિવારે તે ધોવાનાં કપડાંને ઉના પાણીમાં થોડો સોડા-પાપડી-આખાર નાંખીને તે ઉકાળતાં, અને પછીથી સહજ સાબુ લગાડીને તે ધોઇ નાંખતાં, જેથી તે વસ્ત્ર અત્યંત સ્વચ્છ થઇ જતાં. નિત્ય તે નહાવા કે ધોવામાં સાબુ વાપરતાં નહિ. ખાવામાં જે ઋતુમાં જે શાક થાય તે તે શાક તાજું હંમેશાં ખાતાં. તે ખોરાક સાદો ખાતાં અને બનતી સર્વ મહેનત હાથે કરતાં જેથી સર્વનાં શરીર પણ નીરોગ હતાં. દિવસની બે, કે બહુ તો ત્રણ દીવાસળીથી તે વધારે વાપરતાં નહિ. ઘરમાં રોજ તે દીવેલ બાળતાં, અને પ્રસંગે કોઇ આવ્યું હોય તો ફાનસ સળગાવતાં, અને વધારે સારૂં કોઇ મનુષ્ય આવ્યું હોય તો મીણબત્તિ પણ તે વાપરતાં. પણ જ્યાં તે આવનાર પોતાને ઘેર ગયું, કે તે પોતાના રિવાજ પ્રમાણે જ તે વર્તતાં. એક પાઇ પણ તે નકામી ખરચતાં નહિ. અને અનેક મનુષ્યો જેમ બુટ, મોજાં ,વગેરે મોજમજાહની વસ્તુઓમાં વધારે પૈસા ખરચી નાખે છે અને પછી ખાવાપીવામાં કરકસર કરે છે તેમ તે કરતાં નહિ, પણ તે ખાવાપીવામાં સારી રીતે યથાશક્તિ ખાતાં, કારણ કે તેને તે પ્રથમની અગત્યની વસ્તુ ગણતાં હતાં. તે મોજાં, કોલર, નેકટાઇ વગેરેની જરૂર જોતાં નહિ. અને તેથી તેમાં પૈસા ખરચતાં નહિ. તમાકુ, કે એવું બીજું વ્યસન પણ તેમને નડતું, અને તેથી તેમને આવું નકામું ખરચ થતું નહિ, તથા આરોગ્ય બગડતું નથી. પોતાનાં ઘરનું કામ પરવારતાં બને તે બીજો ઉદ્યોગ પણ તે કરતાં અને જે કંઇ મળે તે મહેનત કરીને મેળવતાં. તે રાત્રે વહેલાં સુઇ જતાં, અને સવારે વહેલાં ઉઠતાં. તે ઘરની સ્ત્રી દાળ વહેલી ઓરતી, અને તેનાઉપર ચોખાનું આધણ મૂકી દેતી, જેથી ધીમે તાપે દાળ તથા ચોખા તૈયાર થતા ખાવાનું થઇ રહેતાં તે કોયલા ઓલવી નાખતાં, અને બીજે ત્રીજે સાંજે તે કોયલાવડે જ ખાવાનું કરતાં. આપ્રમાણે કરવાથી લાકડાંનું ખરચ બહુ જ ઓછું આવતું. જ્યારે દીવાળી

આવે ત્યારે તે બાર મહિનાની ફસલ ગમે તો કોઇ પાસેથી થોડા રૂપૈયા લેઇને પણ ભરી રાખતાં, કે જેથી મોઘું અનાજ પછીથી ખરીદવું ન પડે. પછીથી માત્ર તેલ, ઘી કે શાકનું જ ખરચ કરવાનું રહેતું. જ્યાં જરૂર હોય ત્યાં જ તે પૈસો ખરચતાં, અને નકામી એક પાઇ પણ ખરચતાં નહિ. દુધ, ઘી, તેલ, શાક વગેરેને માટે અમુક રકમ દર મહિને ખરચવાનું તેમણે નક્કી કર્યું હતુ, અને તે પ્રમાણે જ તે ખરચ કરતાં. તેમાંથી કંઇ રકમ બચતી પણ ખરચ વધી જતું [illegible]. એટલાં તે સાવધાન રહેતાં હતાં.

[illegible] આજે રોજ એક વખત, કે બે ત્રણ વખત દિવસમાં ચાહા પીએ છે, ઘરમાં [illegible]ર કરે છે, તમાકુ પીએ છે કે બીજું વ્યસન કરે છે, તથા બીજું ખરચ કરવામાં [illegible]ી કરતાં નથી, અને પછી તે નિત્ય એવી બૂમો પાડયા કરે છે, કે અમને ખરચ વ[illegible] થાય છે, અને અમુક રકમમાં પૂરું થતું નથી. ખરચ ઓછું કરવું આવા મનુષ્યોના હાથમાં જ હોય છે, છતાં તે તે સંબંધનો વિચાર કરતા નથી; અને કોઇના બે પૈસા લીધા હોય છે તો તે કદી આપતા નથી.

પોતાને વીશ પચીસ રૂપૈયાની જ મહિને કમાણી હોય છે છતાં આવા મનુષ્યો કંઇ પણ કામ હાથે કરતા નથી. ઘરમાં લોટ દળવો જોઇએ તે દળતા નથી. ધોબીને વારંવાર પહેરણ-જેવાં લુગડાં કે જે હાથે ધોઇ શકાય તેમ હોય છે તે આપે છે. શાક હમેશાં મોંઘું જ ખાય છે ઘી દૂધ પુષ્કળ વાપરે છે. ચાહાવિના પણ ચાલતું નથી, અને આ પ્રમાણે રહીને પછી તે નિત્ય બૂમો પાડે છે, કે અમને ખરચ વધારે છે.

તેથી કાં તો કમાણી વધારવી, કે કાં તો ખરચ ઓછું કરવું, પણ એ બેમાંથી કંઇપણ એક પણ ન કરવામાં આવે અને પછી નિત્ય અસંતોષના ઉદ્ગાર કાઢવામાં આવે તેથી શું લાભ ?

અમે જાણીએ છીએ કે આ વખત ઘણી મોંઘવારીનો છે, અને તેથી કરકસર કરવી એ ઘણી કઠિન વાર્તા છે. તોપણ આવા વખતમાં પણ પાંચ દશ રૂપૈયામાં અનેક મનુષ્યો પોતાનો નિર્વાહ કરે છે, તે જોઇને કેટલીક કરકસર કરતાં શીખવાની જરૂર છે. અને તેની સાથે સમયને નકામો નહિ જવા દેઇને અવકાશના વખતમાં બને તે ઉદ્યોગ કરવો, કે જેથી આવકમાં વૃદ્ધિ થાય. પણ આવકમાં વૃદ્ધિ ન થાય ત્યાંપર્યંત તો કમાણી કરતાં ખરચ વધારવું એ ઉચિત નથી જ. અમુક આવકમાં નિર્વાહ ન થઇ શકે તેમ હોય તોપણ તેમાં નિર્વાહ કરતાં શિખવું જોઇએ. કારણ તેવિના અન્ય માર્ગ નથી. આ પંક્તિઓ લખતાં લેખકના હૃદયમાં કોઇ વિલક્ષણ ભાવ પ્રકટે છે, અને તે જાણે છે, કે આવી બાબતનો મનુષ્યને વિચાર કરવાની જરૂર નથી જ છતાં પણ પ્રાપ્ત સંજોગોને લેઇને આ પ્રમાણે લખવું પડે છે. તેથી બુદ્ધિમાને વગર અકળાએ, આ સંસાર કે જે વસ્તુતઃ મિથ્યા છે, ભ્રાંતિ છે, તેને તેવો જાણીને જે કંઇ બને તે કરીને પ્રસન્નતાને રક્ષી રાખવી એ જ ઉત્તમ છે.

ઘણાં મનુષ્યોને આજે કિંમતી વસ્ત્ર પહેરવાની જ ટેવ પડી ગઇ હોય છે. પરંતુ પોતાની સ્થિતિના પ્રમાણમાં જ વસ્ત્રનો ઉપયોગ કરવો એ સારૂં છે, કારણ, કે આપણે જાણીએ છીએ, કે કિંમતી વસ્ત્ર પહેરવાથી આપણે સારા દેખાઇએ છીએ, પરંતુ જગત

તો સારી રીતે જાણે છે, કે આપણી સ્થિતિ વસ્તુતઃ કેવી છે. તેથી જ્યાંસુધી આપણી સ્થિતિ સારી ન થાય ત્યાંસુધી સાદાં વસ્ત્ર પહેરવાં એ ખોટું નથી જ.

આ સંબંધમાં કરવાજેવી બીજી ઘણીએ સૂચનાઓ છે, પણ તે પ્રમાણે સર્વ સૂચનાઓ કરતાં આ વિષય અત્યંત વિસ્તૃત થઇ જવાનો સંભવ છે. તેથી સ્વલ્પમાં બે ચાર ઉપયોગી સૂચનાઓ જ માત્ર કરવી ઉચિત ગણી છે. તે ઉપરથી બુદ્ધિ[illegible]ચક બીજી કંઇ કંઇ બાબતમાં સાવધાનતા રાખવી, તે સહજ સ્વતઃ વિચારી લેશે. એ[illegible]ોગી સૂચના કરી આ વિષયને પૂર્ણ કરીએ છીએ.

સંકુચિત સ્થિતિનું, અને દુઃખમાત્રનું કારણ એક જ છે તે હું જીવ [illegible] પ્રમાણે માનવું એ જ છે. બીજા હજાર ઉપાયો કરો, પણ જ્યાંસુધી હું જીવ છું એ પ્રકારનું જીવત્વ ભાન જાગ્રત રહે છે, ત્યાંસુધી કોઇ પણ સંકોચવાળી કે પ્રતિકૂલ સ્થિતિ ટળતી નથી. તેથી દુઃખમાત્રથી હંમેશને માટે ઉગરવાનો એક જ સર્વોત્તમ માર્ગ છે, કે હું જીવ નથી, પણ હું શિવ છું, હું ઇશ્વર છું, હું બ્રહ્મ છું, એ પ્રમાણે માનવું. પહેલે જ દિવસે કંઇ આ સ્થિતિમાં સ્થિત થઇ જવાતું નથી, અને જીવત્વવાળી દશામાંથી ઉદ્ધરી જવાતું નથી. પણ અભ્યાસે કરીને યોગ્ય સમયે બ્રહ્મીભૂત મહામનોહર અને પરમ સુખદ સ્થિતિ પ્રાપ્ત થાય છે. તેથી જે માર્ગે આ સ્થિતિ પ્રાપ્ત થઇ શકે તે માર્ગ શોધીને, તે માર્ગે દૃઢ આગ્રહપૂર્વક વહીને અને તેટલા વહેલા જીવ દશામાંથી ઉદ્ધરીને બ્રહ્મીભૂત સ્થિતિનો અનુભવ કરવો, એ જ આ જગતમાં એક પરમ પ્રાપ્તવ્ય છે; કે જે પ્રાપ્ત થતાં પછી ઇતર કોઇ કર્તવ્ય કે પ્રાપ્તવ્ય અવશેષ રહેતું નથી; પણ નિત્ય સુખ જ પ્રાપ્ત રહે છે; અને હું પૂર્ણ સુખસ્વરૂપ છું, હું આનંદરૂપ છું, એ પ્રકારનું ભાન નિત્ય જાગ્રત રહે છે

---

**આરોગ્ય અને આયુષ વૃદ્ધિનો એક ઉપાય.**

બીલાડી અથવા કુતરું જ્યારે પ્રથમ જાગ્રત થાય છે ત્યારે શું કરે છે, તે તમે જોયું છે? તે ઉઠતાં બરાબર શરીરને બંન્ને છેડે તાણે છે. ઘોડું કે ગધેડું થાકી જાય છે ત્યારે થાક ઉતારવાને શું કરે છે? તે તે વખતે જમીન ઉપર પડીને આળોટે છે, અને આખા શરીરને ખુબ તાણે છે. આ પ્રમાણે કરવાથી તેમનો થાક ઉતરી જાય છે અને તે પુનઃ કામ કરવાને સશક્ત થાય છે. આ જે પ્રમાણે સવારમાં ઉઠતાં આ પશુઓ કાં તો બગાસું ખાય છે, દીર્ઘશ્વાસ લે છે, કે ઉપર જણાવ્યા પ્રમાણે પોતાના શરીરને ખુબ તાણે છે. આ પ્રમાણે કરવાથી આખા શરીરમાં લોહી વેગથી વહેવા માંડે છે. ડૉ. કરીએ આ ઉપરથી સવારમાં ઉઠતાંની સાથે જૂદી જૂદી કસરતો શોધી કાઢી છે. તે કહે છે, કે સવારમાં ઉઠતાં બગાસું ખાવાથી, શરીરને તાણવાથી, તથા હસવાથી, આરોગ્ય તથા આયુષ્ વધે છે. નિશાળમાં શિક્ષકો પૂર્વે જેમ અંગુઠા પકડાવતા હતા તેમ અંગુઠા પકડવાથી પણ આરોગ્ય સુધરે છે.

# તત્ત્વવિચાર.

દુઃખમાત્રની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થવી, એ તત્ત્વવિચારનો પરમ કલ્યાણજનક હેતુ છે. અને આ સર્વોત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત થવામાં ત્રણ સાધનોની જરૂર પડે છે. તત્ત્વવિચાર, મ[illegible] અને વાસના ક્ષય. આ ત્રણે સાધનોને યુગપત્ અર્થાત્ સાથે જ સાધ[illegible] જ્યારે સાધક આમાંથી કોઇ પણ એક સાધનને સાધવા માંડે છે, ત્યારે તે[illegible] સાધનોની, ઉપરોક્ત સ્થિતિ પ્રાપ્ત કરવામાં જરૂર છે, એવું સમજયાવિના ન[illegible] તું.

આપણે અત્ર આ ત્રણ સાધનોમાંથી તત્ત્વવિચાર સંબંધમાં પ્રધાનપણે વિચાર કરીશું. જો, કે તે સંબંધમાં વિચાર કરતાં મનોજય સંબંધમાં તથા વાસનાક્ષય સંબંધમાં પણ વિચાર થશે જ. પરંતુ પ્રધાનપણે તત્ત્વવિચારના સંબંધમાં ચર્ચા કરીશું. અને અત્ર જે ચર્ચા આપણે કરીશું તે એવી રીતે કરીશું, કે જેથી સાધકને તે અત્યંત ઉપયોગી થઇ રહે; અર્થાત્ તે આચારસાધ્ય કરી શકે તેવી રીતે આ સંબંધમાં આપણે ચર્ચા કરીશું.

આ વિદ્યા તે બ્રહ્મવિદ્યા કહેવાય છે, અથવા આ જ્ઞાન તે બ્રહ્મજ્ઞાન કહેવાય છે. અને તેની સિદ્ધિ લૌકિક વિદ્યા અથવા લૌકિક જ્ઞાનની પેઠે થઇ શકતી નથી. મનુષ્યો આજે લૌકિક વિદ્યા અથવા લૌકિક જ્ઞાન મેળવવાને માટે બાહ્ય જગતમાં દૃષ્ટિ રાખીને પ્રયત્ન કરે છે, અને આ જગતના બાહ્ય પદાર્થો અને તેમનાથી થતા અનુભવ ઉપરથી સજ્ઞાત થાય છે. પરંતુ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનો માર્ગ જુદો જ છે. બ્રહ્મજ્ઞાન મનુષ્ય આ જગતમાં ગમે તેટલા બીજા અનુભવ મેળવે. પણ પ્રાપ્ત થતું નથી. અનેક જન્મસુધી આ જગતનો મનુષ્ય અનુભવ મેળવ્યા કરે છતાં તેને બ્રહ્મજ્ઞાન અથવા આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. પરંતુ આ બ્રહ્મજ્ઞાન કે, જે આ જગતમાં એક જ જાણવાજેવી વસ્તુ છે તે માત્ર આંતર અનુભવવડે જ જણાય છે. આ જ્ઞાનને ઇંદ્રિયોવડે જાણવાનું, કે અનુભવવાનું નથી, પણ માત્ર વ્યુત્પન્ન થએલા મનવડે તેની ઝાંખી કરીને તેનો સ્વાનુભવ માત્ર આત્માવડે જ કરવાનો છે. અને તેમાં રમવાનું છે. હું બ્રહ્મ છું, એ પ્રકારનો એક વખત અપરોક્ષાનુભવ થઇ ગયા પછી, વ્યુત્પન્ન મનનો પણ તે પ્રકારનો અનુભવ કરવામાં જરૂર પડતી નથી. પરંતુ તે સમયે તે મનનો પણ લય થાય છે; લય થાય છે, અર્થાત્ તેનો સ્વકારણમાં પુનરુત્થાન ન થાય તેવી રીતે ક્ષય થાય છે અને માત્ર એક જ વસ્તુ અવશિષ્ટ રહે છે.

આ મન, કે જેનો સ્વભાવ બહિર્ અને બહિર્ ધાવન કરવાનો છે. તે અભિમાનીને આ જગતના પદાર્થોના ચિંતનમાં વિવિધ ઇંદ્રિયોદ્વારા જોડે છે, તથા તે પદાર્થોનો તે ઇંદ્રિયોદ્વારા સંબંધ કરાવે છે. અને આ પ્રમાણે કરીને તે અભિમાનીને બહિર્મુખ રાખે છે, અને અંતર્મુખ થવા દેતું નથી. અને તેમ થવાથી અભિમાનીને હું કોણ છું એ જાણવાનો યોગ આવતો નથી. અને તેમ થવાથી તે અભિમાની હું બ્રહ્મ છું, એ પ્રકારના બ્રહ્મજ્ઞાનથી વિમુખ રહે છે.

કહેવાનું તાત્પર્ય, કે બ્રહ્મજ્ઞાન એ લૌકિક જ્ઞાનની પેઠે બાહ્ય પદાર્થોના સંબંધે કરીને

પ્રાપ્ત થતા જ્ઞાનની પેઠે પ્રાપ્ત કરવાની વસ્તુ નથી, પણ અંતરથી અનુભવવાયોગ્ય વસ્તુ છે. આ જગતના પદાર્થોના ચિંતનથી આ વસ્તુ પ્રાપ્ત થતી નથી, પરંતુ તે વસ્તુનું ચિંતન કરવાથી જ તે વસ્તુ પ્રાપ્ત થાય છે. બહારની વસ્તુનું અર્થાત્ જગતના પદાર્થોનું ગમે તેટલું ચિંતન કરો અથવા તે વસ્તુઓનો ગમે તેટલો અનુભવ મેળવો પરંતુ તેવડે કદી બ્રહ્મજ્ઞાન થનાર નથી.



તત્ત્વ એક જ છે, અને તેથી તેને જાણવાને માટે એક જ [illegible] કે, તેનું, ચિંતન અને તેના જ ધ્યાનની જરૂર છે, એકની જેણે પ્રા[illegible], તેને બીજાની, કે ત્રીજાની પ્રાપ્તિની જરૂર નથી. સર્વનું મૂળ આ એક જ તત્[illegible] તેથી તેને જાણતાં સર્વ જાણવામાં આવે છે. અને તેથી જ શ્રુતિ ભગવતી કહે છે, કે येन ज्ञातेन इदं सर्वं विज्ञातं भवति. જેમ એક સંખ્યામાંથી અનવધિ સંખ્યા ઉત્પન્ન થાય છે, તેમ એક તત્ત્વમાંથી જ આ અનંત વિશ્વ ઉત્પન્ન થાય છે.

મનુષ્ય ભલે અનેક જન્મપર્યંત પરિશ્રમ કરે, અને આ જગતમાંથી અનેક પ્રકારનો અનુભવ મેળવે અથવા જ્ઞાન મેળવે પરંતુ તેનાવડે તેને જે જાણવાજેવું છે તે જણાતું નથી. જ્યારે મનુષ્ય જે જાણવાજેવું છે, એવું એક બ્રહ્મજ્ઞાન મેળવે છે, ત્યારે તેને ઇતર સર્વ જણાય છે. તે કૃતકૃત્ય થાય છે અને જ્ઞાતજ્ઞાત થઇ રહે છે. જેથી જાણવાજેવું, કે મેળવવાજેવું જગતમાં બુદ્ધિમાનને એક બ્રહ્મજ્ઞાન જ છે.

આ તત્ત્વ, કે જેને બ્રાહ્મણો સત્ શબ્દથી ઓળખે છે, જેને ચિત્ તથા આનંદ શબ્દથી ઓળખે છે તે એક જ વસ્તુ છે. તે અવિભાજ્ય છે, અવિકારી છે, કૂટસ્થ છે. આ વિશ્વમાત્રનું પ્રભવસ્થાન તે છે. તેમાંથી જ સર્વ વસ્તુઓ આવિષ્કારને પામે છે. આ સત્ ચિત્ અને આનંદસ્વરૂપ એક તત્ત્વવિના અન્ય કંઇ જ નથી, અને હું તે તત્ત્વરૂપ છું, એમ જાણવું, તથા તેનો સ્વાનુભવ કરવો, એ તત્ત્વવિચારવડે કરીને પ્રાપ્તવ્ય વસ્તુ છે.

જેમ આ જગત્ આ એક તત્ત્વમાંથી આવિષ્કારને પામે છે, તેમ આપણા અંતરમાં રહેલું મન પણ તે તત્ત્વમાંથી જ પ્રકટે છે. આ મનવડે જ આપણે આ જગતના સંબંધમાં આવીએ છીએ, અને જેમ તેનાવડે આ જગતના સંબંધમાં આવીએ છીએ તેમ તેનાવડે જ આપણા અંતરમાં અને સર્વત્ર સર્વવ્યાપકરૂપે રહેલા સત્ ચિત્ આનંદરૂપ પરમતત્ત્વને પણ જાણી શકીએ છીએ, તેની લક્ષણા કરી શકીએ છીએ. તત્ત્વવિચારવડે સૂક્ષ્મ થએલી બુદ્ધિવડે જ આત્મતત્ત્વની લક્ષણા કરી શકાય છે, અથવા તેને જાણી શકાય છે આપણો અને આ જગતનો સંબંધ કરાવનાર આ મન જ છે.

મનનું વાસ્તવ કર્તવ્ય એ છે, કે તેણે અભિમાનીને પોતાના વાસ્તવ સ્વરૂપનો બોધ કરાવવો. પરંતુ તે પ્રમાણે નહિ કરતાં પ્રાપ્ત વાસનાનુસાર તે અભિમાનીને સ્વરૂપાનુભવ નહિ કરાવતાં બીજો જ અનુભવ કરાવે છે. અર્થાત્ તે અભિમાની અને પરમાત્મા અથવા પરમતત્ત્વનો અભેદ નહિ કરાવતાં તેમનો ભેદ જ પ્રતીત કરાવવાનું નિત્ય કાર્ય છે.

પનામાની નહેર આજસુધી ખોદવામાં આવી ન હતી ત્યાંસુધી તે વિભાગ બે સમુદ્રને જુદા પાડતો હતો. પરંતુ જ્યારે તે વિભાગને નહેરના રૂપમાં પરિણામ પમાડવામાં આવ્યો ત્યારે તે બન્ને સમુદ્રને જોડનાર થઇ રહ્યો; અર્થાત્ બન્નેની એકતા કરનાર તે થઇ રહ્યો. તે પ્રમાણે આ મન અભિમાનીનો પરમ તત્ત્વ સાથે અભેદ નહિ દર્શાવતાં આજસુધી પડેલ [illegible]નામાની નહેરના જમીનના ભાગની પેડે બન્ને વચ્ચે ભેદ જ દર્શાવે છે. તેથી [illegible] રવાનું છે, કે જેથી મન આ બન્નેના અભેદને દર્શાવે. કયાં કારણોથી તે બન[illegible] તેને શોધીને તેનો લય કરવો, એ જ આપણું પરમ કર્તવ્ય છે. કારણ કે તે[illegible] આપણો—અભિમાનીનો પરમતત્ત્વ સાથે અભેદ થાય છે, અને હું બ્રહ્મ છું, [illegible]નો અનુભવ થાય છે.

ઉપર જણાવ્યાપ્રમાણે મન તો આ બેનો જેમ ભેદ પડે; તેવી જ ક્રિયા રાત્રિ દિવસ કરે છે. તે નિત્ય બહિર્મુખ રહે છે અને આ જગતના પદાર્થોનો સંબંધ કરે છે, અને જગતના પદાર્થોનો અનુભવ મેળવે છે. પરંતુ તેથી કરીને આ બન્ને વચ્ચેના અંતરને વધારે છે અને બન્નેને વધારે અને વધારે છુટા પાડે છે.

પરંતુ તત્વવિચારવડે આપણે આપણા પોતાના વાસ્તવ સ્વરૂપને જાણી શકીએ છીએ, તથા મનના સ્વરૂપને પણ જાણી શકીએ છીએ. જેથી મન જે વિવિધ બંધનમાં અને અજ્ઞાનમાં આપણને રાખે છે, તેના તે વ્યાપારને જાણીને તેને જે વ્યાપારવડે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય તેવા વ્યાપારમાં તેને જોડીએ છીએ; અને પરિણામે પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરીને ભવભ્રમણમાંથી છુટીએ છીએ.

આપણા શાસ્ત્રમાં જણાવેલું છે, કે मनएव मनुष्याणां कारणं बंधमोक्षयोः—મન એ જ મનુષ્યના બંધ અને મોક્ષનું કારણ છે. અને એ જ વાર્તા આપણે ઉપર પ્રતિપાદન કરી ગયા છીએ, કે મન એ જ અભિમાનીના બંધનું કારણ છે, અને તે જો બંધનું કારણ છે, તો તે મોક્ષનું કારણ પણ થઇ શકે છે. અને તે મોક્ષનું પણ કારણ છે, એમ શાસ્ત્ર ઉપરના વાક્યમાં ડિંડિમ્ વગાડીને કહે છે.

જેથી આજપર્યંત આ મન; કે જે આપણા બંધનું કારણ થઇ રહેલું છે, તેને આજથી આપણા મોક્ષનું કારણ બનાવવું, એ જ આપણું પરમ કર્તવ્ય છે, અને તેમ કરતાં આપણે નિત્ય મુક્ત તથા નિત્ય સુખી થઇ શકીએ છીએ, અને બ્રહ્મજ્ઞાનને પામી શકીએ છીએ.

આ પરમતત્ત્વની લક્ષણા આપણે "नेति नेति" એ નિષેધ વાક્યવડે પણ કરી શકીએ છીએ. તે પરમતત્ત્વ તે પૃથ્વી નથી, પાણી નથી, આકાશ નથી, મન નથી; એ પ્રમાણે જે વસ્તુઓ તે રૂપ નથી તેનો નિષેધ કરીને તેની લક્ષણા કરી શકીએ છીએ. અને આ પ્રમાણે તે બ્રહ્મતત્ત્વ તે આ નથી, તે તત્ત્વ તે આ નથી એમ કરતાં કરતાં, એ પ્રમાણે તેને શોધતાં શોધતાં તેને જાણી શકીએ છીએ, તેની લક્ષણા કરી શકીએ છીએ.

આ પરમતત્ત્વનું ભાન આંતરજ્ઞાનવડે થઇ શકે છે. જ્યારે આપણે આ તત્ત્વને જાણવાનો પ્રયત્ન કરીએ છીએ, અને જ્યારે તે તત્ત્વ તે અમુક નથી, અમુક નથી, એ

પ્રમાણે કરતાં કરતાં તે તત્ત્વની નિકટ જઇએ છીએ ત્યારે તેનું જ્ઞાન સહસા સૂર્યના પ્રકાશની પેઠે અંતરમાં સ્ફુરે છે, અને તે તત્ત્વ શું છે તે આપણે જાણીએ છીએ, અથવા તે તત્ત્વ તે આપણે છીએ એ પ્રકારે આપણે સ્વાનુભવ કરીએ છીએ; આ પરમતત્ત્વની લક્ષણા કરાવવી; એ જ આ વિષયનો પ્રધાન આશય છે. જેથી સુજ્ઞ વાચકો શાંત ચિત્તે આ વિષયને વાંચશે; તથા તેમાં જે લક્ષણા કરાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તે લક્ષણા તે પોતાનામાં જાગ્રત કરશે, એવી લેખકની સપ્રેમ વિનતિ [illegible]

આપણું મન કે જેનો સ્વભાવ નિત્ય આ જગતની સાથે સંબ[illegible] છે, તે તેની સાથે સંબંધમાં આવીને કંઇ કંઇ અનુભવો મેળવે છે, અને આ[illegible] સત્ય માને છે. પરંતુ તેના આ સર્વ અનુભવો ખોટા છે, મિથ્યા છે. કારણ કે જે[illegible] તે આ પ્રકારના અનુભવો મેળવે છે, તે જ વસ્તુતઃ મિથ્યા છે. તેથી તે આ પ્રકારના મિથ્યા અનુભવોને વશ વર્તી તે અભિમાની તે પ્રમાણે દોરે છે. જેથી આપણે જે કંઇ કરવાનું છે, તે, તે મનના મિથ્યા અનુભવોને મિથ્યા માનીને, તેને બીજી જ દિશામાં વાળવાનું છે. તે જે દિશામાં વહે છે, તે દિશામાં વહેવાથી અભિમાની અને પરમાત્મ તત્ત્વનો ભેદ વધતો જાય છે, દૃઢીભૂત થતો જાય છે; અને તે અભિમાનીના બંધનું અને ભવભ્રમણનું તે કારણ થઇ રહે છે. જેથી જે માર્ગે અભિમાનીને મોક્ષ મળે તે જ માર્ગમાં મનને વહેવરાવવાની બુદ્ધિમાનને જરૂર છે. તે જે વિચાર કરે છે, તથા જે પ્રવૃત્તિ કરે છે, તે વડે અભિમાનીને અધિકાધિક બંધ જ પ્રાપ્ત થતો જાય છે.

જેથી જે વિચારવડે અભિમાનીને મોક્ષ પ્રાપ્ત થાય, તેવા વિચારમાં જ તેને જોડવાની જરૂર છે, અને તે વિચાર તે તત્ત્વવિચાર છે, કે જેના સંબંધમાં અત્ર આપણે ચર્ચા કરવાનું ઉચિત ગણ્યું છે.

( અપૂર્ણ. )

---

**मध्ये वारि बलप्रदम्.**

ડૉ. હૅાક કહે છે, કે પુષ્કળ પાણી પીવાથી ચરબી ઓછી થાય છે, ડૉ. ઈ. જી. કટલર કહે છે, પાણી પુષ્કળ પીવાથી શરીરમાં વજન વધે છે. આજસુધી જમતી વખતે પાણી પીવાથી જઠરના રસો ઓછા પ્રમાણમાં ઝરતા હતા, એમ કહેવાય છે, પરંતુ આ ડાક્તર કહે છે. કે તે રસો પાણી પીવાથી ઉલટા વધારે પ્રમાણમાં ઝરે છે. પોતાની પ્રયોગશાળામાં પ્રયોગ કર્યા પછી આ ડાકતર જણાવે છે, કે સામાન્ય આરોગ્યવાળા મનુષ્યો જો જમતી વખતે પાણી પીએ છે તો તેમને સારો લાભ થાય છે.

જમતી વખતે અથવા આખો દિવસ બહુ પાણી પીવાના અભિપ્રાયને આપણે માનતા નથી; પરંતુ જમતાં જમતાં મધ્યમાં પાણી પીવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, એવું આપણે પુનઃ પ્રતિપાદન કરીએ છીએ.

# प्रसंगानुरूपम्.

——ચૈત્ર માસનો પ્રાતઃકાલનો અંક સહજ વિલંબે તૈયાર થયો હતો જેથી વૈશાખનો અંક સાથે કાઢીને બે અંક સાથે કાઢવાનો વિચાર રાખીને બન્ને અંકો સાથે ... વૈશાખના અંકને ધારવા કરતાં સહજ વધારે વિલંબ થયો છે, જેથી ... ક્ષમા ઇચ્છીએ છીએ.

—કાગળોના ભાવ પ્રતિમાસે વધતા જાય છે અને આ પ્રમાણે તે ક્યાં સુધી વધશે ... અનુમાન થઇ શકતુ નથી ઇશ્વિરેચ્છા તો લડાઇ આ દીવાળી સુધીમાં બંધ થશે. પુનઃ પૂર્વની પેઠે પરદેશથી કાગળની આયાત થશે; અને તેમ થતાં તેના ભાવ ક્રમે ક્રમે ઉતરશે. પરંતુ નવા વર્ષ પૂર્વે જો તે પ્રમાણે ન થયું તો નવા વર્ષમાં પ્રાતઃકાલ કેટલા કદનું અથવા શું થશે તે કંઇ સ્પષ્ટ થતું નથી.

—— જો કાગળના વધેલા ભાવ પ્રમાણે અમે લવાજમ વધારીએ છીએ તો જેમ તે ગ્રાહકોના મોટા ભાગને પોષાતુ નથી. તેમ અમને પણ પોષાતું નથી. કારણ કે લવાજમ વધવા છતાં જો ગ્રાહકોની સંખ્યા ન્યૂન થાય છે તો અમને નુકસાન જ છે. અને વર્તમાન વર્ષમાં તો બન્ને પક્ષથી અમને અને સર્વ પત્રના તંત્રીઓને નુકસાન જ છે. કારણ કે એક બાજુથી કાગળોના ભાવ ચઢે છે, અને બીજી બાજુથી લડાઇને લીધે "અનેક મનુષ્યો આજીવિકાનાં સાધનવિનાના થતા જાય છે, જેથી ગ્રાહકોની સંખ્યા પણ ન્યૂન થતી જાય છે. જેથી આવી વિકટ સ્થિતિ વચ્ચે પ્રાતઃકાલ પ્રકટ થાય છે તેથી પ્રાતઃકાલ જો મનુષ્ય જીવનમાં ઉપયોગી જણાતું હોય અથવા તો વર્તમાન સમયમાં તે દેશમાં ઉપયોગી સેવા બજાવતું હોય તો જેમની શ્રીમાન સ્થિતિ છે, એવા પ્રાતઃકાલનાં કોઇ કોઇ ગ્રાહકો જો તેનાપ્રતિ પોતાનો ઉદાર હાથ યથાશક્તિ લંબાવશે તો તેને પોતાનું કાર્ય કરવું આ વિલક્ષણ સમયમાં સરળ પડશે. જો કોઇની એવી ઇચ્છા હશે, કે આવતા વર્ષનો ઉપહાર તેમના તરફથી છપાવીને ગ્રાહકોને વહેંચવો, તો તે પ્રમાણે પણ અમે કરીશું.

——અને આ પ્રમાણે જો તેનો નિર્વાહ થઇ શકે તેવી સ્થિતિમાં પ્રાતઃકાલ નહિ રહી શકે તો પછી પ્રાતઃકાલને ઘણા નાના કદનું કરવું પડશે, અથવા તો કાગળોના ભાવ ઠેકાણે આવે ત્યાંસુધી આવતા વર્ષથી બંધ કરવું પડશે.

——લખપતથી રા. સુલેમાન ઇસ્માઇલભાઇ પ્રાતઃકાલ—વાંચીને લખે છે કે "હું ઘણો દીલગીર છું, કે મારી અજ્ઞાનતાસબબે મારા ઉદ્ગારો લખી શકતો નથી. ટુંકામાં એ જ કે બાર મહિના થયાં હું પ્રાતઃકાલ વાંચું છું. તેનાં લખાણ મુજબ વર્તવાથી આ વર્ષે મને અવર્ણનીય લાભ થયો. અને અલબત મારા ગજાઅનુસાર પૈસા પણ પ્રાપ્ત થયા. આ સૌ પ્રતાપ આપના બોધનો છે. આપને હું મારા ગુરુ ગણું છું."

——પાલીતાણેથી રા. પોપટલાલ મગનલાલ લખે છે, કે "લખતાં આનંદ ઉપજે છે, કે સદ્‌ગુરુ ચિદ્‌ઘન ચિદ્‌ઘનના સમાન આપના પ્રાતઃકાલમાં આવતા લેખો વાંચી અત્યાનંદ અનુભવું છું. પ્રાતઃકાલદ્વારા અમારૂં અપાર હિત સધાય છે. પરમાત્મા આપની

લેખિનીમાં જનહિત કરનારો પ્રબલ સત્તા પ્રેરો અને જનસમાજ તેનો યોગ્ય સત્કાર કરી સુખ અનુભવો " એ જ મારી આંતર ઇચ્છા છે.

——આ પ્રમાણે પ્રાતઃકાલ અનેક મનુષ્યોના જીવનને ઉન્નત કરે છે, તથા અપૂર્વ સુખશાંતિ આપે છે, એ અનેક મનુષ્યો તરફથી આવતા પત્રો ઉપરથી સહજ સ્પષ્ટ થાય છે. તો આજ ચૌદ વર્ષથી પ્રકટ થતા પ્રાતઃકાલને ઉપર જણાવેલા કારણથી બંધ ન થવું પડે તેને માટે એકાદ વર્ષ જો કોઇ કોઇ ઉદાર સજ્જનો તેને સાહ્ય ... તો તે યથાનિયમે પોતાનું કાર્ય કર્યા જશે.

——" મધ અને તેના ઉપયોગ " એ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી ... મધનો ઉપયોગ કરવા લાગ્યા છે, અને તેમને તેનાથી લાભ થાય છે, એવા ... અમારી ઉપર આવે છે. કોઇ કોઇ સજ્જન પૂછે છે કે મધના ચાહા, બનાવવાનું લખ્યું છે તેમાં ચાહ, નાંખવી કે નહિ ? તેમને જણાવવાનું કે ચાહાનો લેશ પણ ઉપયોગ કરવાનો નથી. માત્ર મધ અને પાણી એ બેનો જ ઉપયોગ કરવાનો છે. તેને ચાહાની પેઠે તૈયાર કરવાની હોવાથી ' મધની ચાહા ' એવું નામ આપેલું છે.

# भगवद्भक्त नजीर अकबराबादी.

ઉત્તર હિંદુસ્થાનમાં દીલ્લીની પાસે અકબરાબાદ નામનું એક ગામ છે. આ ગામ પ્રસિદ્ધ અકબર બાદશાહે વસાવ્યું હતું એમ કહેવાય છે. આ ગામમાં નજીર કરીને એક મોટો ફકીર-સાધુ થઇ ગયો છે. નજીર મુસલમાન હતો છતાં તેને મન હિંદુધર્મ સમાન હતો. નજીર સિદ્ધ કવિ હતો, અને તે ચાલતાં ચાલતાં કવિતા કરતો હતો. નજીરની કવિતાઓ એવી છે, કે તે વાંચનારના હૃદયમાં અસર કર્યાવિના રહેતી નથી. નજીરની કવિતાઓ આજે અનેક મનુષ્યો પ્રતિદિન વાંચે છે. તેની કવિતા કેટલી ઉત્તમ છે તે જાણવામાટે અત્રે આપણે તેની એક કવિતા ઉતારીએ છીએ.

### ઉચિતકર્તવ્ય.

દુનિયા અજબ બાઝાર હૈ, કુછ જિન્સ[1] યાં કી સાથ લે ।
નેકી કા બદલા નેક હૈ, બદ[2] સે બદી કી બાત લે ।
મેવા ખિલા મેવા મિલે, ફલ ફૂલ દે ફલપાત લે ।
આરામ દે આરામ લે દુઃખદર્દ દે [3]આફાત લે ।
કલજુગ [4]નહીં કરજુગ હૈ, યહ યાં દિન કો દે ઔર રાત લે ।
ક્યા ખૂબ સૌદા નકદ હૈ, ઇસ હાથ દે ઇસ હાથ લે ॥ ૧ ॥
કોઇ કિસી કે મન લગાં, ગોબિરલેગુલ ફુલા હૈ તૂ ।
વહ તેરે હકમેં તીર હૈ, કિસ આત્મીયપર ભૂલા હૈ તૂ ।
મત આગ મેં ડાલ ઔર પ, ફિર ઘાસ કા પૂલા[5] હૈ તૂ ।

---

1 વસ્તુ. 2 સારાનું ફળ સારું મળે છે, અને ખોટાનું ફળ ખોટું મળે છે. 3 આપત્તિ. 4 કળિયુગ નથી પણ કરજુગ (કર્મયુગ) છે. 5 બીજાને તું આગમાં નાખીશ તો તું ઘાસના પૂળા પેઠે બળી જઇશ.

કોઇ પૂછશે, 'સિદ્ધાંત શા તમ' 'લક્ષ્યમાં શું રાખતા?
હું કહીશ, 'ગુરુ મુજ લક્ષ્ય,' "સિદ્ધાંતો સ્વગ્રંથે ભાખતા,
એ ગુણ પૂછશે, 'તમે કોના, ચરિત્રે જ અનુસરો'?
તે વખત છાતી કહાડીને, ઉત્તર હું શો આપીશ ખરો;
"છો 'ભલા ભૂમારકર' તમે તે કે પ્રબુદ્ધસમા થયા!
તમ... શુભ ગુણું શકલના કે હર્ષના આવી રહ્યા?
... વિરજસ્તંભા કે વિપશ્ચિત્ સરખા તમે?"
...છશે આવું હું તવ, શો દઇશ ઉત્તર તેમને;
...શે 'હૃદયની ઉચ્ચતા શું 'દાસ' સરખી પામીયા?
કંઇ વીરવિજયસમા પ્રયત્નો કરી અર્થો સાધીયા?'
પૂછશે, તમારી ગૃહિણીને શું સત્વમતિસરખી કરી,
કે સંતી વિજયાસમ કરી?, તો કહીશ શું હું હરિ! હરિ!
'શ્રીકંઠ, શ્રીસાગરસમા, શું બનાવ્યા પુત્રો તમે?
જે વિપત્તિમાં અડગ રહી, મન ઇન્દ્રિયો આદિ દમે;
વળી બની મનોહર, કયાં સંગીને તમે ઉતમ કર્યા,
લક્ષ્યે ગુરુને રાખીને ઉર ગુરુગુણો શા શા ધર્યા?
'વળી વાંચી પ્રેમે દ્વિતીય પંચવરદતણા વૃત્તાંતને,
ગુરુમાં સુદૃઢ ગુરુબુદ્ધિ ધરી હર્યું શું તમે ઉર. ધ્વાન્તને?
સિદ્ધાંતસિંધુમાંહિ જે સાધન કહ્યાં તે શું કર્યા?
સુવિચાર જે 'ખડ્ગ' કહ્યા તે વિચારીને આચર્યા?
'હું અમુક વર્ષોનો થયેલો, હું શ્રેયસ્સાધક જુનો,
કહું છાતી કાઢી, પણ છુપાવીશ શી રીતે મારો ગુન્હો;
લજ્જિત ઉરે હું જઉં, પ્રભુ પાસે ક્ષમાને યાચવા,
હું આજથી નિશ્ચય કરૂં, વાસ્તવ શ્રેયસ્સાધક થવા;—

---

## विस्मणोपदेश.

પદ ૩. (ઈશ્વર ક્યાં અમો શોધું, એ લય.)

(લેખક—શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી.)

આવો બંધુ! આવો આપણે, કંઇ ભૂલકણા થઇએ;
ભૂલકણા થઇએ, કંઇ કંઇ વાત ભૂલી જઇએ.
આપણ ભૂલકણા થઇએ.
ગઇ સાલે અમુક મરી ગયું, એ સ્મરી દુઃખ ના લહીએ,
મરણતણો કરેલો શોક ઉપજાવે ન સુખ હૈયે;—
આજનો દિવસ તો સુમસામ લાગે એવું ના કહીએ.
આજ આજકાલની ઠીક નથી. એ પણ વિસરી રહીએ;—

અમુક સમયે અમુકે શબ્દ કડવો કહ્યો તે ન સ્મરીએ,
કોઇની ખોટી કૃતિની વાત પણ અંતરથી વિસરીએ;—
જ્યાં ત્યાં સ્વાર્થી કાર્યો આદરવાના આશયો ભૂલીએ,
કંઇ કંઇ પરાર્થે પ્રવૃત્તિ કરી પરહિતવિષે ભળીએ—
કોઇની પડતી સ્થિતિનાં ગીત કદી ઘેર ઘેર ના ગઇએ,
જેને મદદ કરી હોય તેનું ઘર ઘર નામ ના લઇએ;—
વાગોળવાની પેઠે દોષ કોના ફરી ફરી ના ભજીએ,
કોઇના ખોટા ગુપ્ત જીવનની કથનીનું સ્મરણ ત્યજીએ;—
ખોટું જોતું છોડી દઇએ તો ગુણવાન્ કહેવાઇએ;
સુગુણોતણા સંતત સ્મરણથી, સુગુણે રંગાઇએ;—

---

## ઇષ્ટાભિમુખ પુરુષનું જીવન ધન્ય છે.

પદ ૪. ( જ્ઞાન ગુરુ આપોરે, એ લય. )

( લેખક—શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી. )

ધન્ય જીવન તેનું રે જીવન તેનું,
ચિત્ત નિત્ય પ્રભુમાં રમી રહ્યું જેનું રે; જીવન૦
તેના જીવનમાંથી અમીરસ ઝરતો,
કાં જે તે તો અમૃતસરિતામાં તરતો રે; જીવન૦
તેની દૃષ્ટિમાં તો પ્રભુદૃષ્ટિ ભળતી,
કાં જે તેની દૃષ્ટિ પ્રભુથી ન ચળતી રે; જી
અમૃતવારિ તેની વાણીમાંથી વહેતું,
કંઇ કંઇની દુર્બલતાને ધોઇ દેતું રે, જીવ
અંતરમાં ઉત્તાપ તેને ન થાતો,
દુઃખી જનોકેરાં સદા તે હર રહેતો રે; જીવ૦
તેના હૃદયમાં મૃદુતા ભરી છે,
કાં જે તેના ઉરમાં મૃદુ શ્રી હરિ છે રે; જીવન
[illegible]ચિત્ત પણ એ રમી રહેતો,
[illegible] જે ચિત્ત એ તો પ્રભુને અર્પી દેતો રે; જીવન૦
[illegible] એવા જીવન કેરા લ્હાવો,
[illegible]ચરણે પ્રભુ ! આપો, આપો રે; જીવન૦

# શ્રીવેદાંતમાર્ગોપદેશિકા.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૨૬ થી. )

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૨૬ થી. )



## પ્રકરણ ૧૦ મું.

### સામાન્યવિશેષચૈતન્યવર્ણન.

૧ પ્રશ્ન—વિશેષચૈતન્ય કોને કહેવામાં આવે છે ?

ઉત્તર—અંતઃકરણ તથા અંતઃકરણની વૃત્તિમાં જે સામાન્યચૈતન્ય અજ્ઞાનો પ્રતિબિંબરૂપ ચિદાભાસ તે વિશેષચૈતન્ય છે.

૨ પ્રશ્ન—ચિદાભાસનું લક્ષણ શું છે ?

ઉત્તર—ચૈતન્યના લક્ષણથી રહિત હોય પણ ચૈતન્યવત્ ભાસે તેને ચિદાભાસ કહેવામાં આવે છે.

૩ પ્રશ્ન—આ ચિદાભાસને વિશેષચૈતન્ય શામાટે કહેવામાં આવે છે ?

ઉત્તર—અલ્પદેશ તથા અલ્પકાળમાં જે વસ્તુ હોય તેને વિશેષ કહેવામાં આવે છે. ચિદાભાસ અંતઃકરણપ્રદેશ તથા જાગ્રત સ્વપ્નકાળ અને અજ્ઞાનકાલમાં છે, જેથી તેને વિશેષ ચૈતન્ય કહેવામાં આવે છે.

( અધિષ્ઠાન અને આધરત એ બે ભેદથી વિશેષના બે પ્રકાર પણ છે. ૧ ભ્રાંતિકાલમાં જેની પ્રતીતિ થતી નથી પણ જેની પ્રતીતિથી ભ્રાંતિની નિવૃત્તિ થાય છે તે અધિષ્ઠાનરૂપ વિશેષ છે. ૨ અને ભ્રાંતિકાલમાં જેની પ્રતીતિ થાય છે અને અધિષ્ઠાનના જ્ઞાનકાલમાં જેની પ્રતીતિ થતી [illegible] કહેવામાં આવે છે. )

હોય છે ત્યાં ચિદાભાસરૂપથી વિશેષચૈતન્યરૂપે થઇને બોલવું ચાલવું, કર્ત્તાપણું ભોક્તાપ આ લોક તથા પરલોકમાં ગમનાગમન વગેરે વિશેષ વ્યવહાર કરે છે.

તેમાં સામાન્ય ચૈતન્ય જે બ્રહ્મ છે તે સત્ય છે. અને ઉપાધિવડે ભાસનાર વિશેષચૈતન્ય ચિદાભાસ તે મિથ્યા છે, અને પુણ્યપાપનું કર્ત્તાપણું, સુખદુઃખનું ભોક્તાપણ આ લોક તથા પરલોકમાં જવું આવવું, જન્મમરણ આદિ ધર્મ પણ ચિદાભાસના અને તેથી તે મિથ્યા છે.

૫ પ્રશ્ન—વિશેષચૈતન્યના સ્વરૂપને જાણીને કયો નિશ્ચય કરવો ?

ઉત્તર—વિશેષચૈતન્ય જે ચિદાભાસ છે તે તથા તેના ધર્મ તે [illegible] તથ તે મારાં નથી. પરંતુ તે મારામાં કલ્પિત છે. હું તો તેના અધિષ્ઠાનરૂપ સામાન્ય ચૈતન્ય છું અને તેનાથી ન્યારો છું, એ પ્રકારનો નિશ્ચય કરવો.

૬ પ્રશ્ન—સામાન્ય ચૈતન્ય કોને કહેવામાં આવે છે ?

ઉત્તર—જે આકાશની પેઠે સર્વત્ર પરિપૂર્ણ છે, જે સર્વના રૂપનું અધિષ્ઠાન છે, અસ્તિભાતિ પ્રિયરૂપ છે, અને જે નિરાકાર બ્રહ્મ છે તે સામાન્ય ચૈતન્ય છે.

૭ પ્રશ્ન—બ્રહ્મને સામાન્ય ચૈતન્ય શામાટે કહેવામાં આવે છે ?

ઉત્તર—અધિક દેશ અને કાલવિષે જે વસ્તુ રહે છે તેને સામાન્ય કહેવાય છે. અને બ્રહ્મ, બુદ્ધિકલ્પિત સર્વ દેશ તથા સર્વકાલમાં વ્યાપક છે, જેથી તે સામાન્ય ચૈતન્ય કહેવાય છે.

અંશ છે, દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન, ચિત્ત બુદ્ધિ, વગેરે તથા તેના ધર્મ તે નામ છે અને તેનો યથાવત્ આકાર છે તે રૂપ છે.

આ ઘટાદિક સર્વના નામરૂપનો ત્યાગ કરવાથી પૃથ્વી શેષ રહે છે, અને તે છે, તે ભાસે છે, તે પ્રિય છે, તેનું નામ છે, અને તે ગંધગુણયુક્ત આદિ રૂપ તે આદિ પાંચ અંશનો ત્યાગ કરવાથી જલ શે[illegible] રહે છે. અને તે જ પ્રમાણે જલના નામરૂપ આદિ પાંચ અંશનો, તેજના ના[illegible] અંશનો, તથા વાયુના તેવા જ પાંચ અંશનો, અને આકાશમાં તે પાંચ ગુ[illegible]ાથી અજ્ઞાન શેષ રહે છે. જેના 'પછીથી શું રહે છે તેને હું જાણતો નથી' એ [illegible]સ્તિરૂપ અંશનો, અજ્ઞાન ભાસે છે, એ તેના ભાતિ અંશનો, અજ્ઞાન પ્રિય છે, (કારણ કે [illegible] તે પ્રિય છે, અને તે પ્રપંચનું કારણ હોવાથી જીવોનો નિર્વાહ કરે છે,) તે પ્રિય અંશનો, 'અજ્ઞાન' રૂપ નામનો, અને 'આવરણવિક્ષેપ શક્તિવાળું' તથા અનાદિ અનિવ-ચનીય ભાવરૂપ, રૂપઅંશનો ત્યાગ કરવાથી એક અભાવ અવશેષ રહે છે.

અને 'કશું પણ નથી' એ પ્રમાણે પ્રતીયમાન સર્વ વસ્તુનો જે અભાવ તેના અસ્તિઅંશનો, અભાવ ભાસે છે, એ તેના ભાતિઅંશનો, 'અભાવ' એ નામ અંશનો અભાવ શૂન્ય ધ્યાનીને પ્રિય છે, તે તેના પ્રિય અંશનો, અને તેના રૂપ અંશનો ત્યાગ કરવાથી અભાવના સ્વરૂપભૂત અધિષ્ઠાન સંતવસ્તુ જ અવશેષ રહે છે. જે અભાવના અભાવપણાનો પ્રકાશ કરે છે, અને તેથી તે ચિત્ છે. અને તે દુઃખથી ભિન્ન છે, જેથી તે આનંદ છે. આ પ્રમાણે સર્વ નામરૂપમાં અનુગત અવ્યભિચારી નામરૂપ અધિષ્ઠાન બ્રહ્મ સામાન્યચૈતન્ય છે અને તે સત્ય છે. અને જે નામરૂપ વ્યભિચારી છે, તે મિથ્યા છે જે વસ્તુ એક ઠેકાણે હોય અને એક ઠેકાણે ન હોય તેને વ્યભિચારી કહેવામાં આવે છે. જેમકે ઘટનાં નામરૂપ પટમાં નથી, અને પટનાં નામરૂપ ઘટમાં નથી, જેથી તે વ્યભિચારી છે.

આ પ્રમાણે આ ઉપર દષ્ટાંતોને સારી રીતે સમજીને સામાન્ય ચૈતન્યનું સ્વરૂપ વૃત્તિમાં દઢ કરવું.

સામાન્ય ચૈતન્યના સ્વરૂપસંબંધમાં અધિક કહીએ તો સુષુપ્તિ, મૂર્છા, અને સમાધિનું પ્રકાશક સામાન્ય ચૈતન્ય છે. ઘટને હું જાણું છું, એ પ્રમાણે પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયરૂપ ત્રિપુટિનો પ્રકાશ કરનાર સામાન્યચૈતન્ય છે. જાગ્રતઆદિક અવસ્થાની સંધિનો પ્રકાશ કરનાર સામાન્ય ચૈતન્ય છે. તેજ પ્રમાણે વૃત્તિઓનાં સંધિનું પ્રકાશક સામાન્ય-ચૈતન્ય છે. દેશાંતરમાં વૃત્તિ ગઇ હોય ત્યારે તેના મધ્યભાગનો પ્રકાશક સામાન્યચૈતન્ય છે. સૂર્યચંદ્રાકાર વૃત્તિ થઇ હોય તો તેના મધ્યભાગનું પ્રકાશક સામાન્યચૈતન્ય છે તથા મને, પોતાને હું જાણતો નથી, એવા અજ્ઞાન વિશિષ્ટ મેરનું પ્રકાશક સામાન્યચૈતન્ય છે.

૯ પ્રશ્ન—ઉપર જણાવેલાં સામાન્યચૈતન્યરૂપ બ્રહ્મની સર્વથી અધિક સૂક્ષ્મતા તથા વ્યાપકતા કેવી રીતે છે?

ઉત્તર—જે જે કાર્ય છે તે તે સ્થૂલ તથા પરિચ્છિન્ન હોય છે. અને જે જે કારણ છે તે તે સૂક્ષ્મ તથા વ્યાપક (અધિકદેશવર્તિ) હોય છે, એ નિયમ છે. અને બ્રહ્મ સર્વનું કારણ છે જેથી તે સર્વથી અધિક સૂક્ષ્મ છે તથા વ્યાપક છે.

સમુદ્રજલમાં ઉત્પન્ન થનાર શીણુ તથા મીઠું કઠિન હોય છે તે ઉપરથી આપણે
જાણી શકીએ છીએ, કે પૃથ્વી જલનું કાર્ય છે. જેથી પૃથ્વીથી જલ સૂક્ષ્મ તથા વ્ય
છે. અથવા વસ્ત્રમાં પાણી નાખવામાં આવે છે તો તે તેમાંથી આરપાર નીકળી શકે
અથવા જ્યાં જ્યાં પૃથ્વીમાં ખોદવામાં આવે છે ત્યાં ત્યાં જલ નીકળે છે; વળી પુરાણો
પૃથ્વીથી દશગુણ વધારે દેશમાં વ્યાપક જલ છે એમ કહેલું છે, એ વગેરે કારણોથી પૃથ્વી
જલ સૂક્ષ્મ છે તથા વ્યાપક છે, એ નક્કી થાય છે.

તે પ્રમાણે અગ્નિઆદિના તાપથી શરીરમાં પરસેવો થાય છે, એ [illegible]
વર્ષાદ થાય છે, જેથી આપણે એ જાણી શકીએ છીએ, કે જલ અગ્નિનું કાર્ય [illegible]
તેથી જલથી અગ્નિ સૂક્ષ્મ છે તથા વ્યાપક છે.

જલ વસ્ત્રમાં રહેતું નથી પણ ઘડામાં રહે છે અને સૂર્યાદિનો પ્રકાશ ઘડામાં પણ રહેતો
નથી, તથા પુરાણોમાં તેજને જલથી દશગુણ વધારે દેશમાં રહેનાર કહેલું છે, જેથી જલથી
તેજ સૂક્ષ્મ છે તથા વ્યાપક અર્થાત્ અધિકદેશવર્તિ છે.

તેવી રીતે અગ્નિનો જન્મ તથા નાશ પવનને અધીન છે. જેથી આપણે એ જાણી
શકીએ છીએ, કે તેજ વાયુનું કાર્ય છે. જેથી તેજથી વાયુ વધારે સૂક્ષ્મ તથા વ્યાપક છે.
સૂર્યાદિનો પ્રકાશ ઘટઆદિ પાત્રમાં રહેતો નથી, તે નેત્રથી જણાય છે, અને વાયુ તો નેત્રથી
પણ જણાતો નથી, તથા પુરાણોમાં વાયુને તેજથી દશગુણ અધિકદેશવર્તિ કહેલો છે,
જેથી તેજથી વાયુ સૂક્ષ્મ છે તથા વ્યાપક છે

અથવા અજ્ઞાનનું મનથી ગ્રહણું થતું નથી, પરંતુ હું જાણતો નથી, એ પ્રકારના અનુભવરૂપ લક્ષણથી તેનું અનુમાન થાય છે. અને બ્રહ્મચેતન સ્વયંપ્રકાશરૂપ હોવાથી કોઇ પણ પ્રમાણનો વિષય નથી. તથા શરીરમાં જેમ તલ રહે છે તેમ બ્રહ્મના એક દેશમાં અજ્ઞાન રહેલું છે અને અવશેષ જે બ્રહ્મ તે શુદ્ધ સ્વપ્રકાશ છે, એમ શ્રુતિ કહે છે જેથી તે બ્રહ્મચેતન અજ્ઞાનથી સૂક્ષ્મ છે તથા વ્યાપક છે.

આ [illegible] માન્ય ચૈતન્યરૂપ બ્રહ્મની સર્વ પ્રપંચથી અધિક સૂક્ષ્મતા તથા વ્યાપકતા છે.

[illegible] પ્રશ્ન—સામાન્યચૈતન્યના સ્વરૂપને જાણીને કયો પરિણામી હિતકર નિશ્ચય કરવો ?

ઉત્તર—અસ્તિભાતિપ્રિયરૂપ સામાન્યચૈતન્ય જે બ્રહ્મ તે હું છું. તથા હું તે અસ્તિભાતિપ્રિયરૂપ સામાન્યચૈતન્ય બ્રહ્મ છું, અને નામરૂપ જગત્ મારામાં કલ્પિત છે, એ પ્રકારનો નિશ્ચય દૃઢ કરવો.

૧૧ પ્રશ્ન—આ પ્રકારનો નિશ્ચય કરવાથી કયો અર્થ સધાય છે ?

ઉત્તર—આ પ્રકારનો નિશ્ચય દૃઢ કરવાથી સર્વ અનર્થની નિવૃત્તિ થાય છે, તથા પરમાનંદની પ્રાપ્તિ થતાં મોક્ષ થાય છે.

આ પ્રમાણેનો નિશ્ચય વૃત્તિમાં ત્યારે જ દૃઢ થાય છે, કે જ્યારે તે નિશ્ચયને વારંવાર વ્યવહારમાં આચારમાં ઉતારવામાં આવે છે. આ પ્રકારના સર્વ દુઃખને હણનાર અને પરમાનંદની પ્રાપ્તિ કરાવનાર વેદાંતશાસ્ત્ર જાણનાર અનેક વિદ્વાનોના અનર્થ દૂર થએલા જણાતા નથી. તથા લઇને પરમાનંદની પ્રાપ્તિ થએલી જણાતી નથી. તેનું કારણ એ છે, કે તે વ્યવહારમાં અન્ય મનુષ્યો જેવું જ જીવન ગાળે છે. જ્યાં લાભ હાનિનો પ્રસંગ આવે છે ત્યાં તે હર્ષશોકને સહજ વશ થાય છે, અને તેવા પ્રસંગે તે સર્વથી ન્યારા પોતાના આત્મતત્ત્વને જોતા નથી; તથા પોતાના આત્મતત્ત્વ તથા બ્રહ્મની એકતાનું સ્વરૂપ વૃત્તિમાં ઉતારી હું બ્રહ્મ છું, અર્થાત્ સચ્ચિદ્ આનંદરૂપ છું, એ પ્રકારના ભાનને વૃત્તિમાં જાગ્રત્ કરતા નથી; અને તેથી જ તેમના ક્લેશો ટળતા નથી, કે ટળેલા જોવામાં આવતા નથી. તેથી જે સર્વ અનર્થને ટાળવા ઇચ્છતા હોય તથા જે પરમાનંદની પ્રાપ્તિ ઇચ્છતા હોય તેવા બુદ્ધિમાને, માત્ર વાંચવાને માટે, કે સિદ્ધાંતો સમજવાને માટે વેદાંત નથી પણ નિત્ય આચારમાં ઉતારવા માટે છે, એ પ્રકારનો નિશ્ચય કરીને વ્યવહારના પ્રત્યેક પ્રસંગે આ જ્ઞાનને આચારમાં ઉતારવું અને ઉત્તરોત્તર બ્રહ્મીભૂત સ્થિતિનો સ્વાનુભવ કરતા જવું. આ પ્રમાણે અભ્યાસ પાડતાં પાડતાં યોગ્ય સમયે 'હું બ્રહ્મ છું,' એ પ્રકારનો સ્વાનુભવ થશે, અને સર્વ અનર્થ અર્થાત્ દુઃખની નિવૃત્તિપૂર્વક બ્રહ્માનંદની પ્રાપ્તિ થશે.

## પ્રકરણ ૧૧.



### तत्त्वपदार्थैक्यनिरुपण.

૧ પ્રશ્ન—तत्पद, એ શી વસ્તુ છે?

ઉત્તર—છાંદોગ્ય ઉપનિષદ્માં ઉદ્દાલક મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુને तत्त्वमसि એ મહાવાક્યવડે ઉપદેશ કરેલો છે. તે મહાવાક્યનું જે પ્રથમ પદ છે તે तत् પદ છે.

આ तत्त्वमसि મહાવાક્યની પેઠે प्रज्ञानं ब्रह्म એ ઋગ્વેદનું મહાવાક્ય છે. अहं ब्रह्मास्मि એ યજુર્વેદનું મહાવાક્ય છે. अयमात्मा ब्रह्म એ અથર્વવેદનું મહાવાક્ય છે અને ઉપર જણાવ્યું તે तत्त्वमसि એ સામવેદનું મહાવાક્ય છે.

જે तत् પદનો વાચ્ય અર્થ ઈશ્વર છે અને લક્ષ્ય અર્થ શુદ્ધ બ્રહ્મ છે તે ઉપર લખેલાં ત્રણ મહાવાક્યગત બ્રહ્મ શબ્દનો વાચ્ય અર્થ અને લક્ષ્ય અર્થ છે.

અને જે त्वं પદનો વાચ્ય અર્થ જીવ છે અને લક્ષ્ય અર્થ કૂટસ્થ સાક્ષી છે તે ઉપર કહેલા ત્રણ મહાવાક્યગત प्रज्ञानं, अहं, અને अयं, પદલક્ષિત આત્મા આ ત્રણ પદનો વાચ્ય અર્થ અને લક્ષ્ય અર્થ છે.

અને तत्त्वमसि વાક્યનો જે જીવબ્રહ્મની એકતારૂપ અર્થ છે તે ઉક્ત ત્રણ મહાવાક્યનો અર્થ છે.

૨ પ્રશ્ન—त्वं પદ એ શી વસ્તુ છે?

ઉત્તર—तत्त्वमसि મહાવાક્યનું બીજું પદ त्वं પદ છે.

૩ પ્રશ્ન—વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ, એ શી વસ્તુ છે?

ઉત્તર—શબ્દનો અર્થની સાથે જે સંબંધ છે તેને શબ્દની વૃત્તિ કહેવામાં આવે છે. આ વૃત્તિ બે પ્રકારની છે. ૧ શક્તિવૃત્તિ અને ૨ લક્ષણાવૃત્તિ.

શબ્દમાં અર્થનું જ્ઞાન કરવાના સામર્થ્યરૂપ જે શબ્દના અર્થની સાથે સાક્ષાત્ સંબંધ તે શબ્દની શક્તિવૃત્તિ છે, અને શક્તિવૃત્તિથી જાણેલા અર્થદ્વારા જે શબ્દના અર્થસાથે પરંપરારૂપ સંબંધ છે તે શબ્દની લક્ષણાવૃત્તિ છે.

તેમાં શક્તિવૃત્તિ વડે જે અર્થ જણાય છે તે શબ્દનો વાચ્ય અર્થ છે. આ વાચ્ય અર્થને શક્ય અર્થ તેમજ મુખ્ય અર્થ પણ કહેવામાં આવે છે. અને લક્ષણાવૃત્તિવડે જે અર્થ જાણવામાં આવે છે તેને શબ્દનો લક્ષ્ય અર્થ કહેવામાં આવે છે.

૪ પ્રશ્ન—લક્ષણાવૃત્તિના બીજા પ્રકાર છે કે?

ઉત્તર—હા. તેના ત્રણ પ્રકાર છે. ૧ જહત્, ૨ અજહત્, ૩ ભાગત્યાગ. આ ત્રણ ભેદથી લક્ષણાવૃત્તિ ત્રણ પ્રકારની છે.

૫ પ્રશ્ન—ત્રણ પ્રકારની લક્ષણાવૃત્તિનું સ્વરૂપ તથા ઉદાહરણ શું છે?

ઉત્તર—જ્યાં સંપૂર્ણ વાચ્ય અર્થનો ત્યાગ કરીને વાચ્ય અર્થના સંબંધીનું ગ્રહણ કરવામાં આવે છે તે જહત્લક્ષણાવૃત્તિ છે.

૧ જેમ, કે કોઇ એક મનુષ્યને અન્ય મનુષ્યે પૂછ્યું કે ' ગાયોનો વાડો ક્યાં છે?' તેના ઉત્તરમાં તે મનુષ્યે કહ્યું, કે ' ગંગામાં ગાયનો વાડો છે ' આ ઠેકાણે ગંગાપદનો વાચ્ય-અર્થ દેવનદીનો પ્રવાહ છે. તેમાં ગાયનો વાડો સંભવતો નથી. તેથી સંપૂર્ણ વાચ્યઅર્થ જે દેવનદીનો પ્રવાહ તેનો ત્યાગ કરીને તેનો સંબંધ જેની સાથે છે એવા તેના તીરનું ગ્રહણું કરવામાં આવે છે. અર્થાત્ ગંગાને કિનારે ગાયનો વાડો છે, એવો અર્થ ગ્રહણું કરવાનો છે.

૨ જ્યાં વાચ્ય અર્થનો ત્યાગ નહિ કરતાં તેના સંબંધીનું ગ્રહણું કરવામાં આવે છે તે અજહત્‌લક્ષણા છે. જેમકે કોઇએ કહ્યું, કે શોણુ દોડે છે. હવે શોણુ શબ્દનો અર્થ લાલ રંગ એવો થાય છે. પરંતુ શોણુપદનો વાચ્ય અર્થ જે લાલ રંગ તે દોડે છે, એમ કહેવું એ અર્થરહિત છે. જેથી લાલ રંગવાળો ઘોડો દોડે છે એમ કહેવું, એ જ યોગ્ય છે. આ પ્રમાણે વાચ્યઅર્થનો ત્યાગ નહિ કરીને તેનો સંબંધી ઘોડારૂપ અધિક અર્થનું ગ્રહણું કરાય છે.

૩ જ્યાં વિરોધી કંઇક વાચ્ય ભાગનો ત્યાગ કરીને તેના સંબંધી અવિરોધી કંઇક વાચ્ય ભાગનું ગ્રહણુ કરવામાં આવે છે, તે ભાગ ત્યાગલક્ષણા છે. જેમ, કે પૂર્વે કોઇ દેશ કાલમાં જોએલો મનુષ્ય અન્ય દેશકાલમાં જોવામાં આવે તો તેને જોનાર મનુષ્ય કહે છે, કે જે દેશમાં ભૂતકાળમાં જે મનુષ્યને જોયો હતો તે જ મનુષ્ય આ દેશમાં વર્તમાન કાલમાં આવ્યો છે. આ ઠેકાણે તે દેશકાળ અને આ દેશકાલરૂપ વાચ્યભાગની એકતાનો વિરોધ છે. જેથી તેની દૃષ્ટિ ત્યાગ કરીને તે મનુષ્ય તે જ અહીં છે, એ પ્રમાણે અવિરોધી વાચ્યભાગનું ગ્રહણ કરવામાં આવે છે. (અપૂર્ણ.)



ભાવિમાં હિત થશે, કે અહિત તેનું જ્ઞાન ન છતાં આશ્ચર્ય છે, કે અનેક મનુષ્યો અહિતની કલ્પના કરીને દુઃખી થાય છે!

× × × × ×

જેનામાં " નહિ " કહેવાનું ધૈર્ય છે, તે જ વાસ્તવ શૂર છે. શ્રી શુકવચન છે, કે स्वभावविजयः शौर्यं.

× × × × ×

સત્યને જનશુશ્રૂષાની કંઇ જ જરૂર નથી.

× × × × ×

સત્ય જ બલમાત્રનું પ્રભવ સ્થાન છે.

× × × × ×

મનોવિકાર, એ એક સંસર્ગજન્ય વ્યાધિ છે, એમ કહીએ તો સંસર્ગને લીધે તેનો સ્પર્શ મનુષ્યને થાય એ સ્વાભાવિક છે.

× × ×

સર્વ દુઃખનું મૂળ હું જીવ છું, એમ માનવું એ

× × ×

આપણી ઉન્નતિ આપણા પોતાના જ હાથમાં




કોઇ પુરુષ કોઇ કાર્યનો આરંભ કરે છે, કે તરત જ અનેક મ તેની ટીકા કરવાને રણસંગ્રામમાં ઉતરી પડે છે. આ મનુષ્યો પુરુષનામાં કોઇ દોષ, કોઇ અપૂર્ણતા છે, કે કેમ તે શોધી કાઢે અને તેને પ્રજા સમક્ષ મૂકે છે. અથવા તો તેવો કોઇ દોષ ન હોય તો તેવો કોઇ દોષ ક કાઢે છે, અને તેને પ્રસિદ્ધિમાં આણે છે. અથવા તો કોઇ દોષ નાનોસરખો હોય છે, અને ઉપેક્ષા કરવાજેવું હોય છે, પણ તેની ઉપેક્ષા કરવામાં આવતી નથી, પરંતુ તેને પ્રસિદ્ધિ મૂકવો એ અગત્યનું છે, એમ સમજીને તેને મોટું રૂપ આપવામાં આવે છે, અને પ્રજાસમક્ષ ધરવામાં આવે છે. આ પ્રમાણે કરવામાં સ્વગત ( personal ) દ્વેષ, ઇર્ષ્યા અસૂયા, અસહિષ્ણુતા, સ્વાર્થબુદ્ધિ, વગેરે કારણ હોય છે.

આર્યસમાજી સનાતનધર્મવાળા સાથે લડે છે, શંકરાચાર્ય સ્વામીનારાયણ વૈષ્ણવસાથે લડે છે, જૈનો બ્રાહ્મણોસાથે લડે છે, અને આ પ્રમાણે એક ધર્મવાળા બીજા ધર્મવાળા સાથે લડે છે. ધર્મની બાબતમાં જ આ પ્રમાણે થાય છે, એમ નહિ પરંતુ બીજા પક્ષના, પંથના, કે મંડળના મનુષ્યો પણ આ જ પ્રમાણે પરસ્પર લડતા જોવામાં આવે છે. જે ઇંગ્રેજી શીખેલા છે, અને જે સુધરેલા ગણાય છે, તે આવા દોષથી મુક્ત છે એમ નથી જ. તેમને પણ બીજાના દોષો જોવાના હોય છે જ. આ પ્રમાણે હોવાથી પરસ્પર સ્નેહને બદલે આપણા દેશમાં વૈમનસ્ય વધતું જાય છે. આપણા દેશના મનુષ્યોમાં આ એક સામાન્ય દોષ નથી. આ દોષનો લાભ લેઇને જ ઇતરદેશીય પ્રજા આ દેશમાં ફાવી જાય છે. પૂર્વે પણ આ પ્રમાણે થવાથી જ આ દેશે પોતાની સ્વતંત્રતા ખોઇ છે. એક રાજા બીજા સાથે લડતો, અને એક રાજ્યમાં પણ બે ભાઇઓ, કે બાપ દીકરા પરસ્પર લડતા, અને બે બીલાડીઓની પેઠે વાંદરાની સાહાય્ય લેવા જતા, જેના પરિણામમાં આ પ્રજાને સામાન્ય શોષવું પડ્યું છે એમ નથી જ.

કોઇ એક વ્યક્તિમાં એકાદ દોષ જોવામાં આવે છે તો તેનાપ્રતિ દૃષ્ટિ રાખીને ના અનેક સદ્‌ગુણોની ઉપેક્ષા કરવામાં આવે છે. આ પરિણામ શુભ દૃષ્ટિ નહિ પ્રાપ્ત

● આ લેખ પુનામાંથી પ્રસિદ્ધ થતા 'ગુજરાતી ચિત્રમયજગત્' માટે લખ્યો હતો. [illegible] તેનાં અને પ્રાતઃકાલનાં ગ્રાહકો મોટે ભાગે જૂદાં હોવાથી તે લેખને અત્ર પ્રસિદ્ધ થતું અનુચિત નથી ગણ્યું.

હોવાનો જ છે. અમેરિકામાં એક પ્રસંગે એક અતિ શ્રીમાન્ સ્ત્રીના ઘરમાં એક શેતરંજી ઉપર સાહીનો ખડીયો ઢળી જવાથી તેના ઉપર એક ઠેકાણે ડાઘ પડયો હતો. આ શેતરંજી મોટી હતી, અને તે કિંમતી પણ હતી. તેના ઉપર પોતાના નોકરે પાડેલો આ ડાઘ જોઇને તે ઘણી જ ગુસ્સે થઇ ગઇ અને તે રડવા લાગી, કે મારી બધી શેતરંજી ખરાબ કરી નાખી. એટલામાં તેને મળવાને એક અનિર્વેદ ( optimistic ) દષ્ટિને પ્રાપ્ત તેનો એક મિત્ર આવ્યો. તેણે નોકર સાથે તે બાઇને કહાવી મોકલ્યું, કે અમુક મનુષ્ય તેમને મળવાને ઇચ્છે છે. તે બાઈ ઘણા ક્રોધમાં હતી અને તેની આંખોમાંથી આંસુ જતાં હતાં. તેણે કહ્યું કે હમણા મારી પ્રકૃતિ ઠીક નથી, માટે હું મળી શકતી નથી. પેલા મનુષ્યે કહેવરાવ્યું, કે જો પ્રકૃતિ ઠીક ન હોય તો મિત્ર તરીકે મારો ધર્મ છે, કે મારે મળવું જ જોઇએ; તેથી યોગ્ય જણાય તો મને મળવાને આવવા દેશો. પેલી સ્ત્રીએ તેના આ શબ્દો સાંભળીને તેમને પોતાની પાસે આવવા દીધા. તેમણે જઇને પેલી બાઇને ક્રોધનું અને પરિતાપનું કારણ પૂછયું. પેલી સ્ત્રીએ કહ્યું, કે મારા નોકરે આજે મારી આ આખી શેતરંજી અમુક ઠેકાણે ડાઘો પાડીને ખરાબ કરી નાંખી. પેલા મનુષ્યે તરત જ તે ડાઘા પાસે જઇને તેના ઉપર પોતાના બે હાથ મૂકીને કહ્યું, હવે તમારી શેતરંજી બધી બગડેલી છે કે સારી છે તે મને કહો. પેલી બાઇએ કહ્યું, બાકીની બધી તો સારી છે. પેલા મનુષ્યે કહ્યું, તમે તો કહો છો ને, કે મારી આખી શેતરંજી ખરાબ કરી નાંખી ? પરંતુ એ તમારી ભૂલ છે. તમે આ નાનાસરખા ડાઘાવાળા શેતરંજીના ભાગને જુઓ છો, પણ તેના વિનાની આખી શેતરંજી સારી છે તે પ્રતિ જોતાં નથી અને વ્યર્થ દુઃખી થાઓ છો. પેલી સ્ત્રીની દષ્ટિ તરત જ ઉઘડી અને તેને અશુભ દષ્ટિ કેવી હોય છે તેનું ભાન થયું. પેલા મનુષ્યે તરત જ શુભ દષ્ટિ અને અશુભ દષ્ટિનું સ્વરૂપ આ બાઇને સમજાવ્યું, અને કહ્યું કે આ જ પ્રમાણે આ જગતમાં મનુષ્યો વ્યર્થ દુઃખી થાય છે. જગતમાં શુભ જોવાનું ઘણું છે પણ મનુષ્યો તે નથી જોતાં, પણ જે થોડું સરખું અશુભ ખુણેખોચરે રહેલું હોય છે તેને જ જોયાં કરે છે, અને તે પ્રતિ જગતની દષ્ટિ કરાવવામાં પોતાનું અને જગતનું હિત સમજે છે !

આ જ પ્રમાણે આ બાઇની પેઠે કોઇ મનુષ્યમાં શેતરંજી ઉપર પડેલા નાનાસરખા ડાઘાજેવો કોઇ નાનો દોષ હોય છે તો તે પ્રતિ મનુષ્યો જુએ છે, અને તેને પ્રસિદ્ધિમાં લાવે છે; જ્યારે તેનામાં બીજા અનેક સદ્‌ગુણ હોય છે તે પ્રતિ તે દષ્ટિ કરતા નથી ! અને આ પ્રમાણે તેનામાં દોષદર્શન કરીને તેનાપ્રતિનો સદ્‌ભાવ વૃત્તિમાંથી દૂર કરે છે; આ પ્રમાણે થવાથી જે જે મનુષ્યો હિતકર કાર્યનો પ્રારંભ કરે છે તેમને સાહાય્યભૂત થતા નથી. અરે ! સાહાય્યભૂત ન થઇને જો તે અટકી જતાં હોય તો સારૂં, અને ઉપેક્ષાબુદ્ધિને ધરતા હોય તો સારૂં. પણ તેટલેથી તે અટકતાં નથી, પરંતુ તે તેને વિઘ્ન પણ કરે છે, એ સામાન્ય શોચનીય નથી જ. એક વ્યક્તિનું ધ્યાન બીજાના દોષપ્રતિ જ આજે રહેતું જોવામાં આવે છે.

આપણે આપણા ઘરમાં ચોરને દાખલ કરીએ તો પરિણામ ચોરીમાં જ આવે છે. તે પ્રમાણે બીજાના દોષ જોવાનો પરિણામ આપણાં, અન્યના અને દેશના અહિતમાં જ

સાધારણ રીતે એવો નિયમ છે, કે જેની જેવી દ્રષ્ટિ હોય છે તેને તેવું જગત જણાય છે. પરંતુતઃ જગત કેવું છે તે તો ઇશ્વર, કે ઇશ્વરથી અભેદભાવને પામેલા મહાપુરુષો જ જાણે છે. પરંતુ પીળાં ચશ્માં પહેરનારને જગત પીળું જણાય છે; અને લીલાં ચશ્માં પહેરનારને લીલું જણાય છે. તેથી આપણે કેવાં ચશ્માં પહેર્યાં તે જ આપણે પ્રથમ વિચારવા જેવું છે. અથવા લીલાં ચશ્માં પહેર્યાં હોય તો તે રાખવાં, કે બદલવાં તેનો પણ વિચાર કરવા જેવું છે.

ઉપર પ્રમાણે જે દોષ જુએ છે તેને સર્વત્ર દોષો જ જણાય છે, અને જે ગુણને જુએ છે તેમને સર્વત્ર ગુણ જ જણાય છે. તેથી જેમને દોષ જણાતા હોય તેમણે ગુણને શોધી શોધીને જોવાનો અભ્યાસ પાડવાની જરૂર છે. અને આ પ્રમાણે અભ્યાસ પાડનારને જે સ્થાને દોષ જણાતા હતા, તે જ સ્થાને ગુણનું દર્શન થાય છે. દ્રષ્ટિ બદલવાની જ જરૂર છે.

જે આપણને દોષ જણાય છે તે વસ્તુતઃ દોષ હોતો નથી, પણ આપણી દ્રષ્ટિથી જ તે દોષરૂપે જણાય છે. ઇશ્વરે આ જગત રચ્યું છે, એ સર્વ કોઇ આજે કબૂલ કરે છે. અને આવું વિલક્ષણ જગત્ રચનાર સર્વજ્ઞ ઇશ્વર આ પ્રમાણે પોતાની સૃષ્ટિમાં દોષો રહેવા દે એ સંભવતું નથી જ.

આપણને દોષો જણાય છે, તે એટલા માટે જણાય છે, કે આપણે મનુષ્ય દ્રષ્ટિથી જોઇએ છીએ. આપણે જો ઇશ્વરની દ્રષ્ટિવડે આ જગતને જોવાનો અભ્યાસ પાડીએ છીએ તો, સર્વત્ર શુભવિના બીજું કંઇ જ જણાતું નથી. અને પૂર્વે જે દોષો જણાતા હતા, તેવા દોષો કોઇ પણ ઠેકાણે દ્રષ્ટિએ આવતા નથી. આંબાની કેરી પાકતા પૂર્વે જેમ તેને કાચી થવાની જરૂર હોય છે. તેમ જે પૂર્વે આપણને દોષો જણાતા હતા તે કાચી કેરીની પેઠે પાકવાની દશામાં જણાય છે, અને તે જોઇને આપણને તેનાઉપર તિરસ્કાર, કે અણગમો આવતો નથી, પણ તેનાઉપર પ્રેમ જ પ્રકટે છે. તેથી જેમને આ જગતમાં દોષો જણાતા હોય તેમણે દ્રષ્ટિ બદલવાની જ જરૂર છે. કારણ, કે વસ્તુતઃ દોષો તો આ વિશ્વમાં વિદ્યમાન નથી જ. પણ સર્વત્ર શુભ જ ભરેલું છે. પણ આ શુભને ઠેકાણે આપણી પોતાની અપૂર્ણતાએ કરીને જ અશુભ જણાય છે. જેથી આપણું આ જગતમાં કંઇપણ કર્તવ્ય હોય તો તે એક જ છે, કે આપણી દ્રષ્ટિને બદલવાનો અભ્યાસ પાડવો, ને સર્વત્ર શુભને જોવું.

આપણે જે વસ્તુની વર્તમાન સમયમાં પ્રધાનપણે આપણા દેશમાં જરૂર છે તે વસ્તુ તે એકરાગ, એકસ્નેહ, અને સાચો બંધુભાવ છે. આ બંધુઓમાં રહેલા દોષોને, કે અપૂર્ણતાને જ્યાંસુધી આપણે જોયા કરીશું ત્યાં સુધી આપણો અભ્યુદયસૂર્ય કદી જ ઉગનાર નથી. આપણે જૈન હોઇએ, મુસલમાન હોઇએ, વેદાંતી હોઇએ, સ્વામીનારાયણ હોઇએ, વૈષ્ણવ હોઇએ, કે ગમે તે હોઇએ, પણ આપણ સર્વને એક જ પૃથ્વી ધારણ કરી રાખે છે. આપણું ભરણપોષણ એક જ પૃથ્વી કરે છે, આપણે એક જ વાતાવરણમાં ઉછરીએ છીએ, અને સહુથી મહત્વની વાત તો એ

છે, કે આપણા સર્વમાં જે ચિદ્અંશ (life) રહેલો છે, તે એક જ છે; જેથી વસ્તુતઃ આપણે જેમ આજે જૂદા જણાઇએ છીએ તેમ જૂદા નથી, પણ એક જ છીએ. આત્મભાવે આપણે એક જ છીએ. તમારો, અમારો અને અન્યનો આત્મા એક જ છે, તેમાં જરાપણ ભેદભાવ નથી. જેથી સર્વને આત્મદષ્ટિથી જોઇને આત્માની પેઠે સર્વ ઉપર સ્નેહ પ્રકટાવવાની જરૂર છે.

અનેક મનુષ્યો કહે છે, કે આપણા દેશમાં જૂદા જૂદા ધર્મ છે, તેથી આપણા દેશનો વિનિપાત થએલો છે, તથા તેથી જ અભ્યુદય થતો નથી. પરંતુ આ વાર્તા સત્ય નથી. હંમેશાં દેશ અને કાળની સ્થિતિ એકસરખી રહેતી નથી. અને જૂદા જૂદા દેશકાળમાં પ્રજાની સ્થિતિ જૂદી જૂદી હોય છે, અને તેથી તેવે પ્રસંગે પ્રજાને જૂદાં જુદાં ધર્મની જરૂર રહે છે. આ ધર્મોનું મૂળ સ્વરૂપ, અથવા તેનો પ્રાણ તો સર્વ સમયમાં એક જ રહે છે, પરંતુ દેશકાળને લેઇને તેના બાહ્ય અંગમાં ફેરફાર કરવાની, અથવા તેના કોઇ કોઇ બાહ્ય અંગોનો વિકાસ કરવાની જરૂર જણાવાથી તે તે સમયે થએલા ધર્મના હાર્દને યથાવત્ સમજનાર મહાપુરુષોએ તે પ્રમાણે કરેલું છે. અને આ પ્રમાણે હોવાથી જ વસ્તુતઃ એક, પણ બહારથી જૂદા જૂદા જણાતા ધર્મો અસ્તિત્વમાં આવેલા છે. અને હજી પણ જેમ જેમ સમય જશે તેમ તેમ નવિન ધર્મો અસ્તિત્વમાં આવશે જ.

જૂદા જૂદા ધર્મની વળી બીજી રીતે પણ જરૂર રહે છે. ગમે તેટલો પ્રયત્ન કરો પણ દુનિઆમાં કદીપણ એક ધર્મ થનાર નથી. કારણ કે જૂદાં જૂદાં મનુષ્યોની પ્રકૃતિ અથવા સ્વભાવ જૂદા જૂદા હોય છે, અને તેમની તે પ્રકૃતિને અનુકૂલ જૂદા જૂદા ધર્મની આ જગતમાં આવશ્યકતા રહે છે જ. વળી આ પ્રમાણે હોવાથી પણ મહાપુરુષોએ, કે ઇશ્વિરથી અભિન્ન થએલા ઇશ્વિરસદશ પુરુષોએ જૂદા જૂદા ધર્મોનું સ્વરૂપ રચેલું છે. તેથી પણ જૂદા જૂદા ધર્મની આ વિશ્વમાં જરૂર રહે છે. અને તેથી પ્રજાને જૂદા જૂદા ધર્મ હોવાથી હાનિ નથી પણ લાભ જ છે. જે જૂદા જૂદા ધર્મથી પ્રજાને હાનિ છે એમ કહે છે, તેમણે ધર્મ વસ્તુ શું છે, તેના વાસ્તવ સ્વરૂપને ઓળખ્યું જ હોતું નથી. જેણે ધર્મના સાચા સ્વરૂપને ઓળખ્યું છે તે કદી પણ વિવિધ ધર્મથી પ્રજાને હાનિ છે એમ કહેતા નથી.

આ જગતમાં આપણે કોઇ એક જ ખોરાકને પુષ્ટિકારક અને હિતકારક ગણીને તે સર્વ મનુષ્યોને આપીએ તો તેથી જગતનાં તમામ મનુષ્યોનો ઉત્તમ પ્રકારે નિર્વાહ થઇ શકશે કે? અથવા તેથી તેમને આવશ્યક આરોગ્ય તથા આયુષ્ પ્રાપ્ત થશે કે? નહિ જ. તે જ પ્રમાણે કોઇ એક ધર્મથી પ્રજાની ધર્મબુભુક્ષા—ધર્મસંબંધી ક્ષુધા શમતી નથી, કે શમનાર નથી. મનુષ્યની જૂદા જૂદા પ્રકારની પ્રકૃતિને અનુરૂપ જૂદા જૂદા ધર્મની પણ આ વિશ્વમાં જરૂર છે.

તેથી જૂદા જૂદા ધર્મથી પ્રજાને હાનિ નથી, પણ લાભ જ છે. જે હાનિ છે, તે ધર્મના સાચા સ્વરૂપને નહિ સમજવાથી જ છે. અને તેવી હાનિ તેઇ કોઇ પણ વસ્તુથી થાય

છે જ. તેથી પ્રજાના અભ્યુદય માટે જે કંઇ કરવાનું છે તે ધર્મનો લોપ કરવાનો નથી, પણ ધર્મના વાસ્તવ સ્વરૂપને પ્રજાને સમજાવીને તેને તે આચારમાં ઉતારે, તે જ કરવાનું છે.

વિવિધતા એ જ જગતમાં સૌંદર્યને તથા વિવિધ પ્રકારના સુખને પ્રકટાવનાર છે. તે જ પ્રમાણે જુદા જુદા ધર્મો એ દેશને હાનિ કરનાર નથી પણ લાભ જ કરનાર છે. આ સર્વ ધર્મોએ કરીને પ્રાપ્ત કરવાજેવી વસ્તુ એક જ છે. પરંતુ તે વસ્તુને પ્રાપ્ત કરવાના આ જુદા જુદા માર્ગો આ દેશમાં શોધાએલા છે, એ જ આ દેશની અને આ દેશમાં થએલા મહાપુરુષોની મહત્તાવિશેષ છે. મુંબઇ જવું હોય તો એક જ માર્ગ જો ત્યાં જવાનો હોય તો તેથી પ્રજાને જેટલી અનુકૂલતા રહે છે તેથી વધારે અનુકૂલતા જો ત્યાં જવાના જુદા જુદા માર્ગો હોય તો પ્રજાને રહે છે. તે જ પ્રમાણે જે એક વસ્તુ પરિણામે મનુષ્યોએ પ્રાપ્ત કરી કૃતકૃત્ય થવાનું છે, તે વસ્તુ પ્રાપ્ત થવાના જુદા જુદા માર્ગો જે દેશમાં શોધાએલા હોય, અને નક્કી થએલા હોય તે દેશની જ ગૌરવતા અધિક છે. તે જ પ્રમાણે આ પૃથ્વી ઉપર આપણા આ આર્યદેશની જ ગૌરવતા અધિક એટલા માટે છે, કે આ દેશમાં એક પરમ પ્રાપ્તવ્ય વસ્તુને પ્રાપ્ત થવાના વિવિધ માર્ગો, વિવિધ ધર્મો આ દેશમાં શોધાએલા છે. તેથી ધર્મનું સહજસરખું સ્વરૂપ પણ જેમને જ્ઞાત નથી, તેવા મનુષ્યો ધર્મથી પ્રજાને જેમ હાનિ હોવાનું જણાવે છે, તેમ હાનિ નથી, પણ લાભ જ છે.

કયા ધર્મમાં એક બીજાનો દ્વેષ કરવાનું, કયા ધર્મમાં એક બીજાના દોષ જોવાનું, કયા ધર્મમાં એક બીજાનું અહિત કરવાનું, કયા ધર્મમાં પોતાના જ બંધુને હાનિ કરવાનું, કયા ધર્મમાં અસત્ય બોલવાનું તથા ચાલવાનું, અને આજ પ્રમાણે કયા ધર્મમાં વિપરિત આચરણ કરવાનું જણાવેલું છે ? કોઇ પણ ધર્મમાં નહિ જ. તેથી જે કંઇ દૂર કરવાજેવું છે તે આવી વિપરીત અને અનિષ્ટ વસ્તુઓ જ છે. બાકી વિવિધ ધર્મમાં કંઇ હાનિ કરનાર વસ્તુ નથી જ.

જુદા જુદા ધર્મો હોવાથી મનુષ્યો માને છે, કે એકરાગ પ્રજામાં થઇ શકતો નથી પરંતુ તે પણ ભૂલ જ છે. એકરાગ નહિ થવાનાં કારણ જુદાં જ છે, અને તે સ્વરૂપમાં ઉપર જણાવેલાં છે. મુંબઇ આવનારને પુનેથી આવવું હોય છે તો જી. આઇ. પી. ને રસ્તે આવે છે, નાગપુર આવવું હોય છે તો બી. એન. આર ને રસ્તેથી આવે છે. જબલપુરથી આવવું હોય છે તો ટાપ્ટીવેલીને રસ્તેથી આવે છે, અને અમદાવાદ તરફથી આવવું હોય છે તો બી. બી. સી. આઇ ને રસ્તેથી આવે છે. પરંતુ આ સર્વે ઉતારુઓ જુદા જુદા રસ્તે થઇને આવે છે તેથી કદી લડતા હોય તેમ જાણ્યું છે ? નહિ જ. કારણ સઉ કોઇ સમજે છે, કે જે રસ્તો પોતાને અનુકૂલ હોય તે જ રસ્તે થઇને આવવું તેમને સુલભ પડે છે. જુદા જુદા ધર્મના સંબંધમાં આવું જ છે. તે એક સ્થાનપ્રતિ જવાના જુદા જુદા માર્ગો છે. અને તે મનુષ્યોના જુદા જુદા અધિકાર જોઇને જ રચાએલા છે.

મનુષ્યમાત્રમાં એક ચૈતન્ય ( life ) વસ્તુ સમાન છે, એક જ છે, અને આ વસ્તુના સ્વરૂપને જાણવું, કે જે વસ્તુનો મનુષ્ય બનેલો છે, અથવા તો જે વસ્તુ તેનું સર્વસ્વ અથવા મનુષ્યત્વ છે, અને જેનાવિના મનુષ્યનું અસ્તિત્વ સંભવતું નથી—એ જ ધર્મમાત્રનો

મુખ્ય ઉદ્દેશ છે. પરંતુ તેને જાણવામાટે સર્વનો અધિકાર એકસરખો નથી, અને તેથી જ, જૂદા જૂદા ધર્મો ઉત્પન્ન થએલા છે, તથા તેની જગતમાં આવશ્યકતા છે. તેથી જૂદા જૂદા ધર્મો હોવાથી નથી તો દેશને હાનિ, કે નથી તો મનુષ્યને વ્યક્તિગત હાનિ. માત્ર ધર્મના સાચા સ્વરૂપને જ સમજવાની જરૂર છે.

તેથી જૂદા જૂદા ધર્મો આપણા દેશમાં છે, અને તેથી પ્રજાનો ઉદય થતો નથી, એમ કહેનાર ભૂલ જ કરે છે. આ ધર્મો ઉપર કુહાડા મારવા કરતાં જો આ ધર્મોના વાસ્તવ સ્વરૂપને પ્રજાને સમજાવવામાં આવે તો તેનો એવો અભ્યુદય થવાનો સંભવ છે, કે જેવો અભ્યુદય કોઇ પણ પ્રજાએ અદ્યાપિ કર્યો નથી. જૂદા જૂદા ધર્મવાળા પરસ્પર લડે છે, કે તેમનામાં વૈમનસ્ય પ્રકટે છે, તેનું કારણ એ છે કે તે પોતાના ધર્મના સ્વરૂપને સમજ્યા નથી, તથા ઉપર જણાવ્યાપ્રમાણે તેમનામાં દ્વેષ, ઇર્ષ્યાઆદિ વિદ્યમાન હોય છે. ખરૂં કહીએ તો ધર્મના સાચા સ્વરૂપને સમજવાથી જ દેશમાં એકરાગ વધવાનો સંભવ છે. કારણ કે જ્યારે મનુષ્ય જાણે છે, કે આપણે સઉને એક જ સ્થાનમાં જવું છે, આપણે સર્વ એક જ દેશના પ્રવાસી છીએ, તથા આપણે વસ્તુતઃ એક સ્વરૂપ જ છીએ, ત્યારે જેવો એકરાગ અથવા પ્રેમ તેમનામાં પ્રકટે છે તેવો પ્રેમ બીજી કોઇ રીતે પ્રકટતો નથી જ.

જે વિદેશી મનુષ્યો આપણા મનુષ્યો ઉપર એવો આક્ષેપ કરે છે, કે તમારા દેશમાં જૂદા જૂદા ધર્મો છે, તેથી જ તમારામાં સાચો સ્નેહ પ્રકટતો નથી તથા સંપ થતો નથી, તેમને તેમને પૂછીએ છીએ, કે યૂરોપમાં પ્રધાનપણે એક ખ્રીસ્તી ધર્મ જ પ્રચલિત છે, છતાં આજે લાખો મનુષ્યોનો સંહાર કરનાર વર્તમાન મહાભારત યુદ્ધ કેમ ચાલી રહ્યું છે?

આપણા ઉપર આવો આક્ષેપ કરનાર મનુષ્યોને આપણા દેશના જૂદા જૂદા ધર્મોના સ્વરૂપ સંબંધમાં જરાપણ ખબર નથી, અને તેથી અજ્ઞાનપણે જ તે આવો આક્ષેપ કરે છે, અને તેથી તે અનુકંપાને જ પાત્ર છે. વૈમનસ્ય અથવા કુસંપનાં કારણ જૂદાં જ છે.

અને તે જ પ્રમાણે આપણા દેશના મનુષ્યો કે જેમણે અંગ્રેજી શિક્ષણ લીધેલું છે, અને જે અંગ્રેજી રાજ્ય હોવાથી આજે મોટા ગણાય છે, તેમને પણ ધર્મના સંબંધમાં કંઇ જ જ્ઞાન નથી. તે એવી સ્થિતિમાં ઉછર્યા હોય છે, કે ધર્મના સંબંધમાં તેમને કશી જ ખબર ન પડે તથા પછીથી પણ જે ધર્મનું સાચું સ્વરૂપ સમજનાર છે, તેમના સંબંધમાં પણ તે કદી આવેલા નથી, તથા ધર્મના સ્વરૂપને સમજવાને તેમણે કદી પણ પ્રયત્ન કરેલો નથી. તેમણે તો ધર્મ nonsense અને humbug છે એમ જ માની લીધેલું હોય છે. અને તેથી જે બાબતમાં જે તદન અજ્ઞાન છે, તેમનો તે બાબતમાં અભિપ્રાય પણ નકામો છે. તેથી આપણે એમ માનવું કે જૂદા જૂદા ધર્મો આપણા દેશમાં હોવાથી દેશને હાનિ છે, તે ભૂલભરેલું છે. અને તેમ આપણે માનતા હોઇએ તો આપણા વિચારને ફેરવવાની જરૂર છે.

આપણે જે કંઇ કરવાનું છે, તે એ છે, કે આપણે જે ધર્મમાં હોઇએ, તે ધર્મના સ્વરૂપને ઓળખવાને નિત્ય પ્રયત્ન કરવો. અને આ પ્રમાણે જો આપણે પ્રયત્ન કરીશું તો, આપણે અવશ્ય તેના સ્વરૂપને જાણી શકીશું. અને ત્યારે ઉપર જણાવ્યાપ્રમાણે

આપને સમજાશે, કે આપણે સર્વ એક જ દેશના પ્રવાસી છીએ, અને આપણા જૂદા જૂદા ધર્મ તે, દેશપ્રતિ લઇ જનાર જૂદા જૂદા અનેક સગવડોથી ભરેલા મનોહર માર્ગો જ છે. જેમ ભૂમિતિની વ્યાખ્યાઓને ખરી માનીને આપણે વ્યવહાર કરીએ છીએ તેમ આપણે સર્વ બંધુ જ છીએ, એ પ્રમાણે માનીને વ્યવહાર કરવાનો છે. કવિવર શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીની નીચેની કવિતા આ પ્રસંગે આપણે સહુએ ગાવા જેવી છે.

( મોહન વિરહે આંસી હું દિવાની બની, એ રાગ. )

વિશ્વગૃહવાસી સર્વ આપણ બંધુ છીએ,
પ્રભુ સિંધુકેરા આપણ બિંદુ છીએ;—
આત્મરત્નકેરા સહુ, આપણ છઇએ પર્ણ, ૧
પ્રભુ દૃષ્ટિથી ભાસતો, સહુનો એક જ વર્ણ,

# तत्त्वविचारवडे शारीरिक वेदना शमाववानी एक कळा.

કોઇ પ્રસંગે તમને કોઇ શારીરિક વ્યથા થતી હોય તેવે પ્રસંગે આ ઉપાય તમે અજમાવી જોજો, અને તમને તે વ્યથા આશ્ચર્યકારક રીતે શમી ગએલી જણાશે, અને તેની સાથે તમને અપૂર્વ આનંદ પણ થશે.

પરંતુ આ માર્ગમાં તમારો પ્રવેશ ત્યારે થઇ શકશે, કે જ્યારે તમે તત્ત્વવિચારના માર્ગમાં સહેજ સરખો પણ પૂર્વે પ્રવેશ કર્યો હશે.

તમને શરીરના કોઇ ભાગમાં વેદના થતી હોય તો પ્રસંગે તમારે આ પ્રમાણે વિચાર કરવો. તે વેદના શરીરના જે ભાગમાં થાય છે, તે ભાગ આ વેદનાના સ્વરૂપને જાણેછે કે ? આ સંબંધમાં તમે વિચાર કરશો તો તમને જણાશે, કે તે શરીર તો જડ છે, અને તેને તે જાણી શકે તેમ નથી. તે વેદનાને જાણનાર તો આપણા શરીરમાં રહેલી કોઇ જૂદી જ વસ્તુ છે. તે વસ્તુ અને શરીર એ એક નથી, પણ જૂદાં છે. જે વસ્તુ આ વેદનાને જાણે છે તે વસ્તુ તે આપણું આત્મસ્વરૂપ છે. જો તે વસ્તુ આ શરીરમાં ન હોત તો, જડ શરીર તેને જાણી શકે તેમ નહતું. પરંતુ આપણા શરીરમાં રહેલી ચિત્સત્તા જ તેને જાણી શકે છે. અને આ સત્તા કે જે તેને જાણે છે તેને અને તે વેદનાને અભેદ સંબંધ નથી, પણ તે બન્ને જૂદાં છે. પરંતુ અજ્ઞાનથી તે સત્તા એમ માની લે છે, કે આ વેદના મને થાય છે, અને તે શરીર તે હું જ છું. પરંતુ આ અજ્ઞાન જ છે. વસ્તુતઃ તે વેદનાને જાણનાર વસ્તુ તે, શરીરથી અથવા તે વેદનાથી ન્યારી છે. તે તેને જાણી શકે છે, તેથી તે જ્ઞાનવાન્ છે, એમ સિદ્ધ થાય છે. તે તેને જાણે છે એ તેનો એક ચમત્કારવિશેષ છે. તેથી તેને જાણનાર જે ચિત્તત્ત્વ છે, તે તેનાથી ન્યારૂં છે, અને તે તત્ત્વ અને આપણે એક જ છીએ, અને તેથી આપણે તેનાથી ન્યારા જ છીએ. અર્થાત્ આપણે તે વેદના થતી વખતે આપણી દૃષ્ટિને તે વેદનાપ્રતિ સ્થાપીએ છીએ તેને ઠેકાણે આપણા આત્મતત્ત્વપ્રતિ સ્થાપવાની છે. તે વેદનાપ્રતિ આપણી દૃષ્ટિને આપણે સ્થાપીએ છીએ તેથી આપણને તેનું ભાન થાય છે, અને તેથી દુઃખ થાય છે. પરંતુ જ્યાં તેને જાણનાર આપણા આત્મતત્ત્વપ્રતિ આપણી દૃષ્ટિ આપણે સ્થાપીએ છીએ ત્યાં તે દુઃખ તરત જ વિલાઇ જાય છે. પુનઃ તરત જ આપણી દૃષ્ટિ તે દુઃખપ્રતિ જાય છે; પુનઃ તેને વાળીને આપણા આત્મસ્વરૂપપ્રતિ આપણે વાળવાની છે. અને તેમ કરતાં આશ્ચર્યકારક રીતે વેદનાનું ભાન શમેલું જણાય છે. પણ તે એકાદ ક્ષણ જ ટકે છે. બીજી ક્ષણે જ તેનું પુનઃ ભાન થાય છે. પરંતુ આપણે જે કરવાનું છે તે સાવધાન રહીને આ ક્ષણોને વધારવાની છે. અને તેમ કરતાં કરતાં આપણને તેવો અભ્યાસ પડી જાય છે, દેહાધ્યાસ છુટે છે, અને શારીરિક વેદનાથી આપણે નિત્યને માટે મુક્ત થઇએ છીએ.

એમ કહેવાય છે, કે અક્કલકોટના સ્વામીની જંઘા ઉપર એક પ્રસંગે દેવતાનો એક અંગારો મૂકવામાં આવ્યો હતો, અને તે ભાગ બળ્યા જ કરતો હતો છતાં તેમને જરા પણ ક્ષોભ થયો નહતો, પણ તે પોતાની સ્વાભાવિક પ્રસન્નતાને રક્ષી રહ્યા હતા. આવાં બીજાં

દૃષ્ટાંતો પણ અનેક મળી શકે તેમ છે. તાત્પર્ય કે, સાચા જ્ઞાની મહાપુરુષોએ દેહાધ્યાસને જીત્યો હોય છે, અને તેમણે આત્માનો અપરોક્ષ અનુભવ કર્યો હોય છે. જેથી આવા પ્રસંગે તે વૃત્તિને દેહાકાર થવા દેતા નથી, પણ સ્વરૂપાકાર કરે છે. અને તેથી તેમને દેહમાં થતી વેદનાનું ભાન થતું નથી.

તે પ્રમાણે તમારે પણ કરવાનું છે. વારંવાર વૃત્તિને સ્વરૂપાકાર કરવાની છે. અને તેનો અભ્યાસ પડતાં આવા વેદનાના પ્રસંગે વૃત્તિ ઇચ્છાનુકૂલ સ્વરૂપાકાર કરી શકાય છે. અને તેમ થતાં શારીરિક વ્યથા દૂર થઇ શકે છે.

આ પ્રમાણે કહેવું, લખવું કે આ વાર્તા જાણવી સહજ છે, પણ તે પ્રમાણે આચારમાં ઉતારવું કઠિન છે. તોપણ અભ્યાસીને કંઇ જ કઠિન નથી. તેથી ક્રમેક્રમે અભ્યાસ પાડતાં આ કળા સિદ્ધ થઇ રહે છે.

ઘણા સાચા જ્ઞાની પુરુષો પોતાને અનેક પ્રકારની શારીરિક વેદના થતી હોય છે છતાં તે તેને શમાવવાને ઔષધઆદિ લૌકિક ઉપચાર કરતા નથી. આવા પુરુષોને જોઇને જેમને, જ્ઞાન શી વસ્તુ છે તેની કશી જ ખબર નથી, તે મનુષ્યો કહે છે, કે અહો! અમુક પોતાને મોટા જ્ઞાની કહેવરાવે છે છતાં તેમનાથી પોતાનું આટલું દુઃખ પણ ટાળી શકાતું નથી. પરંતુ આ મનુષ્યો જેમ માને છે તેમ આ પુરુષો પોતાનું દુઃખ ટાળવાને સમર્થ નથી હોતા એમ નહિ. તે પોતાનું કોઇ પણ દુઃખ ઇચ્છે તે ક્ષણે દૂર કરી શકે તેમ હોય છે. પણ જેમ આપણને આવી વ્યથાથી દુઃખ થાય છે, તેમ તેમને દુઃખનું ભાન થતું નથી. પરંતુ તે નિત્ય સ્વરૂપમાં રમતા હોવાથી સર્વદા સુખ, અને આનંદનો જ અનુભવ કરતા હોય છે. તેમની વૃત્તિમાં, તેમને સ્વરૂપાધ્યાસ એટલો સિદ્ધ થએલો હોય છે, કે તેમને શરીર વેદનાનું ભાન થતું નથી. તે ઇચ્છે તે ક્ષણે પોતાની વૃત્તિને સ્વરૂપાકાર કરી શકે છે. અને તેથી આવા વેદનાના પ્રસંગે તેમની વૃત્તિમાં દુઃખનો સ્પર્શ થતો નથી. તેથી તેમને દુઃખ હોય તોપણ સરખું છે, અને ન હોય તોપણ સરખું છે. તેથી જગતની દૃષ્ટિથી તે જેવા દુઃખી જણાય છે તેવા દુઃખી તે હોતા નથી, પણ નિત્ય સુખી જ હોય છે.

કોઇ કોઇ મનુષ્યો આ ઠેકાણે એવી શંકા કરે છે, કે આવા પુરુષો જો, કે જ્ઞાની હોય છે, તોપણ તે પ્રારબ્ધને ટાળવાને સમર્થ હોતા નથી. પરંતુ આ પણ તેમની ભૂલ જ છે. જ્ઞાનાગ્નિઃ સર્વ કર્માણિ ભસ્મસાત્ કુરુતેઽર્જુન, એ શ્રીભગવદ્ વાક્યાનુસાર જ્ઞાની પુરુષ પોતાનાં પ્રારબ્ધ, સંચિત તથા ક્રિયમાણ સર્વ કર્મોને ભસ્મ કરી શકે છે. પરંતુ જ્ઞાની પુરુષ પ્રારબ્ધને ટાળવાને પ્રયત્ન કરતા નથી, તેનું કારણ એ છે, કે તેમની વૃત્તિમાં, કે દૃષ્ટિમાં, પ્રારબ્ધ, દુઃખ, કે શરીર એવી વસ્તુ જ નથી. તેમને તો એક જ તત્ત્વમાં રમવાનું હોય છે, અને તેથી તેના વિના તેમને અન્ય વસ્તુનો અનુભવ થતો જ નથી.

આવી વાર્તાઓ જેમને તત્ત્વવિચારસંબંધી વિચાર કરવાનો અભ્યાસ છે, અથવા પ્રિય છે તેમને જ રુચે એ. અન્યને તો તે તુંબડીમાં કાંકરાજેવી અને શુષ્ક લાગે છે, અને તેમનો તેમાં સુપ્રવેશ પણ થઇ શકતો નથી. જેમને આ વિષય રુચે છે તેમને તો આવી વાર્તા અથવા આવી ચર્ચા એટલી રુચે છે, કે કંઇ કહેવાની વાત જ નહિ. તમને આ વાર્તા રુચતી હોય તો ઉપર દર્શાવેલી કળા તમે સિદ્ધ કરીને સાચા તત્ત્વજ્ઞાની થશો.

# गुरु गोविंदसिंह.

ઉપનિષદ્‌માંની નચિકેતાની આખ્યાયિકા ઘણાએ વાંચી હશે. નચિકેતાના પિતા યજ્ઞમાં પધારેલા બ્રાહ્મણોને ઘણી જ હલકી દક્ષિણા આપતા હતા, તેથી નચિકેતાએ પિતાને પ્રાર્થના કરી, ' પિતાજી દક્ષિણામાં તમે મને કોને આપશો ' ? પિતાએ ક્રોધ દર્શાવી કહ્યું, ' યમરાજને. '

મોટાના વચનનું ઉલ્લંઘન થતું નથી. યમરાજાને આ સુકુમાર બાળક આપવામાં આવ્યો. પરંતુ એ જ બાળકે જનસમાજના કલ્યાણને અર્થે આધ્યાત્મવિદ્યા યમરાજા પાસેથી મેળવી.

ગુરુ ગોવિંદસિંહના જીવનચરિત્રમાંથી આવી જ હકીકત મળી આવે છે. ઔરંગઝેબ બાદશાહ કાશ્મીરના પંડિતોને મુસલમાન બનાવવા જુલમ ગુજારતો હતો ત્યારે તે લોકો તેગ બહાદુરને શરણે ગયા. તેમણે કહ્યું, ધર્મને માટે જ્યાં સુધી કોઇ બળવાન્ વ્યક્તિ આત્મભોગ આપવા તૈયાર થશે નહિ, ત્યાં સુધી આપણે જંપીને બેસવાના નથી.

આ શબ્દો સાંભળી ગુરુ ગોવિંદસિંહને બહુ જ લાગી આવ્યું. તેમની ઉમર માત્ર નવ વર્ષની હતી. તે બોલી ઉઠયા, ! પિતાજી આપના પોતાના કરતાં કોણ વધારે બળવાન્ છે ? હિંદુ ધર્મને માટે યમરાજાને આપનુંજ બલિદાન આપો ?

પુત્રના વચનથી પિતા ઉત્તેજિત થયા. ધર્મનું ઝનુન ઝળકી ઉઠયું, ધર્મની વેદિ ઉપર પોતાના શરીરની આહુતિ આપવા પિતા તૈયાર થયા-અને તેમના વંશજોને માટે અક્ષય કીર્તિ વારસામાં મૂકી ગયા.

આધ્યાત્મિકવિદ્યા ઉપરાંત નચિકેતાને અગ્નિ પ્રકટાવવાની ગુપ્ત વિદ્યા પણ પ્રાપ્ત થઇ હતી ગુરુ ગોવિંદસિંહને આવું કોઇ જ્ઞાન મળ્યું નહતું પરંતુ લોકોના હૃદયમાં ધર્મનું ઝનુન પ્રકટાવવાની કળાનું જ્ઞાન તેમણે મેળવ્યું હતું. ભૌતિક દુઃખો સહન કરવાની ઐહિક વિપત્તિઓ ટાળવાની અને સાંસારિક અગવડો દૂર કરવાની શક્તિથી જ મનુષ્ય માત્ર જીવને સાટે મહા શૌર્યનાં કાર્યો કરી શકે છે. મૃત્યુ પાસેથી જે જ્ઞાન તેમણે મેળવ્યું છે તે તેમના જીવનચરિત્રના પાનાનાં પોતાના દેશના બંધુઓના ઉપયોગમાટે તેમણે સંગ્રહ કરી રાખ્યું છે. આ જ જ્ઞાનના ઝનુનથી તે પોતાના ગોદ વર્ષની ઉમરના પુત્રને જ્યારે તે રણસંગ્રામમાં જતાં તરસ્યો થયો અને પાણીના પ્યાલા માટે અટકયો ત્યારે એ ઉપદેશ આપી શકયો, ' પ્રિય પુત્ર ! ડર નહિ ! અમૃતના પ્યાલા સાથે દેવો તારી રાહ જોતાં ઉભા છે. જા અને તારા ભાઇની સાથે તેનો ઉપભોગ કર. "

...માટે ભોગ આપવો, આત્મસંયમ અને સ્વાત્માર્પણ કરવા તૈયાર થવું એ છે; એટલે કે જીવનનો આદર્શ ઉચ્ચ રાખવો અને બીજી બધી વ્યાવહારિક બાબતોને ગૌણરૂપ આપવું તે છે.

ભરતભૂમિનાં આ બે દૃષ્ટાંતો ઘેરે ઘેર જાણીતાં છે, અને તે બે દૃષ્ટાંતો લોકોને ઉચ્ચ સ્વરે બોધ દે છે કે ' મોટા કાર્યને માટે તમારી કિંમતી ચીજોનું સમર્પણ કરો; મોટા કામમાં તમારો આત્મભોગ આપો. '

પણ શોચનીય એ છે, કે હિંદુસ્થાનની પ્રજાનું ઐક્ય કરવા સેંકડો થયાં મહાપુરુષો ઉત્પન્ન થાય છે, મહાત્મા ગૌતમબુદ્ધના વખતથી ભ્રાતૃભાવનો ઉપદેશ કરવા ભગીરથ પ્રયત્નો થયા છે, પરંતુ તેની અસર જોઈએ તેવી થઈ નથી! વખતો વખત મહાસાગરનાં બિંદુઓ ભિન્ન ભિન્ન પોતાના જથામાં એકઠાં થાય છે, અને તેઓ આખા મહાસાગર સાથે તેમ જ અન્ય સાથે અથડાઅથડી કરે છે.

ગુરુ ગોવિંદસિંહે પણ આ જીર્ણ વ્યાધિ મટાડવા પ્રયત્ન કર્યો છે. તેનો આદેશ એ હતો કે,

તુર્ક હિન્દુકા ઝગડા મિટાઓ.

હિન્દુ મુસલમાનના ઝગડા મટાડી ઐક્ય કરવાનો તેનો ઉદ્દેશ હતો. એ ઉદ્દેશ પાર પાડવામાં તેના અનુયાયિઓ તથા દેશબંધુઓ પાછળ પડ્યા છે! હવે જો આ દેશની પ્રજા આ પુરુષનો ઉદ્દેશ સિદ્ધ કરવા આગ્રહ રાખશે તો તે ...

૪.

# ચારુલતા.

અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૪૦ ।

## પ્રકરણ ૬.

## અધઃપતન.



મણુલાલના ગયા પછી હું વીતી વાતઉપર વિચાર કરતી તથા શોક કરતી બેઠી, કે અરે ! મારી આ શી દશા ? મને પૂરી ખાત્રી હતી, કે કમલાશંકરનો જો, કે મને મેળાપ થયો નહતો, તોપણ તે મારી અભિલાષાને પૂરી કરશે. અને આ પ્રકારનાં વિશ્વાસે અથવા આશાએ જ મેં રમણુલાલના શબ્દોઉપર કિંચિત્ સરખું પણ ધ્યાન આપ્યું નહતું, અને તેમની ઉપેક્ષા કરી હતી. તોપણ તેમના ગયા પછી મને એ વિચાર આવ્યાવિના ન રહ્યો, કે જેમ મેં રમણુલાલનો સ્વીકાર કર્યો નથી, તેમ મારો કદાચ કમલાશંકર સ્વીકાર નહિ કરે તો મારી શી દશા થશે ? આ વિચાર આવતાં મારા આખા શરીરમાં એક પ્રકારનો ભય થયો અને તેને લીધે મારાં સર્વ ગાત્ર શિથિલ થઇ ગયાં, તથા મારા આખા શરીર ઉપર પરસેવો આવી ગયો. આ વિચારની પાછળ બીજો વિચાર એ આવ્યો, કે ત્યારે શું મારે રમણુલાલની પાસે દીનતાથી મારૂં પાણિગ્રહણ કરવા વિનતિ કરવી ? અને તે વખતે તે આજે જેમ મેં તેમનો તિરસ્કાર કર્યો છે તેમ મારો તિરસ્કાર કરે, તો મારે શું કરવું ? અરેરે ! આ વિચારે મારૂં મગજ ગુંચવાઇ જાય છે અને મને કંઇ જ સુઝ પડતી નથી. તેથી મને એમ તો લાગ્યું જ, કે રમણુલાલને અપ્રસન્ન કરવામાં મેં કંઇ સારૂં કામ તો નથી જ કર્યું. આવા વિચારે મને આજની રાત્રે શાંતિથી નિદ્રા પણ ન આવી. વચમાં નિદ્રા આવવા જેવું થાય અને વળી દુઃસ્વપ્નથી વિક્ષેપ થાય. એ પ્રમાણે આખી રાત્રિ મેં અસ્વસ્થપણામાં કાઢી. નિયમપ્રમાણે પ્રભાત થયું, અને હું ઉઠીને શૌચ સ્નાનાદિ જીવનકર્તવ્યમાં જોડાઇ. આજે સાંજના રમણુલાલ આવ્યાવિના નહિ રહે, એમ હું ધારતી હતી. પણ મારૂં ધાર્યું ખોટું પડયું. આજે તો તે ન આવ્યા પરંતુ બીજા પાંચ સાત દિવસ પણ તે ન જણાયા. તે ઉપરથી મારા પિતાજીને કંઇ ચેન પડયું નહિ. એટલે તેમણે મને પૂછ્યું, કે રમણુલાલ કેમ આવતા નથી ? મેં ખરૂં કારણ ગુપ્ત રાખી, બીજાં જ આડાંઅવળાં કારણો જણાવ્યાં. પરંતુ કોણ જાણે છ સાત દિવસ પછી તે બન્નેનો મેળાપ રસ્તામાં કયાંથીએ થઇ ગયો ! રમણુલાલે સર્વ હકિકત મારા પિતાને કહી દીધી. આ હકિકત સાંભળીને મારા પિતાને અસંતોષ થયો તથા તે નિરાશ થઇ ગયા. પોતાની ઇચ્છાવિરુદ્ધ થતાં જીવોને દુઃખ થાય છે, એ સ્વાભાવિક છે, તે નિયમે મારા પિતાને પણ આ પ્રસંગે અંતરમાં દુઃખ

થયું. તેમણે ઘેર આવીને મને પોતાની પાસે બોલાવીને કહ્યું. ચારુલતા! તેં તારા લગ્નસંબંધી શો નિશ્ચય કર્યો ? મારા પિતાની મુખમુદ્રા સક્રોધ જોઇને મેં કહ્યું, પિતાજી ! હું શું નિશ્ચય કરૂં ? મારા કલ્યાણનો ભાર આપને શિરે રહેલો છે, તો તેની ચિંતા આપને જ હોવી ઘટે છે. તેમણે આ ઉત્તર સાંભળીને વધારે અપ્રસન્ન થઇને સ્પષ્ટ કહ્યું, ત્યારે તેં રમણલાલની માગણીનો કેમ અસ્વીકાર કર્યો ?

મેં કહ્યું, આપને પૂછ્યાવિના હું કેવી રીતે તેનો નિર્ણય કરૂં ? પિતાજીએ કહ્યું, ઘણી ખેદની વાત છે, કે તારા જેવી સુશિક્ષિત અને આટલી પુખ્ત વયની કન્યા ઇચ્છા પ્રમાણે સ્વતંત્રપણે નિશ્ચય કરી શકતી નથી ! આવી બાબતોનો નિર્ણય સ્ત્રીઓએ પોતે જ કરવો જોઇએ, અને તેવો નિર્ણય તું કરી શકે માટે તો મેં તને ઇંગ્રેજી શિક્ષણ આપેલું છે છતાં આશ્ચર્ય છે, કે, મારો આશય હજી સાર્થક થએલો હું જોતો નથી !

પિતાજી કુશળ વકીલ હતા, પણ આ ઠેકાણે તેમણે મોટી ભૂલ કરી, તેમની તેમને ખબર રહી નહિ. મેં તેમના જ વચનનો લાભ લેઇને કહ્યું, જો આપની એવી ઇચ્છા છે તો હું મારો અભિપ્રાય જણાવું છું, કે રમણલાલની સાથે લગ્ન કરવાની મારી જરા પણ ઇચ્છા નથી. વળી તેનાઉપર મારો અનુરાગ પણ નથી. એલ. એમ. એન્ડ એસ ની પરીક્ષા પાસ કર્યાવિના લગ્ન કરવાનો મારો વિચાર નથી.

તે કદી વિચાર કર્યો છે ? મેં કહ્યું, મારો સ્વીકાર તે કેમ નહિ કરે ? હું તેમની સાથે લગ્ન કરીને સનાતન ધર્મનો સ્વીકાર કરીશ.

મારા પિતાજીના ક્રોધનો હવે તો પાર ન રહ્યો. તેમણે પોતાના બુટ જોરથી જમીન ઉપર પછાડીને કહ્યું, ત્યારે શું તું મારું નામ બોળવા બેઠી છે ? શું આટલામાટે જ મેં તને આ શિક્ષણ આપ્યું ? જા, કુલાંગાર તું મારી પાસેથી દૂર જા, અને મને તારું મુખ બતાવીશ નહિ.

મને પણ આ શબ્દો સાંભળીને ક્રોધ ચડયો, અને હું પણ ક્રોધથી ઉઠીને મારા પોતાના ઓરડામાં આવી. કેટલીક વાર તો મને કંઇ જ ચેન પડયું નહિ, અને મગજમાં પારત્રિનાનો ચોળો રહ્યો. પણ થોડીવારે ડોળું પાણી જેમ નિર્મળ થાય અને કચરો તળીએ બેસે, તેમ મારું મગજ પણ કંઇક શાંત થયું, અને હવે હું સ્થિરતાથી વિચાર કરવા લાગી: આ વખતે મને વિચાર કરતાં જણાયું, કે મેં મારા પિતાજી ઉપર ક્રોધ કર્યો, તે ભૂલ જ કરી છે. મારે તેમને ચીડવવા જોઇતા ન હતા.

અહો ! આ પ્રમાણે આ જગતમાં કેટલાં મનુષ્યો પ્રવૃત્તિ કરતાં હશે ? પોતાના સ્વભાવ ઉપર અંકુશ પ્રાપ્ત નહિ હોવાથી અનેક મનુષ્યો આ જગતમાં મારી પેઠે દુઃખી થતાં હશે. આ બાબતમાં કેળવાએલા અને વગર કેળવાએલા મનુષ્યો સરખા જણાય છે. ઉંચી કેળવણી લીધેલા મનુષ્યો પણ ક્યાં કામ ક્રોધ આદિ વિકારોથી રહિત હોય છે ? અને જ્યાં આ વિકારો પ્રવર્તે છે ત્યાં સુખશાંતિની પણ શી આશા ? પરંતુ આ વિકારોનો જય કરવાનું શિક્ષણ પ્રજાને આજે કોણ આપે છે ? સુખશાંતિને માટે સઉથી પ્રથમ આજ પ્રકારના શિક્ષણની જરૂર છે. આ વિકારોને શમાવવાનું જ્ઞાન, કે બળ મારામાં ન હોવાથી અહહ ! હું કેટલી દુઃખી થાઉં છું.

આ પ્રમાણે મારા મનમાં હું વિચાર કરવા લાગી. આ પ્રમાણે વિચાર કરીને મેં એ નિશ્ચય કર્યો, કે પિતાજીની ક્ષમા માગવી એ જ ઉત્તમ છે. કારણ, કે તેમને અપ્રસન્ન કરવા, એ તેમને સામાન્ય હાનિ કરનાર નથી. તેથી હું ઉઠીને મારા પિતાના ઓરડા તરફ ગઇ. અને બારણું ઠાલું વાસેલું હતુ તેને હળવેથી ઉઘાડીને જોયું તો મેં શું દીઠું ? મેં એક વિલક્ષણ દેખાવ દીઠો. મારા પિતા એક ટેબલપાસે ખુરશીઉપર બેઠા હતા. તેમના હાથમાં એક કાચનો નાનો પ્યાલો હતો. ટેબલ ઉપર એક લાલ રંગના કોઇ પદાર્થથી ભરેલી એક શીશી પડેલી હતી, જેમાંથી તે પદાર્થ કાઢીને મારા પિતા પીતા હતા. હું તરત જ સમજી ગઇ, કે તે શી વસ્તુ છે. મને તેથી સામાન્ય ખેદ ન જ થયો. મેં તરત જ હળવેથી તે બારણું હતું તેમ બંધ કરી દીધું અને પુનઃ જઇને મારા ઓરડામાં હું એક આરામ ખુરશીઉપર પડી. આ ક્ષણે મને જરા પણ સ્વાસ્થ્યનું ભાન નહતું. મારા પિતાવિષે મને જે માનબુદ્ધિ આજપર્યંત હતી, તેમાં આજે ન્યૂનતા થયાવિના રહી નહિ આજે જ મને સુસ્પષ્ટ થયું, કે વિશ્વધર્મ-સમાજના મનુષ્યો કોઇ પણ ઉંચા સદ્‌ગુણવિનાના છે. અને તેથી મને પણ તેના વિષે તિરસ્કાર ઉપજ્યો. તેમ છતાં આશ્ચર્ય એ હતું, કે આ સમાજના મનુષ્યો જગતને સુધારવાનો પ્રયત્ન કરતા હતા ! જે પોતે સુધર્યા નથી તે અન્યને

શું સુધારી શકનાર છે ? તેથી જેમણે જગતને કે બીજા મનુષ્યોને સુધારવાં હોય તેમણે જ પ્રથમ સુધરવું જોઇએ. અને આવા પ્રથમ પોતે સુધરેલા મનુષ્યો જ બીજાને સુધારવાના અધિકારી છે; અન્યને બીજાને સુધારવાનો કશો જ અધિકાર નથી. અને તે છતાં જે પોતે સુધર્યા છે, જે વિવિધ સદ્દગુણયુક્ત થયા છે, જેમણે કામ ક્રોધાદિક અંતઃકરણના વિકારને જીત્યા છે, તેવા મનુષ્યો ભલેને બીજાને સુધારવાને કંઇ પણ પ્રયત્ન ન કરે તોપણ તેમના સહવાસથી કે વાતાવરણમાત્રથી બીજા મનુષ્યો સુધરે છે. તેથી મનુષ્યે જે પ્રબંધ કરવાનું છે તે એ જ છે, કે પોતે સુધરવું, પોતે સદ્દગુણી થવું, પોતે ઉંચે ચઢવું. અને આ પ્રમાણે ઉંચે ચઢનારને જ અન્યને ઉંચે ચઢાવવાના માર્ગનું સાચું જ્ઞાન હોઇ શકે છે. અન્ય મનુષ્યો તો બીચારા પોતે ખાડામાં પડે છે, અને બીજાને ખાડામાં પાડે છે.! તેથી આ વિશ્વધર્મસમાજ એ પ્રજાને કોઇ પણ પ્રકારના લાભને કરનાર નથી, એ વાર્તા આજે મને સારી રીતે સમજાયાવિના ન જ રહી. અને જ્યારે મને આ સુધારાસમાજ તરફ તિરસ્કાર પ્રકટ્યો ત્યારે સનાતન ધર્મતરફ મને પ્રેમ પ્રકટ્યો. અને તેને લીધે કમલાશંકર તરફ મારૂં હૃદય વધારે આકર્ષાયું. વિશ્વધર્મસમાજમાં રહેવાથી મારા પિતાની પેઠે મારૂં અધઃપતન તો નહિ થાય, એ ભય મને હવે રહેવા લાગ્યો. કારણ કે સંગથી શું શું નથી થતું ? તેથી હવે તો કોઇ રીતે આ સમાજીઓનો સંબંધ છુટે તો સારૂં, એમ મને દૃઢ થયું, અને આની સાથે એ પણ દૃઢ થયું, કે રમણલાલની સાથે કદી પણ લગ્ન કરવું નહિ. કદાચ કમલાશંકર મારો સ્વીકાર નહિ કરશે તો હું એલ. એમ. એન્ડ એસ.ની પરીક્ષા પસાર કરીને સ્વતંત્રપણે ડાક્તરનો ધંધો ચલાવીશ અને મારૂં પોષણ કરીશ.

આવા વિચારના વમળમાં ગુંચવાતાં મારાથી કાંઇ જ નિર્ણય થઇ શક્યો નહિ. અંતે આવા વિચારથી મારૂં મગજ થાકી ગયું, અને હું ક્યારે ઉંઘી ગઇ તેનું મને ભાન રહ્યું નહિ.

આ પ્રમાણે બે દિવસ ગયા પછી, મારા પિતાજીએ મને એક ચીઠ્ઠી દશેક વાગે મોકલી. તેમાં લખેલું હતું, કે આજે હું પરગામ જઉં છું અને આઠેક દિવસ પછી ઘેર આવવું થશે.

પ્રિયવાચક! જોયું, કે ? મારા પિતા ઘરમાં જ રહેતા હતા છતાં મને તેમણે ચીઠ્ઠી મોકલાવી. આ પ્રતાપ શાનો હતો ? તે પ્રતાપ અંગ્રેજીશિક્ષણનો હતો. એક વખત હું મુંબઇ ગઇ હતી ત્યારે જેમને ત્યાં ઉતરી હતી, તે ઘરમાં ચાર ભાઇઓ રહેતા હતા. આ ચાર ભાઇઓને જ્યારે કંઇ વાતચિત કરવી હોય ત્યારે નોકર સાથે કહાવી મોકલતા. તેમને અણબનાવ હતો. અને તેથી એક ઘરમાં રહ્યા છતાં એક બીજાને તે કદી મળતા નહિ. આ પ્રતાપ અંગ્રેજી શિક્ષણનો છે. અંગ્રેજી નહિ ભણેલા મનુષ્યો, જો કે પરસ્પર નથી લડતા એમ નહિ, પરંતુ તે એક જ ઘરમાં રહેતા હોય તો બોલ્યાવિના બબે ચાર મહિના રહે એમ બનતું નથી.

બીજે દિવસે સવારે હું મારા પિતાની લાઇબ્રેરીમાં કોઇ વૈદ્યક વિદ્યાનું પુસ્તક છે, કે કેમ તે જોવાને ગઇ. તેમના ઓરડામાં જઇને એક કબાટ મેં ઉઘાડયું, અને જોવા લાગી તો Anatony એનેટોમીનું એક મોટું પુસ્તક મારા જોવામાં આવ્યું. મેં તે પુસ્તકને જેવું બહાર, ખેંચ્યું તેની જ એક શીશી ધમ લઇને નીચે પડી અને ફુટી ગઇ. મેં ઉપર જોયું તો બીજી બે શીશીઓ હજી તે ખાનામાં મૂકેલી હતી. આ શીશીઓ વિલાયતી ઉંચા દારૂની હતી, એવું અનુમાન વાચકે તરત કર્યું હશે. એક શીશી ફુટી ગએલી જોઇને હું ગભરાઇ ગઇ. હવે શું કરવું, એ પ્રશ્ન થયો. થોડીવારે વિચાર કરીને મેં અમારા નોકર ગોપાલને બોલાવ્યો. આ નોકર બહુ જ વિશ્વાસપાત્ર હતો. મેં તેને એક ચીઠ્ઠી અંગ્રેજીમાં લખી આપી અને પૈસા આપીને તેને તે ફુટી ગએલી શીશી લેવા મોકલ્યો. ગોપાલના ગયા પછી મેં નીચે પડેલી ભાગી ગએલી શીશી લીધી, અને બારીએથી ફેંકી દેવાનો વિચાર કર્યો. પરંતુ બારીએથી તે વસ્તુ નાખીદેવી એ યોગ્ય નહતું કારણ, કે તેમ કરવાથી આડોશી પડોશીઓ અમારી ચાલચલગતવિષે સહજ જાણીતા થઇ જવાનો સંભવ હતો. તેથી ગોપાલનાં આવ્યા પછી તેની પાસે જ તે સર્વ શે બહાર નંખાવી દેવાનો વિચાર રાખ્યો. પરંતુ આ ક્ષણે એક મોટો ચમત્કાર બન્યો. તમે આને ચમત્કાર નહિ માનો, પણ હું તો એક ચમત્કાર જ ગણું છું. પેલી ફુટી ગએલી શીશીમાં થોડો દારૂ રહેલો હતો. તે શીશી મારા હાથમાં લેતાં જ મારી બુદ્ધિભ્રષ્ટ થઇ ગઇ. મેં મારાં પિતાનું જે ચિત્ર બે ત્રણ દિવસ પૂર્વે જોયું હતું તે મારા મગજમાં આબેહુબ ખડું થયું, અને મને આ વસ્તુનો સ્વાદ ચાખી જોવાને પ્રેરણા કરવા લાગ્યું. અહો! જે વસ્તુને હું અત્યંત ધિક્કારતી હતી, તે વસ્તુના ઉપર આજે મને પ્રેમ કેમ પ્રકટવા લાગ્યો ? શું આ દુષ્ટ સંસ્કારો મારા પિતા તરફથી મને વારસામાં મળ્યા હતા, કે શું તે મારા પિતાના સહવાસમાં રહેવાથી મારામાં પડ્યા હતા,

કે શું કે તે વિશ્વધર્મસમાજમાં ભળવાથી તે સમાજના સંસ્કારો મારામાં ઉતર્યા હતા કે તે આજે આ પ્રમાણે મારા અંતઃકરણમાંથી જાગ્રત્ થતા હતા, તેની મને સુઝ પડી નહિ. આ કાર્ય કર્તવ્ય છે, કે અકર્તવ્ય, તે હિતકર છે, કે અહિતકર, તે ભ્રષ્ટ કરનાર છે, કે પુનિત કરનાર છે, તે વિનિપાત કરનાર છે, કે ઉદય કરનાર છે, તેનો વિવેક આ ક્ષણે હું કરી શકી નહિ. આ કાર્ય કરવું ખોટું છે, એ જાણવા છતાં હું કોણ જાણે કયા કારણથી અંતરના વેગવડે તે કાર્ય કરવાને તત્પર થઇ! હું જાણતી હતી, કે મને તેનાથી કંઇજ લાભ નથી, પણ સર્વ રીતે હાનિ જ છે, છતાં મને તે કાર્ય કરવાની વૃત્તિ થતી હતી! મારી વિવેકવૃત્તિ ધીમે ધીમે શમવા લાગી. મારી આંતરવૃત્તિએ મારી પાસે તે કુટેલી શીશી મારા હાથપાસે લેવરાવી. તે કબાટના તે જ ખાનામાં એક નાનો પ્યાલો હતો, તે પણ મારા હાથે તે જ વખતે લીધો, અને તેમાં પેલી શીશીમાંથી પેલો પેય પદાર્થ થોડો રેડ્યો. મારી સ્થિતિ આ વખતે તદ્દન પરતંત્ર થઇ ગઇ હતી: તે પદાર્થથી ભરેલો પ્યાલો લેઇને હું પાસેના ટેબલપાસે ખુરશીઉપર બેઠી અને તે પીવાનો વિચાર કરવા લાગી. પણ મને આ કાર્ય ઘણું જ અઘટિત લાગ્યું. મેં મારા પોતાના પ્રતિ જોઇને કહ્યું, વિવેક! વિવેક! તમે આ ક્ષણે ક્યાં વસો છો? હું તમને કેમ જોતી નથી? ઉઠો. જાગ્રત્ થાઓ. અને કૃપા કરીને મારું અધઃપતન થતું બચાવો. આ ક્ષણપર્યંત હું સન્માર્ગમાં જ વહી છું. આજથી મને કુમાર્ગમાં કૃપા કરી પ્રેરો મા. કહેવાય છે, કે છિદ્રેષ્વનર્થાબહુલી ભવન્તિ એક છિદ્ર–એક દોષનો પ્રવેશ થતાં બીજા હજાર દોષો પ્રવેશે છે. તો મને એ ભય રહે છે, કે મારામાં બીજા દોષો પ્રવેશવાનું આજે આ દ્વાર તો હું ઉઘાડતી? અહહ! તેમ થશે તો આ વિશ્વમાં મારી શી દુર્દશા થશે? અરે હજી મારા હૃદયમાં વિવેકવૃત્તિ કેમ જાગત્ થતી નથી? પણ ક્યાંથી જાગે? મારું અધઃપતન થવાનું હોય ત્યાં વિવેક, અને વિરાગ ક્યાંથી પ્રકટે? ન જાગ્યો! વિવેક ન જાગ્યો, અને મારા હાથે તે લાલ દ્રવ્યનો પ્યાલો મારા મુખે અડાડ્યો, અને જીભે તેને ગળામાં ઉતારી દીધો. પ્રિયવાચક! મેં આ કાર્ય તદ્દન પરવશપણે જ કર્યું હતું, પરંતુ તે ઉપરથી હું નિર્દોષ છું એમ હું કહેવા માગતી નથી. મારું અધઃપતન મેં મારા હાથે જ આજે કર્યું હતું, અને તેનો સામાન્ય ખેદ મારા હૃદયમાં પાછળથી થયો નહતો. હું આ અધમ કાર્ય કરીને મારા પરમપવિત્ર આર્ય દેહને તે વસ્તુથી ભ્રષ્ટ કરીને મારા ઓરડામાં જઇને મારી આરામ ખુરશીઉપર પડી. મારી આ પ્રસંગ પછી શી દુઃખદ સ્થિતિ થઇ તે મારા પ્રિયવાચકોને તત્કાળ જણાવી તેમને હું અધિક દુઃખભાગી કરવા ઇચ્છતી નથી. જેથી થોડો સમય ગયા પછી જ મારા તે આત્મકથનને હું જણાવવું ઉચિત ધારું છું.

# શંકા—સમાધાન.

શંકા—પ્રાતઃકાલના ગ્રાહક એક સજ્જન નીચેપ્રમાણે અમને એક પત્ર લખે છે.

"કૃપાપત્ર મળ્યું. વાંચી બીના જાણી. આપે વ્રી. પી. મોકલ્યું હશે. પરંતુ હું લગ્નના વ્યવસાયથી સ્થાયી રહો જ નથી. મને તે મળ્યું જ નથી. વળી દ્રવ્યસંબંધી ઘણી જ કઢંગી દશા આવી ગઇ છે. રૂ. ૧૦૦૦) દેવું વધી ગયું છે. માસ આખરે એક પાઇ પાસે કાલતુ રહી શકતી નથી. આવી સ્થિતિમાં હું શું કરૂં ? આર્થિક સ્થિતિની ખરાબીથી મનોવ્યથા પણ વધી ગઇ છે. મન શાંત થતું નથી, ત્યાં હું શું લખું ? હાલ તો શું કરૂં ? ઉપાધિમાંથી છુટાય એ જ વિચાર આવ્યા કરે છે. માંડ માંડ મનને ઇષ્ટચિંતનમાં જોડું છું. આ વિશ્વમાં કોઇ મદદ કરે તેમ નથી. એક ૧૦૦) રૂપૈયા માટે એવી ગુંચવણ ઉભી થઇ છે, કે મારો આત્મા જાણુતો ભલો છે. આપ વડીલ છો. પત્ર ઉપરથી મારી પરિસ્થિતિની કલ્પના કરી લેશો. વિશેષ લખી આપના આત્મરત મનને વિષાદયુક્ત કરી દોષ ભાગી થતો નથી. એકાદ પુણ્ય સંકલ્પ મારાપ્રતિ પ્રેરી મારા ક્ષુબ્ધ હૃદયને શાંતિ મળે તેમ કરવા દયા કરશોજી. જો કે પ્રભુ શાંતિ આપશે એમ વિશ્વાસ છે. તા. ૨૧-૬-૧૬"

લિ: આપનો દીન.........

સમાધાન—આત્મબંધુ ! તમારૂં પત્ર વાંચ્યું.

"શાનું તું ચિંતન કરે પૂછું તને હું વીર,
કાંજે તુજ ચિંતન રચે, તુજ સૃષ્ટિનું શરીર."

એ વેદવાક્યતુલ્ય પંક્તિઓ તો તમારા સ્મરણમાં હશે જ. હવે તમને વર્તમાન સમયમાં જે સ્થિતિ પ્રાપ્ત છે, તે સ્થિતિ જોઇતી નથી, એ વાર્તા તો સ્પષ્ટ જ છે. તો હવે આપ આપના અંતઃકરણપ્રતિ દૃષ્ટિ કરીને જુઓ, કે તમારૂં મન કઇ સ્થિતિનું વધારે ચિંતન કરે છે ? તમને તેમ કરતાં તરત જ સ્પષ્ટ થશે, કે તમારૂં મન, જેટલું ચિંતન તમારી વર્તમાન સ્થિતિનું કરે છે, તેના કરતાં ઘણું જ ઓછું ચિંતન જે સ્થિતિની તમારે જરૂર છે તેનું કરે છે. અને જો તે પ્રમાણે થાય તો ઉપર લખેલી પંક્તિઓ પ્રમાણે જ જેનું ચિંતન તીવ્રતાથી અધિક સમય કરવામાં આવે છે, તેના વિના અન્ય શું પ્રાપ્ત થાય? તેથી તમારે જેની જરૂર છે તેનું જ તમારે અધિક સમય, સર્વ સમયમાં ચિંતન કરવાનું છે, એ વાર્તાપ્રતિ ખાસ લક્ષ રાખશો. જે વ્યાવહારિક સ્થિતિને આપણે ઇચ્છીએ છીએ તેના સુંદર ચિત્રને જ આપણી વૃત્તિસમીપ અખંડ ખડું રાખવાનું છે, અને તેની કલ્પનામાં જ આપણે અખંડ રમવાનું છે. માટે વર્તમાન સમયમાં તમે જે વિચાર સેવો છો, તે વિચારને પલટીને, માત્ર શુભના, ઉત્સાહના, અને વિજયના જ વિચારો સેવ્યા કરશો. અને ઉપરની પંક્તિઓમાં કહ્યા પ્રમાણે તમારા તે શુભ વિચારનું ફળ તમને મળ્યાવિના રહેનાર નથી જ.

ક્રિયાનું ફળ આ વિશ્વમાં અવશ્ય મળે છે જ. કોઇ પણ ક્રિયાનું ફળ જતું નથી, એ આ વિશ્વનો એક અબાધિત સિદ્ધ નિયમ છે. તો તમે આજથી જે જે સ્થૂલ સૂક્ષ્મ

ક્રિયા કરશો તેનું ફળ તમને યોગ્ય સમયે મળ્યાવિના રહેનાર નથી જ. ક્રિયાનું ફળ ક્યારે મળશે, તેની આપણે તાકાવેલી કરવાની નથી, કારણ, કે તે ઈશ્વરને જ સોંપી દેવાનું છે અને ક્રિયાનું ફળ ન આપવું, એ સાક્ષાત્ ઈશ્વરથી પણ બની શકે તેવું નથી. તેથી આપણે ઇષ્ટ સ્થિતિને માટે આપણને જે જે કર્મ કરવાનાં યોગ્ય જણાય તેને કરતા પ્રસન્નચિત્ત રહેવાનું છે.

હૃદયમાં રહેલાં કોઇ કોઇ કારણોથી તમારા અંતઃકરણમાં તત્કાલ શિથિલતા પ્રકટેલી જણાય છે. તો આવા સમયમાં તમે શ્રીસદ્‌ગુરુરચિત શ્રીત્રિભુવનવિજયી ખડ્ગ, તથા પ્રાતઃકાલના ઉપહાર પ્રભૃતિ, અને મહત્તાકાંક્ષા અને તેની સિદ્ધિ, એ પુસ્તકો વાંચી જશો; તો તમારામાં અપૂર્વ ઉત્સાહ; બળ, ધૈર્ય, શાંતિ વગેરે પ્રકટેલાં તમને અનુભવમાં આવશે જ.

વળી તમે લખો છો, કે એકહજાર રૂપૈયા દેવું થઇ ગયું છે. અહો ! એમાં શી મોટી મહત્વની વાત છે ? જરા તમારો હૃદયમાં રહેલા તમારા વાસ્તવિકરૂપ તમારા આત્મા પ્રતિ દૃષ્ટિ કરો, અને તેના સામર્થ્યનો અને તેના મહિમાનો વિચાર કરો, તેનું સ્મરણ કરો, અને પછી કહો, કે એક હજાર રૂપૈયા તમને મોટી રકમ જણાય છે, કે નજીવી ? આપણા અંતરમાં રહેલા આત્મા કે જે પરમાત્માથી સર્વ અંશમાં અભિન્ન છે, તેમને એક હજાર રૂપૈયા દેવું એ શી વસ્તુ છે ! તમે તમારા મહિમાનું સ્મરણ કરવાનું મૂકીને લઘુતાનું કેમ સ્મરણ કરો છો ? તમે કોણ છો, એનો તો જરા સ્થિર ચિત્તે વિચાર કરો.

હા. તમને તમારી વર્તમાન સ્થિતિ જોતાં આ એક હજાર રૂપૈયા ક્યાંથી મળશે, અથવા શી રીતે મળશે, અથવા ક્યારે મળશે, એમ લાગતું હશે, પણ તે સર્વ ખોટું છે. તમને કંઇ જ અશક્ય નથી. તમે તમારા બળવડે આ બ્રહ્માંડને પણ હચમચાવવા સમર્થ છો, તો આટલું અત્યંત ક્ષુદ્ર કાર્ય કરવા સમર્થ હો, તેમાં તો શંકા જ શી છે? તમારે અમુક રકમ ક્યાંથી આવશે, શી રીતે આવશે, ક્યારે આવશે, તેનો વિચાર કરવાનો નથી. તમારે માત્ર તમારા પોતાના અનવધિ ઐશ્વર્યપ્રતિ જ જોવાનું છે, તેને નિત્ય જોવાનું છે, તેને સતત જોવાનું છે. અને તેમ કરતાં તમે અત્યંત ઐશ્વર્યસંપન્ન થઇ રહેશો જ.

ધારો, કે આ પ્રસંગ તમને ન મળ્યો હોત, તો તમારી ઉન્નતિ અધિક થઇ હોત, એમ તમે માનો છો? તેમ માનતા નહિ. આ પ્રસંગ અથવા આ સ્થિતિ તમારી વેગથી ઉન્નતિ કરવામાટે જ આવેલો છે, એમ નિશ્ચય કરી જાણજો.

સર્વ મનુષ્યો આ જગતમાં અનુકૂલ સ્થિતિને, કે પ્રસંગોને ઇચ્છે છે. પરંતુ જો તેવા અનુકૂલ પ્રસંગો જ જીવોને પ્રાપ્ત થતા હોત તો તમને લાગે છે, કે જીવોનું વાસ્તવ હિત જગતમાં સધાત? અને જો કેવલ અનુકૂલ પ્રસંગોથી જીવોનું હિત થતું હોત તો સર્વજ્ઞ ઈશ્વર કે જે આ વિશ્વના ચાલકપાલક ગણાય છે તે પ્રતિકૂલ પ્રસંગોને, કે સ્થિતિને, વિશ્વમાં ઉપજાવત જ નહિ. પરંતુ જ્યારે આવા પ્રતિકૂલ પ્રસંગો ઈશ્વરની સત્તામર્યાદામાં આવે છે ત્યારે જાણવું, કે તે કોઇ હિતને અર્થે જ આવે છે.

એકલા અનુકૂલ પ્રસગોથી મનુષ્યની પૂર્ણ ઉન્નતિ થતી નથી. પરંતુ પ્રતિકૂલ અને અનુકૂલ બે પ્રકારના પ્રસંગોથી જ મનુષ્યોની સાચી ઉન્નતિ થાય છે. જેથી બન્ને પ્રસંગોને બુદ્ધિમાને વધાવી લેવાજેવા છે.

પ્રતિકૂલ પ્રસંગ પ્રાપ્ત થતાં તત્કાલ આપણને એમ જણાય છે, કે તેથી આપણું અહિત થાય છે, વા થશે. પરંતુ આ પ્રમાણે માનવું એક ભૂલ જ છે. જે પ્રસંગ તત્કાલ આપણને અહિત કરનાર જણાય છે તે જ પ્રસંગ અમુક સમય જતાં આપણું અધિક હિત કરનાર જણાય છે. તેથી આવા પ્રસંગે નહિ અકળાતાં ધૈર્યથી સમય વીતાવવો, એ જ ઉત્તમ છે.

પ્રતિકૂલ પ્રસંગે જે મનુષ્ય અકળાઇ જાય છે, તે મનુષ્ય મનુષ્ય નથી. પરંતુ આવા પ્રસંગોને ધૈર્યથી દૂર કરીને અનુકૂલ પ્રસંગોને ઉપજાવનાર મનુષ્ય જ મનુષ્ય છે. ગભરાઓ નહિ, અકળાઓ નહિ, પણ તમારા આત્મબળવડે પ્રતિકૂલતાના મોટા પર્વતોને ઉથલાવીને હજાર ગાઉ દૂર નાખી દો. તમે આ વિશ્વને પણ તમારા અંતરાત્માથી અભિન્ન થતાં સ્રજવાને સમર્થ છો તો ઇપ્સિત ક્ષુદ્ર વ્યાવહારિક સ્થિતિને ઉપજાવી શકો, તેમાં શું આશ્ચર્ય છે! તો તમારા અંતરાત્માથી અભિન્ન થતા જાઓ, અને જ્ઞાનૈશ્વર્યને અનુભવતા જાઓ.

તમે એ વાર્તા કેમ ભૂલી જાઓ છો, કે આ જગત્ તો મિથ્યા છે? તો તેવા મિથ્યા જગતમાં કદાચ ગમે તે સ્થિતિ પ્રાપ્ત થઇ તો તેથી શું? મિથ્યા વસ્તુનું શામાટે ચિંતન કરો છો. એક સદ્વસ્તુનું જ ચિંતન કરો, અને તમે અને તમારી આસપાસની સ્થિતિ બદલાઇ ગયાવિના નહિ જ રહે.

જે ઈશ્વરાભિમુખ છે અને જેને ઈશ્વર વેગથી ઊંચે ચઢાવવા ઇચ્છે છે તેને ઈશ્વર આ જગત્‌માં અધિક વિકટ પ્રસંગો આપે છે. તેથી તેમને નીચે લઇ જવાને આ પ્રસંગ આવ્યો નથી, પણ ઉંચે લેઇ જવાને આવ્યો છે, એમ સત્ય કરી જાણશો. જેથી તમારે આનંદથી તમારા જ્ઞાન ઐશ્વર્યને જાગ્રત્ થવાને તત્પર થવાનું છે, એ લક્ષમાં રાખશો.

તમે લખો છો, કે એક પાઇ પણ પાસે રહી શકતી નથી. તો તેની શું ચિંતા છે? તમારો આત્મા તો તમારી પાસેથી જતો નથી રહેતો ને? અને તે ન જતો રહેતો કોઇ

તો પછી ચિંતા શી છે! તમારા હાથમાંથી જાય છે તેવા હજારો, લાખો, કરોડો અને અબજો રૂપિયા તમારો અંતરાત્મા ઉપજાવવા સમર્થ છે. તો તે અંતરાત્મા અને તેના અનવધિ સામર્થ્યને જોઇને શામાટે આનંદ પામતા નથી?

"આવી સ્થિતિમાં હું શું કરૂં", એમ પણ તમે લખો છો, તો આવી સ્થિતિમાં અખંડ ઈશ્વરસ્મરણ કરો, અસાધારણ પુરુષપ્રયત્ન કરો, અપૂર્વ ધૈર્યને ધારણ કરો, તથા અત્યંત ઉત્સાહને જાગ્રત્ કરો.

વળી તમે લખો છો, કે "ઉપાધિમાંથી છુટાય એટલો જ વિચાર આવ્યા કરે છે". તો આ ઉપાધિ તમારે માટે મેં રચ્યો છે, બીજા કોઇએ રચ્યો છે. ઈશ્વરે રચ્યો છે, કે તમે રચ્યો છે? તમે તરત જ કહેશો કે તમે પોતે જ રચ્યો છે. તો હવે જે રચે છે તે જ છોડી શકે છે. તો તે જ સામર્થ્યવડે તમે તેને દૂર કરી શકો છો. છુટાશે, શામાટે નહિ છુટાય? પૂર્વે અનેક મનુષ્યો આવી અને આથી વિકટ સ્થિતિમાંથી છુટયાં છે, તો તમે શામાટે નહિ છુટી શકો?

"માંડમાંડ મન ઇષ્ટ ચિંતનમાં વાળું છું", એમ પણ વળી તમે લખો છો તો તે યોગ્ય નથી. કાં તો અનુકૂલ સ્થિતિના વિચાર અખંડ જાગ્રત્ રાખો, કાંતો 'હું' ઈશ્વર છું, એ પ્રકારના તત્ત્વવિચારમાં અહર્નિશ રમો, કે કાંતો નિરંતર ઇષ્ટસ્મરણમાં વૃત્તિને જોડેલી રાખો. કારણ જે આ જ વસ્તુઓ અર્થસાધક છે, તથા સાચા સુખને આપનાર છે. વૃત્તિઓ ઇષ્ટચિંતનમાં ન જોડાતી હોય તો બળાત્કારથી પણ તેમાં જોડો. તેમને કહો કે જેનું ચિંતન કરવાથી કોઇ લાભ નથી, તથા જેનું ચિંતન કરવાથી દુઃખનું જ ભાન થાય છે, તેવા ચિંતનને કરવાથી શું હિત છે? માટે તે ચિંતનને પરિત્યજો, જાગ્રત્ થાઓ અને જેવડે સુખશાંતિ ઉપજે તથા અર્થ સધાય તેવા જ ચિંતનમાં પ્રવેશો.

આ પ્રસંગે મને

કરીને કોઇ પ્રસંગ વ્યવહારમાં આવે તો તે પ્રસંગે દેવું નહિ કરીને યથાશક્તિ જે બને શકે તેટલું જ કરવું, અને નાતના મનુષ્યો તથા સગાંસંબંધીનાં મર્મવચનો ધૈર્યથી સાંભળી રહેવાં.

"આ વિશ્વમાં કોઇ મદદ કરે તેમ નથી" એમ પણ તમે લખો છો. તો તે પણ વધારે સારું છે. કારણ જેને મદદ કરનાર મનુષ્યો આ જગતમાં હોય છે તેમનો વિકાસ ઓછે થાય છે. જેથી તમારે ઇશ્વરની સાહાય્ય લેઇને તમારા પોતાના જ સ્વાત્મબળ ઉપર ઝઝુમવાનું છે; અને તે ઓછા આનંદની વાર્તા છે શું? જ્યારે તમે ઇચ્છાનુકૂલ સ્થિતિ પ્રાપ્ત કરશો ત્યારે જગત્ તમારા પ્રતિ આંગળી કરીને તમારો દૃષ્ટાંત લેશે, અને કહેશે, કે અમુક કેટલી નિમ્ન સ્થિતિમાંથી ગગનપર્યંતની ઉચ્ચ સ્થિતિને સ્વપરાક્રમવડે પ્રાપ્ત થયા. તો બીજાનો આધાર લેવા કરતાં કે તમને તેવો કોઇ આધાર નથી, તેથી તેને શોક કરવા કરતાં કેવલ પોતાના જ પગ ઉપર ઉભા રહીને ઊર્ધ્વગામી થશો. તમે એટલા સર્વ કરી શકો તેમ છે, તો પછી બીજાનો આશ્રય શોધી શામાટે સ્વહસ્તે લઘુ બનો છો?

માત્ર સો અને હજાર રૂપૈયા જેટલી નાની રકમને મહત્તા આપી, તમારા પોતાના માહાત્મ્યને ક્ષુદ્ર કેમ કરો છો? તમારી મહત્તાનો પાર નથી. તમારા ઐશ્વર્યનો પાર નથી માટે સર્વ સમયમાં તેને જ જુઓ. બીજું કંઇ જ જોતા મા. ઉઠો, કટિ કસો અને તમારા ઐશ્વર્યને પ્રત્યક્ષ કરીને નર-સિંહ બનો.

શાંતિ થશે, એમ શામાટે ભવિષ્યની વાટ જુઓ છો: શાંતિ જ છે. તમારા હૃદયના ઉંડાણમાં પરમશાંતિ છે. તેને જ જુઓ. વ્યર્થ અશાંતિની કલ્પના કરી કલેશને અનુભવો નહિ. તમને જ્યોર્જ, કૈસર, કે ઇંદ્રનું પદ પ્રાપ્ત થાય તોપણ તેથી તમારા મહિમાનું પૂર્ણ સ્વરૂપ દર્શાવાશે નહિ. માટે તમે જે સ્થિતિમાં છો, તે સ્થિતિમાં પૂર્ણ છો. બાહ્ય દેખાવ મિથ્યા છે, તેનાથી રતિવડે બાંધેલા સંબંધને એકદમ છોડી દો અને તમારા અંતરાત્માથી નિત્ય એકતાર થઇને પૂર્ણ આનંદ, પૂર્ણ તૃપ્તિ, અને પૂર્ણ સુખનો સ્વાનુભવ કરો.

પ્રિયભાઇ! તમારા પત્રે તમારાપ્રતિના સ્નેહભાવે ઉપરનાં વચનો લખાવ્યાં છે, તે તેમાંથી સારરૂપ હિતકર નિશ્ચયોને હંસવૃત્તિથી ગ્રહણ કરીને સુખી થજો.

થોડા જ દિવસ ઉપર મારાઉપર એક અન્ય સ્થળેથી એક સજ્જનનું પત્ર હતું, તેને એક વ્યાપારમાં ચાળીશેક હજાર રૂપૈયા જેટલી ખોટ આવી છે. અને તેનું સર્વસ્વ જતાં તે નિષ્કિંચન થઇ રહ્યો છે. આવા ભાવનાં વર્તમાન સમયમાં મારાઉપર અનેક પત્રો આવે છે, અને તેમને હું યથામતિ સમાધાનનાં બે વચનો લખી મારો ધર્મ બજાવું છું. તમને લખેલો આ પત્ર આ સમયમાં અનેક મનુષ્યોને ઉપયોગી હોવાથી, તેને પ્રાતઃકાલના ચાલુ અંકમાં શંકા-સમાધાનના રૂપમાં પ્રસિદ્ધ કરવા ઉચિત ગણ્યો છે.

પ્રાતઃકાલના લવાજમ સંબંધમાં તમારે લેશ પણ ચિંતા કરવી નહિ. તે તમારા ઉપર હમેશાં આવે છે તેમ આવ્યા કરશે. અને જ્યારે તમને લવાજમ મોકલવાની અનુકૂલતા થાય ત્યારે મોકલી આપશો.

સર્વ સમયમાં હૃદયમાં અવિચલ શ્રદ્ધા રાખી ઇષ્ટસ્મરણ કરતા પ્રશાંત રહેશો, અને તમારા સર્વાર્થ સિદ્ધ થશે જ.



## प्रकीर्ण—

**वाद्दगोळाने ठेकाणे झेरी जंतुओनो प्रयोग.**

જેમ જેમ વર્તમાન લડાઇ લંબાતી જાય છે તેમ તેમ નવી નવી શોધો થતી જાય છે, અને નવા નવા મનુષ્યોના પ્રાણ હરનાર પ્રયોગો શોધી કાઢવામાં આવતા જાય છે. જર્મનીમાં કોઇ કોઇ વિજ્ઞાન શાસ્ત્રીઓને આવી શોધો કરવાનું કાર્ય સોંપવામાં આવ્યું છે. અને તે ક્યા જંતુઓવડે મનુષ્યોના પ્રાણ તરત જ લેવામાં આવે તેની શોધ કરી રહ્યા છે. આ લડાઇ બંધ થતાં બીજી આવી મોટી લડાઇ કેટલાએ વર્ષ સુધી થવાનો સંભવ નથી. અને જ્યારે બીજી આવી મોટી લડાઇ થશે, ત્યારે આજનાં સર્વ સાધનો નકામાં પડશે, અને લડાઇમાં નવાં જ સાધનો વપરાશે. પૂર્વે શારીરબળની લડાઇનો સમય હતો. હવે તે સમય ગયો છે, અને માનસબળની લડાઇનો સમય આવ્યો છે.

---

**जर्मनो लोहीमांथी पण खोराक मेळवे छे.**

એક જર્મનીનું પત્ર જણાવે છે, કે બ્રેઝના મ્યુનીસીપાલીટીના કસાઇખાનાના એક શસ્ત્રવૈદે એવી શોધ કરી છે, કે બળદના લોહીમાંથી ખોરાક તૈયાર કરી શકાય છે. તેણે લોહીનો સ્વાદ અને વાસ કાઢી નાંખવાની શોધ કરી છે, અને તે એક ઉપયોગી ખોરાકની વસ્તુ થશે, એમ તે જણાવે છે. અહહ ! લોહીનો આહાર પણ મનુષ્યો કરે છે, એ સાંભળીને અમને તો રોમાંચ જ થાય છે. અમને તો આવા મનુષ્યો કે રાક્ષસોમાં કંઇ ભેદ જણાતો નથી. વનસ્પતિખોરાક ઉપર પોતાનો નિર્વાહ કરનાર મનુષ્યો ખરેખર કેટલા પવિત્ર છે !

---

**मनुष्यनी उत्पत्ति वानरनी पूर्वे हती शुं ?**

આજે આખી દુનિયામાં એક અવાજે એવું માનવામાં આવે છે, કે મનુષ્યમાંથી વાનરની ઉત્પત્તિ થઇ છે. પ્રથમ અમુક પ્રકારની વનસ્પતિ થઇ, પછીથી તેમાંથી અમુક પ્રકારનાં પ્રાણીઓ પ્રથમ થયાં, પછીથી તેમાંથી વાનર થયાં, અને તેમાંથી પછીથી મનુષ્ય થયાં. આ વાર્તા એટલી તો સિદ્ધ મનાય છે, કે તેમાં શંકા કરનાર ગાંડાની ઇસ્પીતાલનો જ અધિકારી ગણાય છે. પરંતુ હવે પાશ્ચાત્ય દેશના જ કોઇ કોઇ સમર્થ વિદ્વાનોનો મત આ સંબંધમાં બદલાતો જાય છે. તેઓ કહે છે, કે મનુષ્યમાંથી વાનર થયાં, એ સિદ્ધાંત ખોટો છે, અને વાનર પહેલાં મનુષ્યો હતાં, એ સિદ્ધાંત સાચો છે. અને આ મંતવ્યથી ડાર્વીનનો વિકાસ (Evolution) નો સિદ્ધાંત નકામો થઇ જાય છે. આ શોધ કરનાર ઇટલીનો વિદ્વાન વિજ્ઞાનવિદ A. એનરીકો માર્કોની છે.

તે જ પ્રમાણે ગુરુત્વાકર્ષણનો નિયમ જે વિશ્વવ્યાપી ગણાતો હતો તે પણ ખોટો, એમ એ સંબંધનો ઉંડો અભ્યાસ કરનાર વિદ્વાનો જણાવે છે.

પાશ્ચાત્ય વિદ્વાનોએ કહ્યું, એટલે તે વેદવાક્ય જ છે, એમ સમજનારા અમારા આર્યબંધુઓ આ સંબંધમાં હવે શું કહેશે? તેઓ આ વેદવાક્યને જૂઠું ગણશે, કે શું કરશે, તેની અમને ચિંતા થાય છે! કારણ કે વેદવાક્ય જૂઠું હોઇ શકે જ નહિ. આવી કંઇ શોધોના આધારે આપણા દેશનાં શાસ્ત્રોઉપર પ્રહાર ઉપર પ્રહાર કરવાને કેવળ પાશ્ચાત્ય દૃષ્ટિથી જોનાર મનુષ્યો મચી પડેલા હતા, અને આજે પણ મચી પડે છે. આનંદની વાર્તા એ છે, કે તેમને પણ પોતાના વેદવાક્યજેવા માનેલા નિશ્ચયો બદલવાનો સમય પાસે આવતો જાય છે. હજી પણ આવા મનુષ્યો આપણાં શાસ્ત્રોપ્રતિ માન બુદ્ધિથી જોઇને તેનાં રહસ્યને સમજવાને પ્રયત્ન કરશે તો તેમને લાભ જ છે.

---

**ઘડીઆળના સંબંધમાં જાણવા જેવી કેટલીક બાબતો.**

આજે ઘડીઆળ એ પ્રત્યેક ઘરમાં મોટે ભાગે જોવામાં આવે છે ગામડામાં રહેનાર મનુષ્યો, કે શહેરમાં રહેનાર હજારો મનુષ્યો, કે જેમને સમયની કંઇ કિંમત નથી તથા જે નિયમિત કામકાજ કરતા નથી, તેવા મનુષ્યો પણ આજે ઘડીઆળ રાખે છે. ઘડીઆળથી કેટલા લાભ અથવા હાનિ છે, તેની ચર્ચા અત્ર કરવાની નથી, પણ આગળ ઉપર અમે કરીશું પરંતુ સમાજમાં સુધરેલા ગણાતા મનુષ્યો ઘડીઆળ રાખે છે, અને તેથી તેમનું અનુકરણ કરીને બીજા મનુષ્યો, કે જેમને ખરી રીતે તેની જરૂર નથી, તેવા મનુષ્યો પણ આજે ઘડીઆળ રાખતા થયા છે, જેના પરિણામે આજે આપણા દેશમાં દર વર્ષે લાખો રૂપૈયાની ઘડીઆળો આવે છે. અસ્તુ.

આપણે તો અત્ર ઘડીઆળ વાપરનારને જાણવાજેવી કેટલીક બાબતો જણાવવાનું ઉચિત ગણ્યું છે. બહારની ઘડીઆળો એક વખત જણાવે છે, અને ઘરની ઘડીઆળો એક વખત જણાવે છે. જે કાર્ય ઘડીઆળ તાપના દિવસોમાં કરે છે, તેથી જૂદું જ કાર્ય ઘડીઆળ વર્ષાદના, કે ઠંડીના દિવસોમાં કરે છે. ઉનાળામાં તાપથી કમાન, ચક્ર, પોલાદ, સોનું અને તેના બીજા અવયવો પહોળા થાય છે અને તેથી તે વખતનો ફેરફાર ઝટ જણાઇ આવે છે. ઘડીઆળના કદથી પણ તેનામાં જે ફેરફાર થાય છે તેમાં ભેદ પડે છે. શિયાળામાં કમાન વગેરે ઠંડીથી સંકોચાય છે, અને તેથી તેની ગતિ સહજે વધે છે.

આ સંબંધમાં પ્રયોગ કરીને પ્રો. ટરનરે શોધ કરી છે, અને તે જ અત્ર જણાવવામાં આવે છે. તે જણાવે છે, કે ઘડીઆળને ખીસે ભરવવામાં આવે છે ત્યારે તે જલદી ચાલે છે પણ જ્યારે તેને ગજવામાં મૂકવામાં આવે છે ત્યારે તે બરાબર ચાલે છે. ઘડીઆળને ઉભી રાખવાથી, તેને આડી મૂકવાથી, તેને ગજવામાં રાખવાથી તથા તેને ખુલ્લી રાખવાથી તેની ગતિમાં ફેર પડે છે. ઘડીઆળને છતી રાખવાથી તેના વખતમાં ફેરફાર પડતો નથી. રેલ્વે ગાડીમાં ઘડીઆળ પાસે રાખવાથી, તથા હાથઉપર પહેરી રાખવાથી પણ ધીમે ધીમે વખતમાં ફેરફાર થાય છે, એ વાર્તાનો અનુભવ જેમણે બારિકાઇથી નિરીક્ષણ કર્યું હશે તેમને થયો હશે જ.

---

**चंद्रलोकमां वसति छे शुं ?**

આજ સુધી ખગોળશાસ્ત્રીઓ એવું માનતા આવ્યા છે, કે ચંદ્રમા એક વસતિ વિનાનો જ Dead planet ગ્રહ છે. ત્યાં પાણી પણ નથી. અને વનસ્પતિ પણ નથી. તો પછી જીવતાં પ્રાણીઓ તો ક્યાંથી જ હોઇ શકે. પરંતુ પ્રો. ડબલ્યુ, એચ. પીકરીંગ જણાવે છે, કે ચંદ્રમામાં વનસ્પતિ પણ છે, અને વસતિ પણ છે. તે કહે છે, કે જે ભાગ ખગોળ શાસ્ત્રીઓએ જોવો જોઇએ તે નહિ જોવાથી જ આ પ્રમાણે તે માનતા આવ્યા છે. આપણાં શાસ્ત્ર તો જણાવે છે જ કે તમામ ગ્રહોમાં આપણી પેઠે વસતિ છે, અને તે આપણા જેવા જ વસતિવાળા લોક છે. જેને આજે આપણે નવી શોધો ગણીએ છીએ તેવી શોધો શું ત્યારે પૂર્વે આપણા દેશમાં થઇ ગએલી હતી !

---

સાધારણ રીતે દરીઆની ઉંડાઇ બેથી ત્રણ માઇલ મનાય છે. દક્ષિણ અમેરિકાના કિનારાની બાજુના રીઓ, ડી. લા પ્લેટા પાસે દરીઆની ઉંડાઇ આઠ માઇલથી પણ વધારે છે.

---

**लोढाने बदले लाकडानी पाणीनी नळीओ.**

કેલીફોર્નીઆમાં અમેરિકામાં લોઢાને બદલે લાકડાની પાણીની નળીઓ બનાવવામાં આવે છે. તેમાં નીચે પ્રમાણે વધારે લાભ છે એમ જણાવવામાં આવે છે. ૧ તેનું ખરચ ઓછું આવે છે. ૨ ટકે છે વધારે. ૩ લેઇ જવા લાવવામાં સરળ પડે છે. ૪ હલકી સુધારી શકાય છે. ૫ ખવાઇ જતી નથી. ૬ પાણીના સ્વાદમાં તેથી ફેરફાર થતો નથી. ૭ તથા બહારના બીજાં તત્ત્વોથી પણ પાણીને અડચણ થતી નથી.

આપણે તો પાશ્ચાત્ય પ્રજા જે કહે તે 'બાબાવાક્ય પ્રમાણમ્' ગણવાનું છે. કારણ કે આપણે ક્યાં કોઇ બાબતનો સ્વતંત્ર વિચાર કરવાનો છે, કે ક્યાં નવી શોધ કરવાની છે. તે પ્રજા આપણને કહે, કે અમુક તમને લાભકારક છે તો આપણે તેને વધાવી લેવાનું છે, અને તે કહે કે અમુક તમને નુકસાનકારક છે તો આપણે તેને શિરસાવંદ્ય ગણવાનું છે !

---

**गुप्त दूतो वर्तमान युद्धमां केवी रीते पोतानुं कार्य करे छे ?**

વર્તમાન યુદ્ધમાં ગુપ્ત દૂતો (Spy) કેવાં કેવાં બુદ્ધિવાળાં કાર્ય કરે છે, તે જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે આપણા મુખમાંથી ધન્ય છે, વાહવાહ, અહો, એવા આશ્ચર્યના ઉદ્ગાર નીકળ્યાવિના નથી જ રહેતા. જો, કે આ ગુપ્ત દૂતોએ આ પ્રસંગમાં શું શું કર્યું છે તેમાંથી ઘણું ઓછું જ આપણા જાણવામાં આવ્યું છે. કદાચ પાછળથી કેટલીક બાબતો જાણવાનો સંભવ છે.

શત્રુ રાજ્યના કિલ્લા કેવા છે, તેમાં દારૂગોળો કયા ભાગમાં રહે છે; તેમાં કોઇ દોષ હોય તો કયા ઠેકાણે છે, એ વગેરે હકીકત, પોતાના રાજ્યમાં પહોંચાડવાનું કામ આ ગુપ્ત દૂતો આજે પ્રાણના જોખમે કરી રહ્યા છે. સ્ત્રીઓ પણ આ કાર્યમાં સારી રીતે ભાગ લે છે, કારણ, કે સ્ત્રીઓના ઉપર શક જવાનો સંભવ ઓછો રહે છે. જેથી તે આ કાર્ય સરળપણે કરી શકે છે. પરંતુ હવે તો સ્ત્રીઓના ઉપર પહેલો વહેમ લાવવામાં આવે છે. કારણ કે તેવી કેટલીક સ્ત્રીઓ તે કાર્ય કરતી આજ સુધીમાં પકડાઇ છે.

એક વર્તમાનપત્ર જણાવે છે, કે થોડા વખત ઉપર ફ્રાન્સની સરહદ ઉપરથી આવી એક સ્ત્રી પકડાઇ હતી, કે જે સ્વીઝર્લાંડ જતું છે, એમ કહેતી હતી. પણ ખરી રીતે તેનો આશય જર્મની અથવા ઓસ્ટ્રીયા જવાનો હતો. તેનો આરંભમાં સર્પ્તાઇથી ઝાડો લેવામાં આવ્યો હતો, પણ તેની પાસેથી કંઇ પણ વસ્તુ શક જાય તેવી મળી આવી નહતી. તો પણ તેની કેટલીક પ્રવૃત્તિઉપરથી તેનાઉપર શક રહેતો હતો. અને તેથી ફ્રાન્સના એક અમલદારને તેના સંબંધમાં વધારે તપાસ કરવાનું સોંપવામાં આવ્યું હતું. તેણે તેના શરીરની ઘણી તપાસ કરી પણ કંઇ મળી આવ્યું નહિં. તોપણ તેણે તેની પૂરેપૂરી તપાસ કરવાને માટે તેને એક ખુરશીઉપર બાંધી અને તેને ગરમ સઘડી પાસે બેસાડી. તેણે એકદમ તીણી બુમ પાડીને કહ્યું, હેવાન, તું મને જીવતી બાળી મૂકવા ઇચ્છે છે શું? પેલા અમલદારે કહ્યું, બાઇસાહેબ તમે શાંતિ રાખો. અમારે માત્ર તમારા સુંદર બરડાનું જ નિરીક્ષણ કરવું છે. તાપમાં તેના બરડાને રાખીને તે અમલદારે જોયું તો તેનાઉપર એક સવિસ્તર નકશો ચીતરેલો હતો. આ નકશો ફ્રાન્સના એક સઉથી અગત્યના કીલ્લાનો હતો. તેમાં કેટલી તોપો છે, તેનું કદ, તેને કેવી સ્થિતિમાં ગોઠવવામાં આવી છે, તે કીલ્લાનું માપ તથા તેની દુર્બળતા ( Weakpoint ) કયે ઠેકાણે છે, એ વગેરે સર્વ હકિકત તેમાં ઘણી બુદ્ધિપૂર્વક ચીતરી હતી. જર્મનીના કોઇ કુશલ લશ્કરી સીપાઇ આ કીલ્લામાં ગયો હોવો જોઇએ, અને તે પોતાના દેશમાં ન જઇ શકે, માટે તેણે આ સ્ત્રીને તે કાર્ય કરવાનું સોપ્યું હતું. ત્રાંબુ જેમાં આવે તેવા કોઇ મિશ્રણ-વડે આ બાઇના બરડાઉપર આ નકશો ચીતરવામાં આવ્યો હતો. પરંતુ આ નકશો એમને એમ જણાય તેવો જ નહતો. જ્યારે તેને તાપ આગળ રાખવામાં આવ્યો ત્યારે ભુરા રંગથી તે ચીતરેલો જણાયો હતો.

કોઇ કોઇ ગુપ્ત દૂતો એક પુસ્તકમાં જૂદાં જૂદાં પતંગીયાંને ચીતરે છે, અને તેની અંદર કોઇકમાં દુશ્મનના કીલ્લાઓનું વર્ણન આપે છે, અને તે પુસ્તક પોતાના દેશમાં લેઇ જાય છે, કે મોકલી આપે છે. કોઇ કોઇ ગુપ્ત દૂતો આ નકશાઓ ત્વચા ઉપર એવી વસ્તુથી ચીતરે છે, કે તે માત્ર સૂર્યના પ્રકાશમાં જ વંચાઇ શકે. કોઇ તેને ગંધકના મિશ્રણથી ચિતરે છે, કે જેથી તે માત્ર અંધારામાં જ વંચાઇ શકે છે. એક સ્ત્રીના કાનના સોનાના એરીંગમાંથી આવી કેટલીક હકિકત મળી આવી હતી. એક સ્ત્રી પોતાના કુતરાના વાળમાં જ કંઇ કંઇ ગુપ્ત હકિકત સંતાડીને લેઇ જતી હતી. એક સ્ત્રી પોતાના કૂત્રિમ દાંતઉપર જ આવી હકીકત લખાવીને લેઇ જતી હતી.

આવા અનેક ગુપ્ત દૂતો પકડાઇ જાય છે, છતાં તેવી અનેક વ્યક્તિઓ આજે તેવાં કાર્ય કરવાને તત્પર થાય છે; જ્યારે આવા કોઇ દૂતો પકડાય છે ત્યારે તેમને હજારો મનુષ્યો વચ્ચે ઘણી સખત શિક્ષા કરવામાં આવે છે, છતાં પણ અનેક મનુષ્યો આ કાર્ય કરવાને તત્પર થઇ જાય છે, એ તેમનો સ્વદેશપ્રેમ કેવો! બીજા દેશમાં અને આપણા દેશમાં અંતર એ છે, કે જ્યારે ત્યાં આ પ્રમાણે પોતાના પ્રાણના જોખમે અનેક મનુષ્યો સ્વદેશ સેવા કરવાને તત્પર થાય છે, જ્યારે આપણા દેશમાં પોતાનું પેટ ભરવાને માટે પોતાના જ દેશમાં ગુપ્ત-પોલીસ ( detective ) નું કામ કરવાને આપણા જ દેશના અનેક મનુષ્યો સ્વયંસેવકો તરીકે નીકળી આવે છે!

**આકાશ શામાટે વાદળી રંગનું છે?**

સૂર્યના પ્રકાશને આપણે શ્વેત કહીએ છીએ તે લાલ, નારંગી, પીળો, લીલો, વાદળી, જાંબુરો, અને ગળીના રંગને મળતા રંગનો બનેલો છે. આ પ્રકાશને તેનાં આ સાત કિરણોમાં અનેક રીતે જૂદા પાડી શકાય છે. ઝાડનાં પાન, ફુલ વગેરેના જે જૂદા જૂદા રંગ આપણે જોઇએ છીએ તે, તે તે રંગને તે પોતાનામાં મેળવી દે છે. ઝાડના લીલા પાનમાં બીજા રંગો મળી જાય છે, પરંતુ તે એક લીલા રંગને જ માત્ર બહાર ફેંકે છે. તે જ પ્રમાણે વાતાવરણમાં ઉડતા રજકણો અર્થાત્ સૂક્ષ્મ અણુઓ એક પ્રકારનાં કિરણોને ગળી જાય છે, અને બીજાને બહાર કાઢી નાખે છે. અને જે પ્રકારનાં કિરણો તે બહાર કાઢે છે તેને આપણે વાદળી રંગ કહીએ છીએ. સૂક્ષ્મ અણુઓનું કદ, તેમની વચ્ચે રહેલું અંતર, તથા જે ખુણામાં તેમને સૂર્યનાં કિરણો મળે છે, એ સર્વ આકાશનો રંગ જણાવવામાં કારણભૂત થાય છે.

---

**મંગળના લોકો પૂર્વે ક્યાં રહેતા હતા?**

ડા. ફાર્કેસ્ટર્સનો પ્રેત જણાવે છે, કે આજે મંગળમાં ઘણા લોકો છે, કે જે પૂર્વે આટલાન્ટીસમાં રહેતા હતા. આટલાન્ટીસ એ એક સ્વતંત્ર ગ્રહ હતો અને તે પૃથ્વી સાથે અથડાઇને નાશ પામ્યો હતો, એમ કોઇ કહે છે; અને કોઇ કહે છે, કે તે આપણી પૃથ્વી ઉપરનો એક દેશ હતો, જે એક ધુમકેતુ સાથે અથડાવાથી નાશ પામ્યો હતો, અને તેનાઉપર પાણી ફરીવળ્યું હતું, જ્યાં આગળ આજે આટલાન્ટીક સમુદ્ર આવેલો છે. આ પ્રેત જણાવે છે, કે ત્યાંના લોકો તે ગ્રહમાં જરા કંઇક થાય છે, કે સહજ સ્વભાવે જ ભય પામે છે, કારણ, કે તેમના આત્મામાં તે સમયની સ્મૃતિના સંસ્કારો ગુપ્ત રહેલા છે. મંગળમાં ભૂકંપ અથવા મંગળ-કંપ ઘણી વખત થાય છે. અમેરિકામાં પ્રેતાવાહન ( Spiritualism ) નો ઘણો પ્રચાર થએલો છે; અને આ વિદ્યામાં આગળ વધેલા મનુષ્યો પ્રેત કે જેને અંગ્રેજીમાં Spirits કહેવામાં આવે છે, તેનું આવાહન જૂદી જૂદી રીતે કરીને, આવી કંઇ કંઇ ખબરો મેળવે છે. આ પ્રકારના પ્રેતાવાહનવડે તેમણે જાણી ગએલો, કે નાશ પામેલો આટલાન્ટીસ કેવો હતો, તે વખતે કેવાં મનુષ્યો હતાં,

તેમની ભાષા શું હતી, તેમનો ખોરાક શું હતો, એ વગેરે તેમના સંબંધી સવિસ્તર હકિકત તેમણે મેળવેલી છે.

આપણા દેશમાં પ્રેત અથવા ભૂત એ વહેમ છે, એમ માનવામાં આવે છે અને તેને મૂર્ખ અથવા ભોળા, કે અજ્ઞાન મનુષ્યોની કલ્પના ગણવામાં આવે છે. જ્યારે આશ્ચર્ય એ છે, કે અમેરિકાજેવા દેશોમાં પ્રેતવિદ્યા ( Spiritualism ) નો ઘણો પ્રચાર થયો છે અને તેનાઉપર સેંકડો પુસ્તકો લખએલાં છે. તે લોકો જૂદી જૂદી આવાહનની રીતો વડે પ્રેતનું આવાહન કરે છે અને તેમની પાસે કંઇ કંઇ કાર્ય કરાવે છે તથા કંઇ કંઇ ખબરો મેળવે છે. વહેમનું ખંડન કરનાર અને આપણી પ્રજાને ગાંડી, ભોળી, મૂર્ખ, અને અજ્ઞાન ગણનાર સુધારા પક્ષના મનુષ્યો ! તમે આ પ્રેતવિદ્યાને ત્યારે ખરી માનશો, કે ખોટી ? તમને અંગ્રેજી લખાણઉપર એટલો બધો મોહ છે, કે તે તો તમે ખોટું નહિ જ માની શકો. તો તમારી ભૂલ અથવા પ્રેત એ વહેમ છે, કે મનની કલ્પના છે, એ વિચારને હવે ફેરવ્યાવિના તમારે છુટકો જ નથી.

શ્રાદ્ધાદિક ક્રિયાઓને અર્થવગરની ક્રિયા સમજનાર અમારા આર્યબંધુઓ, પણ જગતમાં પ્રેત હોય છે, તે જાણીને હવે કેવી રીતે પ્રજાને વધારે ઉંધે માર્ગે દોરી શકશે ? અમને લાગે છે, કે આપણા દેશના સુધારો કરનાર મનુષ્યો કૃપા કરી આપણા દેશનાં શાસ્ત્રોનો પ્રથમ સારો અભ્યાસ કરે તો સારું, કે જેથી પ્રજાનો તે ઉદ્ધાર કરવાને નામે તેને ખાડામાં અને અંધકારમાં લેઇ જતા અટકે.

ભૂત અથવા પ્રેતના સંબંધમાં અધિક જાણવા ઇચ્છનારે શ્રીમાન્નૃસિંહાચાર્યજીરચિત "સુરેશ ચરિત્ર" નામનું પુસ્તક વાંચવાની જરૂર છે; તેમ જ મંગળલોકના સંબંધમાં અધિક જાણવા ઇચ્છનારે "મંગળપ્રેરિત સંદેશા" એ નામનું પુસ્તક વાંચવાની જરૂર છે. આ બન્ને પુસ્તકો ઘણો જ રસ ઉપજાવે તેવાં છે. તે બન્ને વ્યવસ્થાપક, મહાકાલ વડોદરા, એ ઠેકાણેથી મળી શકે છે.

---

જે વિદ્વાન્ શોધકોએ જંતુવિદ્યાની શોધ કરી છે, તથા જેમણે આ વિદ્યાનો સારો અભ્યાસ કર્યો છે, તે મનુષ્યો કહે છે, કે રોગના જંતુઓ જ રોગનું કારણ છે. તેથી મનુષ્યોએ રોગના જંતુઓથી બહુ જ સાવધાન રહેવાનું છે.

સુદૃઢ શરીરવાળા મનુષ્યોને રોગના જંતુઓનો ભય ઓછો રહે છે.

પરંતુ આપણે ઘણે ઠેકાણે જોયું છે, કે ઘરડાં મનુષ્યોને કોલેરા, કે પ્લેગના જંતુઓની અસર થતી નથી, તો તેનું કારણ શું ? તેનું કારણ નીચેપ્રમાણે છે.

મનુષ્યના રુધિરમાં શ્વેત અણુઓ હોય છે. આ અણુઓ મનુષ્યના શરીરમાં પ્રવેશ વા પ્રવેશેલા રોગના જંતુઓને અથવા અણુઓને બહાર મારી કાઢવાનું અથવા તેમ જવાનું કામ કરે છે. અને જેમનું શરીર સુદૃઢ હોય છે, તેમના શરીરમાં આ અણુઓ રે પ્રમાણમાં હોય છે અને તે વધારે બળવાળા હોય છે, જેથી તે રોગના જંતુઓને ખા ય છે, અથવા બહાર હડાવી કાઢે છે. તેથી જેમના શરીર સુદૃઢ અને બળવાન્ હોય છે તેમને રોગના જંતુઓનો ભય ઓછો રહે છે. અને ઘણાં મનુષ્યોનાં શરીર ઘરડાં હોય છે, પરંતુ તે સુદૃઢ હોય છે, જેથી તેમના શરીરમાં શ્વેત અણુઓ અધિક પ્રમાણમાં હોય છે, તથા તે બળવાન્ હોય છે; જેથી કાલેરા, કે પ્લેગના જંતુઓને તે હડાવી કાઢે છે. ક્ષયરોગના અણુઓ પણ આવાં મનુષ્યોને ઇજા કરી શકતાં નથી. જ્યારે હાલના નિર્બળ યુવાનો પ્લેગ, કોલેરા, ક્ષય વગેરે રોગના સહજ ભોગ થઇ પડે છે તેથી શરીરને સુદૃઢ કરવાની કેટલી આવશ્યકતા છે તે આથી સ્પષ્ટ થાય છે. તેથી રોગના જંતુઓથી અભિભવ ન થવા માટે, આરોગ્યનું ઉત્તમ પ્રકારનું સુખ લેવાંમાટે તથા દીર્ઘાયુષી થવા માટે શરીરને સુદૃઢ કરવાની અગત્ય છે.

---

झुलतुं मकान.

અમેરિકામાં કેલીફોર્નીઆમાં ૩૦૨ ફુટની ઉંચાઇવાળું, ઘુમટવાળું એક મકાન બાંધવામાં આવ્યું છે જેને એક માણસ પોતાના બે હાથવડે હીંચકાની પેઠે હલાવી શકે છે. તેને ઝુલતા પુલની પેઠે માત્ર ઝુલતું બાંધવામાં આવ્યું છે, એમ નહિ, પણ તે જમીન ઉપર બાંધવામાં આવ્યું છે. તેને બાંધનાર ઇજનીયરોએ તેને એવું બાંધ્યું છે, કે ધરતીકંપ વખતે પણ તેને અડચણ આવશે નહિ.

---

र्मन सीपाइओने लडा-
ई उतारता पूर्वे उत्तेज-
दवा आपवामां आवे

મિત્ર રાજ્યોને એવી ખબર મળી છે, કે જર્મનીના લશ્કરી સીપાઇઓને લડાઇમાં ઉતારતા પૂર્વે 'ઇથર' કે એવી બીજી દવા આપવામાં આવે છે, કે જેથી તે ગમે તેવા તોપના સખત મારમાં પણ આગળ ધસે છે, જરા પણ ડરતા નથી, અને બહુ જ બહાદુરીનાં કામ કરે છે. મિત્રરાજ્યોના પક્ષના મનુષ્યો કહે છે, કે આથી તેમને ઘણું નુકસાન થાય છે. પરંતુ અમને શંકા છે, કે જર્મનીજેવા કુશળ દેશે, આવા પ્રયોગો પ્રથમ જ પછી જ તે રિવાજ દાખલ કર્યો હશે.